પરિમલ ગ્રંથાવલિ : ૫

# પરાધીન્

●

ગોપાલ

# નવલકથા વાંચવાની વૃત્તિ સનાતન છે

બાળકોની પેઠે મોટાંઓને પણ વાર્તા–નવલકથા વાંચવાનું ખૂબ ગમે છે; તેથી બીજાં કોઈ પુસ્તકો કરતાં વાર્તાઓનાં પુસ્તકો મોટી સંખ્યામાં પ્રકટ થાય છે અને તેનો ફેલાવો અને માગણી પણ લાયબ્રેરી...

જાતનાં

પડશે;

સોસાય

મંડળ

મનુ

જ્યારથી

ત્યારથી

આનંદ

એક અ

નાનો વ

ઉદાસિન

થતા ન

નથી. ર

નહિ પ

ઘણીએ

કાલ્પનિ...



બનાવોનું. ચોકકસ પ્રકારના મનુષ્યસ્વભાવનું, ન્યાય અને નીતિનં, સ્નેહ અને સત્યનું, સંસારની ઘટનાઓનું ચિત્ર એવી અસરકારક રીતે-પછી તે વર્ણનાત્મક શૈલીનું, ઐતિહાસિક, તાદાત્મક (*Realistic*) કે મનુષ્યની લાગણીઓ કે ભાવનાનું પૃથક્કરણ કરતું હોય-રજૂ કરે છે, કે આપણે એક વાર ચાલુ દુનિયાને વિસરી જઈએ છીએ, અને તેમાંના પાત્રો સાથે સમભાવી બની, તેમાંનાં સુખદુઃખ અને અભિલાષા, મુશ્કેલીઓ અને

પરિમલ ગ્રંથાવલિ : ૫

# પરાધીન


લેખક

**શ્રી ચન્દ્રનારાયણ શર્મા**

વિદ્યાભૂષણ

●

અનુવાદક

**શ્રી ગોપાલ**



ગાંડીવ સાહિત્ય મંદિર : સુરત

મુદ્રક : પ્રકાશક:
**નટવર મૂ. વીમાવાળા**
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત.





આવૃત્તિ પહેલી
સંવત ૨૦૦૦
સને ૧૯૪૪
કિંમત ૩-૧૨-૦

# સાંકળિયું

## દાદાજી

# ૧

"બેતા, ઓ રે બેતા, ઓ વાંઝણી પૂતા!"

બેતો ઉરફે ક્ષેત્રનાથ તે વેળા ફૂલવેલાની વાડને સુઘડ બનાવવાના કાર્યમાં ભારે મશગૂલ હતો; એટલે દાદા મહાશયની આ રોજના પરિચયવાળી મોટી બૂમો તેના કાનમાં અથડાતી હતી, છતાં તે તરફ ધ્યાન આપવાનું તેને જરૂરી ના લાગ્યું. દાદા મહાશય તેની આ બેદરકારી જોઈ વધારે ખીજવાયા અને નજીક ધસી જઈ મોટે સાદે બોલ્યા: "અલ્યા! ઓ નવાબજાદા, આ મુફલિસની બૂમો કાનમાં પેસે છે ખરી કે નહિ?"

ક્ષેત્રનાથે મોં ઊંચું કર્યા સિવાય ઉદાસ ભાવે જવાબ દીધો: "કેમ!

દાદા મહાશયે પૂછ્યું: "આ બધું શું ચાલે છે?"

રસીનો ગાળો બરાબર તાણતાં તાણતાં ક્ષેત્રનાથે ગંભીર સાદે જવાબ દીધો: "ફુલવેલાની વાડ થાય છે."

ગુસ્સાભર્યા અવાજે દાદા મહાશય બોલ્યા: "વાડલી થાય છે તે તો જુએ જ છે તો મારા બાકોરાં. પણ વાંસ દોરડી બગાડી આ બધું કરવાની જરૂર શી છે?"

ક્ષેત્રનાથે ગાળો બરાબર ખેંચી ગાંઠ બાંધ્યા કેડે છૂરી વડે દોરડી કાપી નાંખી. તે પછી દાદાજીના મોં તરફ જોઇ ધીર ગંભીર કંઠે કહ્યું: "આપ મુરબ્બીના સરાધ વખતે ફુલપાંદડાં તો જોઇશે જ. તે અત્યારથી જ તેની તજવીજ કરવા માંડી છે."

તીખી નજરે કેટલીક ક્ષણ સુધી દાદાજી ક્ષેત્રનાથના વદન સામે ટગર ટગર નિહાળી રહ્યા. તે પછી ગંભીર સાદે બોલ્યા: "સમજ્યો. ભવિષ્યનો —એટલે બધો આઘેનો વિચાર કરતાં તું શીખ્યો તે જાણી મારો બેડો પાર થઇ ગયો. પણ મારા સરાધની જોગવાઇ કરવા નીકળ્યો છે, તે તારા પોતાના પેટપિંડની તજવીજ કંઈ કરવી છે કે ના ?"

ફરીથી રસી વાંસડા પર ભેરવતાં ભેરવતાં ક્ષેત્રનાથે જવાબ દીધો: "તે તજવીજ તો ફોઇબા કરે જ છે."

મોં કટાણું કરી દાદાજી બોલ્યા: "હંઅ, ફોઇબા પેટપિંડની જોગવાઇ કરે છે ને ડોસો મૂવો પરસેવો પાડી નાણું લાવે છે, ને તું મોટો નવાબ-જાદો, તે છેલાઇ કરી, ફુલપાંદડાની વાડી બાંધી મારી સાતે પેઢીનો ઉદ્ધાર કરે છે. ઠીઇઇક !"

લૂખે સાદે ક્ષેત્રનાથ બોલ્યો: "ત્યારે કરું ય શું ?"

જોશભર અવાજે દાદાજી બોલ્યા: "કરે શું, મારું સરાધ ને મારી સાત પેઢીનું ય સરાધ ! હંઅ ! વીસ વીસ વરસનો લડધો થયો તે તારા પોતાના પિંડનું સાધન કેમ નથી કરાતું ?"

માથું ઊંચું કરી ક્ષેત્રનાથ પણ જરા ઊંચે સાદ બોલ્યો: "તે ય કરતાં આવડે છે—સાઆઆરી પેઅંઠે."

કટાક્ષભર્યું હસી દાદાજી બોલ્યા: "ખરે જ કે ? તો કરતો કેમ નથી ?"

ક્ષેત્રનાથ: "તેવી જરૂર નથી."

દાદા: "હાસ્તો. શાની જરૂર હોય. ખાસ્સો નફફટ જેવો ડોસાને બરડે કોઠું ભાંગી ખાય, તે જાત ઘસીને ખાવાની જરૂર શાણે પડે ?"

ક્ષેત્રનાથ: "તે ખવડાવો છો શું કરવા ?"

દાદાજી: "કોણ જાણે, ભોગ અમારા ! નહિ તો મારી સોના જેવી પેઢી ભાંગીને ચુરેચુરા શાણે થઈ જાય ને આ છેલ્લે કાંઠે આ ઉંમરે આવો વેઠિયો બોજો વહેવો શાણે પડે ?"

ક્ષેત્રનાથઃ "હું વેઠિયો બોજો ?"

દાદાજીઃ "ના રે, ભૈ ! તું તો મારા માથાનો મણિ, મારી સાત પેઢીનો હૈયાનો હાર !"

ક્ષેત્રનાથઃ "આજકાલ તમે બહુ ફાટયું ફાટયું બોલો છો, હોં !"

દાદાજીનો અવાજ પંચમે ચડયો. બોલ્યાઃ "ભૂલ થઇ અમારી ભઈ. ઝખ મારી. લે, એ થાપટ લગાવી લે ભઇ !"

ક્ષેત્રનાથ વાડનો એક વાંસડો દાબી ધરી ગુપચુપ બેસી રહ્યો. તીખે સાદે દાદાજી બોલ્યાઃ "તે ફુરસદે મારી લેજે ભાઇ. હાલ તો તારી વાડફાડને રાખી, જા, ઢોરાં જોઈ આવ."

છણકો કરી ક્ષેત્રનાથ બોલ્યોઃ "તે નહિ બને મારાથી."

દાદાજીઃ "નહિ બને તો ખાશે કયાંથી લાવીને ?"

ક્ષેત્રનાથઃ "નથી ખાવું મારે."

દાદાજીઃ "તે તારે તો ખાવું હોય છે જ કીદાડે ? પણ તારું પેટ કયાં તારું કહ્યું માને છે ?"

ક્ષેત્રનાથ હવે ખીજવાયલે પણ મક્કમ સાદે બોલી ઊઠયોઃ "જાતકમાઈથી મેળવીશ ત્યારે ખાઇશ, નહિ તો હવે નથી જ ખાવું."

દાદા બોલ્યાઃ "જાતકમાઇથી ખાશે ? નક્કી ? ખરેખર ?"

ક્ષેત્રનાથ વાડ છોડી દઈ ઊભો થઈ ગયો. દાદાના મોં સામું નિહાળી સતેજ સાદે બોલ્યોઃ "હા, નક્કી, ખરેખર. મરદ માણસ છું, હાથપગ છે, શાને તમારો પોઠિયો બની રહું ?"

કટાક્ષપૂર્ણ સાદે દાદા બોલ્યાઃ "હં અ ! વૈરાગ્ય આવ્યો લાગે છે ? ત્યારે તો ઘર તજી જંગલ જ જવાનો ને !"

મોં નીચું ઢાળી અભિમાનભર્યા ગુંગળાતા સાદે ક્ષેત્રનાથ બોલ્યોઃ "મારે વળી ઘર જ કયાં છે દાદાજી, તે વળી તજવાનું હોય ? હું તો જ્યાં રહું તે જ મારું ઘર !"

ગંભીર ભાવે "હં" બોલી દાદાજી ફરી નજરે ક્ષેત્રનાથના વદન તરફ ભાળી રહ્યા. નિહાળી રહેતાં વિષાદઘેરે સાદે બોલ્યાઃ "બોલેસ્તો તું ! પાંચ વરસનો આવેલો, તે આજે સત્તરનો થયો. હવે દાદા વળી કોણ લાગે ? દાદાનું ઘર હવે પરાયું થયું, ખરું ને ?"

દાદાજીએ એક ઘેરો, સુદીર્ઘ નિસાસો વછોડયો. ક્ષેત્રનાથ મોં ફેરવી ઊભો ઊભો વાડની એક થાંભલી હલાવવા લાગ્યો. દાદાજી જરાક થોભી ગયા કેડે ફરી બોલવા લાગ્યાઃ "ભલે, ખુશીથી જા. જ્યાં જઇને સુખી થવાતું હોય ત્યાં ભલે જા. ને એમ ના ધારીશ, કે તારા ગયાથી દાદાને મોટો ઘા લાગી જશે. તલ જેટલું ય નથી લાગવાનું, દીકરા, રાઈ જેટલું ય નથી લાગવાનું. શાને લાગે ? છે તો પારકા છોરું જ ના ! પંડનો સોના સમો સંસાર કયાંકનો કયાંક તણાઇ ગયો ને કઠણ છાતીએ તે ખમી લીધું, તો હવે તું જશે તે કંઈ ખમાવાનું નથી ? ખુશીથી જા ભાઈ! ઉલટાનો હું તો તારા બોજામાંથી છૂટયો માની હાઆશ કરીશ. મારે હવે છે ય શું તે ? શા સારું આવો ગદ્ધા–બોજો વહેવો જોઇએ ? મારે તો આ બધી જંજાળ છોડી પરમાત્માને ચરણે જવા જોગો ગાળો રહ્યો. હવે શાણે આવી બધી કરમકઠણાઇ જોઇએ ?"

દાદાજીનો અવાજ ધીમે ધીમે ભારે ને ભારે બનતો ગયો. મોં ફેરવી લઈ ગાઢે સ્વરે ભગવાનને ઉદ્દેશી તેઓ બોલ્યાઃ "વિશ્વંભર ! દીનદયાળુ ! આ બધા નિમકહરામીઓના ફંદામાંથી મને હવે છોડાવ મારા વહાલા !"

એક આછો નિસાસો–હૃદયની ઘાટી વેદનાથી ભરેલો નિસાસો છોડી દાદાજી ઝડપી ડગલે ત્યાંથી ચાલી ગયા ! ક્ષેત્રનાથ વાડ ઝાલી થોડી વાર ઊભો રહ્યો. તે પછી, દાદાજી દૃષ્ટિ આડે થતાં ફરીથી પોતાના બાંધવા-છોડવાના કામમાં તે મશગૂલ થઇ ગયો.

★

## પારકો છૈયો

# ૨

બુઢ્ઢા રામતારણ ઘોષાલ કંઇ એવા નકારું-નબળું માણસ ન હતા. મુસીબતમુશ્કેલીમાં લોકોને હળવુંમળવું પૈસાટકા વડે મદદ કરવી, કોઇના ઘર-ટંટા થયા હોય તો તે પતાવી આપવા વગેરે વગેરે કામોમાં તે મોખરે જ હોય. ને એટલા કારણે ગામના મોટા ભાગના લોકો તેના પાડ તળે હતા. તેના તરફ કૃતજ્ઞભાવે જોતાં હોય હોય તો માત્ર એટલો જ કે તેનો સ્વભાવ જરા તીખો હતો, જીભ જરા કડવી હતી. તેની વાતોચીતો સાંભળી કોઇ કદી ય ન સમજી શકતું કે આ રૂક્ષ–શુષ્ક સ્વભાવવાળા ડોસાના અંતરમાં ભીતરે માનવતાભરી કુમાશ, કે દયામાયાનો પણ જરા અંશ હશે. તેમાં વળી એની શાણી ભલી વહુ અને કામગરો દીકરો ભવતારણ તેને થાપ આપી અનંતની મહાયાત્રાએ ચાલ્યાં ગયાં, ત્યારથી તો ડોસાનો ગરમ મિજાજ કંઇ ઓર જ તીખો બની ગયો. સીધી રીતે વાત કરતાં પણ લોકો તેને મોઢેથી કર્કશ ને કડવા જવાબ શિવાય કશું પામતાં જ નહિ. લોકો વિચારતાઃ શોકેદુઃખે ડોસાનો સ્વભાવ બગડી ગયો છે. કોઇક વળી એમ પણ કહેતુંઃ ડોસાનું તો ચસકયું છે, હવે થોડે દહાડે હાથેપગે બાંધીને જ રાખવો પડશે.

છતાં, વરસ પછી વરસ જવા લાગ્યાં, તો ય બુઢ્ઢા રામતારણ ઘોષાલનું ચસકી જાય એવું લક્ષણ તો કશું નજરે ના પડયું. એટલે તેને હાથે-પગે બાંધી રાખવાનું ય કશું કારણ ન થયું. સંસાર જેમ ચાલતો હતો, તેમજ ચાલવા લાગ્યો. ફક્ત રામતારણ ઘોષાલ પચાસ વરસની જ ઉંમરે

૭૦ વરસ જેટલો ઘરડો દેખાવા લાગ્યો. માથાના વાળ તમામ ધોળા થઈ ગયા, કપાળે કરચળીઓ પડી ગઇ, વંટોળિયાના ઝપાટાથી લચી પડેલ છોડ ઝાડ પેઠે એની સબ્ભર કાયા બેવડ વળી. જાણે વહુ દીકરાનો મેળાપ કરવા કાજે, પાંચ જ વરસની અંદર ડોસાએ પચ્ચીસ વરસ જેટલી જિંદગી ઝપાટાભેર વટાવી કાઢી. તેની આ વ્યગ્રતા જોઈ દુનિયા જરા મજાક કરવા લાગી.

રોકડ મિલકત તો કાંઈ ઝાઝી નહોતી; પણ સ્થાવર–જમીનખેતરાં.– ઠીક ઠીક હતી. ઇનામી (સરકારધારામુક્ત) જમીન લગભગ બસો વીંઘા હતી. આગળ કેટલીએક જમીન સાંથે આપી દીધેલી હતી, ને કેટલીક જાતખેડથી ખેડાતી હતી. ખેતીને માટે ચાર હળ, ચાર જોડ બળદ અને પાંચ હાળી હતા. ખેતી ટાણે તો કોઇને સાસ લેવા જોગી પણ ફુરસદ ના રહેતી. ને તે પછી જ્યારે પોષ મહિને સોનારંગી ધાન્યઢગલાઓ વડે ખળાં ઝળકી ઊઠતાં, છ છ સાત સાત મોટી મોટી કોઠીઓ અનાજે ઉભરાઇ જતી, ત્યારે ઘોષાલ મહાશય ઠાઠમાઠથી ગરીબોને જમાડતા. બેત્રણ કોઠીનાં ધાન્યથી ઘરજોગું તો થઈ રહેતું, બાકીનું ધાન્ય ખાતેદારોને દોઢા વ્યાજે દઇ દેવામાં આવતું.

ડોસાની આ બધી મિલકતનો એક માત્ર વારસદાર હતો, દીકરો ભવતારણ. એ જ ભવતારણ જ્યારે ચાલતો થઈ ગયો, ત્યારે ઘોષાલ મહાશય સાવ નિરુત્સાહ બની ગયા. તેને હવે આ બધી જંજાળ કઠવા લાગી. જમીન બધી ય સાંથી દીધી. ઢોરઢાંખર વેચી નાંખ્યાં. અનાજ ધીરવાનો ધંધો પણ એકદમ ટુંકાવી નાંખ્યો. કેવળ જેને દીધા વિણ ન જ ચાલે, તેવાઓને થોડું થોડું ધીરાણ આપવાનું ચાલુ રાખ્યું. અને દુનિયામાંથી મન વાળી લઈ શ્રી દામોદરની સેવા અને ભગવાનનું નામ લેતા લેતા શ્રીધરનું તેડું કયારે આવે છે તેની જ વાટ જોતા સંસારમાં તે પડયા રહ્યા !

પણ સંસારમાં હતું ય કોણ ? હતી ફક્ત વિધવા પુત્રવધૂ રમા; અને

એ રમાનો નમાયો—નબાપો ભત્રીજો—ભાઈજાયો ક્ષેત્રનાથ.

જે વરસે રમા વિધવા થઈ, તે જ વરસે તેનાં ભાઈભોજાઈ પાંચ વરસના છોકરા ક્ષેત્રનાથને મૂકી પરલોક પરવર્યાં. રમાએ ભાઈભોજાઈ માટે રડી કકળીને પછી માણસ મોકલી અનાથ ભાભીજાયાને ઘેરે તેડાવી લીધો. ઘોષાલ દાદાએ પૂછ્યું: "છોકરાને વળી અહીં કયાં આણ્યો વહુ બેટા ?"

રમા જરા સંકોચપૂર્વક બોલી: "એને સોડમાં લેનારું કોઇ નથી, બાબા !"

વિરકત ભાવે ઘોષાલ મહાશય બોલ્યા: "કોઇ નથી તેથી શું મારે બરડે આવે ? એ નહિ ચાલે વહુ બેટા. હવે એવા બધા ભારખટલા મારાથી નહિ સહેવાશે, બઇ !"

રમા ચુપ રહી ગઇ. ઘોષાલ મહાશય લૂખ્ખે સાદે બોલ્યા: "ના, ના, વહુ દીકરા ! એવા બધા ખટલા માં વહોરજે. નાહક શીદને એવી જંજાળ જોઇએ ?"

શોકભર્યા સાદે રમા બોલી: "આજે મારું જ—આપણું જ પેલું વરસેકનું બચ્ચું જીવ્યું હોત તો ?"

ઘાટે સ્વરે ઘોષાલ બોલ્યા: હોત તો......હોત વળી. પણ નથી જ તે, તો તેનું થાય શું ? તેથી કંઇ કોઇકનાં છોરુંનો ભાર વેઠી નાહકની જંજાળ શીદને જોઇએ ? દૂધની તરસ કંઇ છાશથી ના છીપે, વહુ બેટા !"

રમા નીચું ઢાળી ઊભી રહી. ઘોષાલ મહાશય બોલ્યા: "એવી બધી ખોટી માયા વધાર્યાનું કશું કામ નથી બઇ. છોકરો જ્યાંનો ત્યાં મોકલી દેજે."

રમા મૃદુ સ્વરે બોલી: "વારુ."

પાંચ સાત દહાડા ગયા કેડે એક દહાડો ઘોષાલ મહાશય રમાને બૂમ મારી બોલ્યા: "સાંભળ્યું કે વહુ બેટા, આ છોકરો તો માળો મને દાદામશાય કહીને બોલાવે છે."

રમાએ કશો જવાબ ન દીધો. ઘોષાલ મહાશય જરા હસીને બોલ્યા:

"વારુ વહુ બેટા, પણ આમને સગપણે હું એનો દાદો થાઉં એવું તે એને કોણેક શીખવ્યું હશે? તેં કહી બતાવેલું?"

રમાએ મીઠે સાદે જવાબ દીધો: "મેં? ના, ના."

ઘોષાલ મહાશય હસીને બોલ્યા: "એએએમ? તો પણ, જો ત્યારે, એણે તો માળાએ બરાબર સગપણનો બંધ બેસાડી દીધો! બચ્ચું ખરું ને, તે એના હૈયામાં તો નારાયણનો જ વાસો હોય ના! છોકરો છે પાછો ચતુર ચાલાક, હોં! બોલે છે પણ કાલું કાલું."

રમા બોલી: "કાલે તો એ ચાલ્યો જશે."

નવાઈભર્યા સાદે ઘોષાલ મહાશય બોલી ઊઠ્યા: "ચાલ્યો જશે? ક્યાં ચાલ્યો જશે?"

રમા બોલી: "કલકત્તે. એની માની એક ફોઈઆત બહેન છે. તેની પાસે મોકલી દઈશ."

દાદાજી બોલ્યા: "મોકલી દેશે? કેમ, અહીં જ રહે તો તારું કંઈ બગડી જાય છે?"

રમા મૂગી જ રહી. ઘોષાલદાદા બેચેન સાદે બોલ્યા: "તે જો બાપુ, તને જેમ ઠીક લાગે તેમ કરજે. પણ હું તો મારે કહી રાખું કે છોકરો અહીં જ રહે તો ઠીક છે. તારે ય તે—"

મોં ફેરવી લઈ જરા ધાટે સ્વરે બોલ્યા: "તારે ય તો એકાદું મનગમણું જોઈએ ના? ને જો ને, તારો ભત્રીજો છે—પછી હું તે બીજું શું કહું?"

ઘોષાલદાદાએ એક નિસાસો મૂક્યો. રમા મનમાં ને મનમાં હસતી ધીરે ધીરે બોલી: "વારુ. જોઈશ. બાકી કલકત્તે ખબર તો મોકલી દીધી છે."

માથું ધુણાવી ઘોષાલદાદા બોલ્યા: "મોકલી છે તો બીજું માણસ મોકલી ના કહેવડાવી, એટલે થયું. જો હું તો ભઈ તારે જ ખાતર કહું છું. વારુ, નહિ તો મારે તે હવે શું છે? મારે તો હવે એક પગ ચેહમાં મૂક્યા જેવું."

રમા બોલી: "ભલે ત્યારે, રહે, તો રહે."

ઉત્સાહભેર ડોસા બોલ્યા: "હું ય તે જ કહું છું ના ? ભલે રહે. ને વહુ દુનિ-
માં કોણ કોને ખવડાવે છે, વારુ ? ખવડાવનારો તો જે છે તે જ ખવડાવશે.
ના નસીબમાં જ આપણા ઘરનાં ધાનપાણી હશે તો નથી તે તારાથી
ાવાનું. ન મારાથી. ને તું કહે છે તેમ પારકું છૈયું તો ખરું પણ દુનિયામાં
ણ કોનું પોતીકું છે ને કોણ પારકું છે વહુ બેટા ? આ પેલો આપણો જ
ા તો......જવા દે એ વાત જ. હે દામોદર દીનબંધુ ! તું કરે તે ખરું."

આમ ડોસાએ દામોદરશ્રીની ઇચ્છા પર જ બધું છોડયું ત્યારે
ની જ ઇચ્છાથી નમાયુંનબાપું તે છોકરું ઉર્ફે ક્ષેત્રનાથ ગોપાલ ડોસાનાં
નપાણી વડે ઉછરીને મોટું થવા લાગ્યું. રમાએ તેના વડે પોતાના
બાળાભોળા હૈયાની બધી ય તલસ–બધી ઝંખના સંતોષવા માંડી. ને
સા પણ છૈયાને પ્રેમ તો કરતા જ. તે ન કરતા એમ નહિ; પણ તેમના
ન પરથી એ તેમના પ્રેમનું ગાંભીર્ય બરાબર સમજાતું કળાતું ન હતું.
તુનાં તોફાન ધાંધલથી ખીજવાઈ કેટલીક વાર તે ઘર ગજાવી મૂકતા.
તે વેળા વહુને કહેતા: "આ બધું કંઈ મને હવે ઠીક નથી લાગતું, વહુ-
કરા. ક્યાંથી આ અભાગિયો નઠારો છૈયો લાવીને ડોસાને માથે તેં
કર્યો છે ? કાઢી મૂક. કાઢી મૂક, કરી દે આ બધી આફતને વિદાય."

ને વળી કોઈ વાર રમા જ બેતુને ગાળો દઈ ધબેડતી, ત્યારે ડોસા
ડી જતા ને કહેતા: "વાહ, છૈયાને માર્યો, વહુ ! તને કંઈ લાગણીમમતા
વું છે કે નહિ ? એના બચારાના મોં સામું જોનારું બીજું કોણ છે ?
એને ગાળો દે છે, પણ એ જશે તો પછી તારે સંસારમાં બીજું
શે ય કોણ ? સંસાર મસાણ સમો લાગશે, મસાણ સમો !"

બોલતાં બોલતાં ડોસાની આંખો આંસુએ ઊભરાઈ જતી.

ગોપાલ ડોસાએ બેતુને નિશાળે બેસાડયો. પણ મહોલ્લે મહોલ્લે
ડાદોડી કરવાને બદલે પાઠશાળામાં ગુપચુપ ડાહ્યાડમરા બેસવાનું બેતુમહા-
જને જરા ય ન ગમે. કેરી, જમરૂખની લહેજતને સ્થાને અક્ષરમાળાની
ખણપટ્ટી તેને બડી બેસ્વાદ લાગતી. એટલે લગભગ દરરોજ મહેતાજીની

સોટીનો કરડો સ્વાદ તેને અનુભવવો પડતો. એક દહાડે તેને શરીરે વધારે પડતા સોળ જોઇ ઘોષાલ ડોસા ખૂબ ખીજવાઈ ઊઠયા અને મહેતાજીને ગાળેગાળ દઇ તેમણે તો ખેતુને નિશાળેથી ઉઠાડી જ લીધો. રમાએ વાંધો લીધો ત્યારે બોલ્યાઃ "તે માર ખાઇ ખાઇને છૈયો મરી જ જશે, તો પછી ભણવાશીખવાપણું રહેવાનું જ શું ? ઘેર ગયું એ ભણવાલખવાનું; ખેતીવાડી કરીનેય પૂરું કરી શકાશે તો એનો રોટલો કોણ લૂંટી જવાનું છે—તે ? બોલ ! ને હિસાબકિતાબ તો હું જ એને શીખવી દઇશ."

પછી તો ડોસા ખેતુને લઈ થોડા દહાડા ભણાવવા બેઠા. પણ ખેતુ અંદો ધ્યાન જ ન આપે, એટલે ખીજાઇને બોલ્યાઃ "તારાથી કશું નથી. વળવાનું" પછી રમાને બોલાવી ગુસ્સાભેર બોલ્યાઃ "આ છોકરાના ભેજામાં કશું ઘુસવાનું નથી, વહુ બેટા ! એનો બાપ હતો મૂરખનો સરદાર, પછી એનુંય બીજું શું થાય ? હું શાને નાહક વેઠિયાવાડ કરી મરું ? એટલો વખત પરમેસરનું નામ દઉં તોય ભલું."

એ પ્રમાણે ઘોષાલ ડોસા ઇશ્વરનું નામ લેવામાં પડયા અને ક્ષેત્રનાથ માછલાં પકડી, ગિલ્લીદંડા ખેલી, સ્વચ્છંદ ચિત્તે દહાડા વટાવવા લાગ્યો.

પણ રમાએ વાત જતી ન કરી. તેણે ક્ષેત્રનાથના આ સ્વૈરવિહારને અટકાવી તેને ફરી નિશાળે બેસાડયો. એમ કરતાં કરતાં કંઇક દહાડા નિશાળે કંઇક દહાડા મોટી નિશાળે એમ ભટકતાં અથડાતાં પ્રવેશ–પરીક્ષા સુધી જેમતેમ ક્ષેત્રનાથબાબુ પહોંચ્યા અને પછી સરસ્વતી સાથેનો સંબંધ સંપૂર્ણપણે તોડી નાંખી મચ્છીશિકાર, પક્ષીપાલન, બાગબનાવટ, વગેરે વગેરે કામોમાં મશગૂલ બની જીવન વિતાવવા લાગ્યા.

★

# કોમળ કઠોર !

# ૩

ઘોષાલ ડોસા ઘરમાં દાખલ થઈ મોટે સાદે બૂમ પાડવા લાગ્યા: "વહુ બેટા !"

સસરાજીના અતિ ઉગ્ર ઘાંટાથી ચમકીને રમા ઝડપટ રસોડામાંથી બહાર દોડી આવી, ને જવાબ દીધો: "શું છે બાબા !"

ગુસ્સાથી થરથર ધ્રૂજતા સાદે ઘોષાલ ડોસા બોલ્યા: "શું છે બાબા ? તે કહું છું વહુદીકરા તને, કે મજ ડોસા પર નારે આટઆટલી પિસ્તાળ શાને પાડવી જોઇએ વારુ ?"

કશું સમજમાં ન આવ્યાથી રમા બીચારી ગુપચુપ ઊભી રહી. ડોસા બોલ્યા: "ડોસો કંઇક નિરાંતેનચિંતે સવધામ પહોંચે એટલું યે તારાથી સહેવાતું નથી ?"

શંકાભર્યા સ્વરે રમાએ પૂછ્યું: "તે થયું છે શું, બાબા !"

મોટે સાદે ડોસા બોલ્યા: "થયુંછ મારા ડોસાનું સરાધ–મારું સરાધ ! મેં પહેલેથીસ્તો તને વારેલી કે આ બધો ગદ્દાબોજો મારી ડોક પર હવે ના ઝીંકો વહુ બેટા ! તે તેં સાંભળ્યું નહિ, ને ક્યાંકનું દોઢમણિયું લક્કરું લાવીને મારે ગળે વળગાડયું !"

આટલી વારે રમા હવે વાત કંઇક સમજવા પામી. સમજીને ધીરે ધીરે બોલી: "સમજી બાપુ, પેલા ખેટીઆએ—"

તેને અટકાવતાં ડોસા તીખે સાદે બોલ્યા: "હા બાપ હા–ખેતો, તારો

સાત લાડનો ભત્રીજો ક્ષેત્તરનાથ ! તે વારુ વહુ દીકરા, મેં એવો તે તારો કેવોક ગુનો કરી નાંખ્યો છે કે એ પારકો જણ્યો લાવી મારે માથે લાદ્યો છે, તે મને હાડેહાડે બાળેજાળે છે !"

ગુસ્સાથી થરથર ધ્રૂજતા ઘોષાલ ડોસા કપડાં કાઢી પગ ધોવા બેઠા. રમા મનમાં ને મનમાં ગર્જતી–ઘુમરાતી બોલીઃ "અભાગિયો બહુ ફાટી ગયો છે. આજે ઘેર તો આવે !"

ખડાવ પહેરી ડોસા ઠાકોરજીની ઓરડી તરફ જતાં જતાં બોલ્યાઃ "તે આવશે તો શું કરી નાંખવાની છે ! એ ગાળ દેશે ને પછી ભાણું બેસાડશે. છે માળો ચાલાક, તે ગાળમેણાં બાદબાકી ખાતે લઈ જશે ને જમવાનું પેટમાં પધરાવી રસ્તો માપશે. એ જ ને ?"

"જમવાનું ! જમવા સાટે ઝાડું મારું ત્યારે હું ખરી !" બોલતી રમા રસોડામાં પેઠી. ડોસા દેવઘરમાં દાખલ થઇ વિષાદગંભીર સ્વરે ઠાકોરજી મહારાજને ઉદ્દેશીને બોલ્યાઃ "કટંકટલાંક પાપ મેં આગલે જન્મારે કરેલાં મારા નાથ !– કે હજુ ય છેડો નથી આવતો ! હજુ ય શી ઢીલ છે દામોદર પ્રભુ ! હવે તો આ ડોસાને છોડાવો, મારા બાપલા !"

ડોસાના ઘવાયલા હૈયામાંથી નીકળેલા સુદીર્ઘ નિસાસા જાણે દામોદર પ્રભુનાં ચરણોમાં અવાજ સાથે અથડાવા લાગ્યા !

થોડી વારે ક્ષેત્રનાથે આવી ફોઇબાને બૂમ મારીઃ "રસોઈ થઈ છે, ફોઇબા ?"

ફોઇબા તરફથી કશો જવાબ ન મળતાં તે રસોડાને બારણે જઇને ઊભો અને અંદર ડોકિયું કરી બોલ્યોઃ "સાંભળ્યું નહિ, ફોઇબા ?"

તેના તરફ ફર્યાં સિવાય જ ગંભીર સાદે રમા બોલીઃ "ના."

ક્ષેત્રનાથ બોલ્યોઃ "કેમ શું થયું છે ?"

રમાએ જવાબ દીધોઃ "મોકાણ મારી."

ક્ષેત્રનાથ જરા હસ્યો. રમા તેના તરફ ગુસ્સાભરી નજર ફેંકી મોટે ઘાંટે બોલીઃ "તે દહાડે દહાડે તું આટલો બધો ફાટતો કેમ ચાલ્યો છે,

કહે તો વારુ ?"

હસીને ક્ષેત્રનાથે જવાબ દીધો: "તે ફોઇબા, રોજરોજ ઉંમર વધે છે, એટલે શરીર જરા ફાલેફાટે તો ખરું જ! વધે નહિ ? કાયમ કંઇ નાદાન બચ્ચું જ રહેવાનો છું ?"

ગાજતે સાદે રમા બોલી: "હં અ, એ તારી ફાટ હું બરાબર ભુલાવવાની છું."

ક્ષેત્રનાથ બોલ્યો: "તે ભલે, ભુલાવજો પછીથી. હાલ તો રસોઇ થઈ હોય તો ભાણું પીરસો. ભૂખ લાગી છે."

રમા બોલી: "ભૂખ તો બહુ લાગી છે ત્યારે આજે બાબાને તું બોલ્યો'તો શું વારુ ?"

ક્ષેત્રનાથ હા હા કરતો હસી ઊઠ્યો ને બોલ્યો: "ઓહો ! એ વાત ! એ તો ડોસાને હવે ઘડપણઘેલું લાગ્યું છે ફોઇબા !"

ગુસ્સાથી ચીચીઆરી પાડતી રમા ગાજી ઊઠી: "બેનલા !"

ક્ષેત્રનાથ હવે મોઢું બારેખમ્મ કરી બોલ્યો: "જુઓ બઇ, ભૂખની વેળા આ બધો ખીજવાટગુસ્સો કંઇ ઠીક નથી લાગતો. પહેલાં ભાણું પીરસો."

રમા બોલી: "નથી પીરસવાની."

ક્ષેત્રનાથ બોલ્યો: "અરે વાહ ! નહિ પીરસો તો પછી હું ખાઉં શું ?"

રમા ખૂબ ગાજીને બોલી: "ધૂળઊળ !"

ક્ષેત્રનાથ ગુસ્સાભેર બોલ્યો: "ધૂળઊળ ખાય મારી બલારાત ! ખાય ને તમારો બાપ !"

રમા બેઠેલી હતી—ઊઠીને ઊભી થઇ ગઈ. ગુસ્સાથી થરથર ધ્રૂજતે અવાજે ચીચીઆરતી બોલી: "નીકળ અભાગિયા ઘરમાંથી, એક ડોકીશ ને, તો ડાચું ભાંગી નાખીશ, ખબર છે ?"

ફોઇબાનો ગુસ્સો ક્ષેત્રનાથને અજાણ્યો નહોતો, પરંતુ આજના જેવો ગુસ્સો એણે કદી નહોતો ભાળ્યો. એક બાજુ ભૂખ કહે કે મારું કામ ને બીજી બાજુ ફોઇબાની ગાજવીજ. એને લીધે ક્ષેત્રનાથ એકદમ તપી ઊઠ્યો. તેની સહનશક્તિ પરવારી ગઇ. ગુસ્સાભેર ડોકું ધુણાવતો બોલ્યો:

"તે તમે બધા સમજો છો શું? મને શું હાથપગ નથી તે પડ્યો પડ્યો તમારા ઝોંસાઠોંસા ખાધા કરીશ?"

રમા બોલી: "ન ખા ને, ચાલ્યો જા, ચૂલામાં પડ!"

"ભલે ત્યારે, આ ચાલ્યો"–કહી ક્ષેત્રનાથ ઝપાટાભેર ઘરબહાર ચાલ્યો ગયો.

ડોસા દેવસેવાની ઓરડીમાંથી બહાર આવી પૂછવા લાગ્યા: "ખેતો ક્યાં ગયો વહુ બેટા?"

રસોડામાં રહ્યે રહ્યે જ રમા ભારે ગળે બોલી: "ચૂલામાં."

ડોસા બોલ્યા: "ચૂલામાં તો બધા જ ગયા છે ને વહુબેટા!–રહી ગયો છું ફક્કત હું! પહેલાં હું ત્યાં જાઉં–પછી જેને જવું હોય, તે ભલે જાય."

રમાએ કશો જવાબ ન દીધો. ડોસા બોલવા લાગ્યા: "આ કદી બપોર વેળા છોકરાને ખાધાપીધા સિવાય કાઢી મૂક્યો, વહુદીકરા? તને કંઈ લાગણીબાગણી છે કે નહિ? તારી છાતી તે શું પથ્થરની ઘડેલી છે?"

ડોસા જો રસોડામાં દાખલ થાત તો તેમને બરાબર સમજાત કે રમાની છાતી પથ્થરની નહોતી ઘડેલી. રમા તે વેળા આંખે પાલવ દાબીને બેઠી હતી!

રમા કશું બોલી નહિ–બોલવાની ગતિ પણ તેનામાં તે વેળા નહોતી. ઢગલેઢગલા આંસુ ડેક સુધી આવી રહ્યાં હતાં. ગળું ભરાઇ ગયું હતું. વહુને મૂગી જોઇને ડોસા એક ઘેરો નિસાસો છોડી દિલગીરીભર્યા સાદે બોલ્યા: "હે દામોદર! આ બધી દુગ્ધામાંથી આ ડોસાને હવે છૂટો કર, મારા બાપા!"

ફરી દેવઘરમાં જઇને તે પૂજામાં બેઠા. ઘણીક વારે પૂજા પૂરી થઈ. રમાએ બૂમ મારી: "ભાણું પીરસ્યું છે, બાપા!"

ડોસા બોલ્યા: "હમણાં ઢાંકી રાખ. છૈયો ખાધાવિણ ચાલ્યો ગયો, ને આવો મોટો થઇને કયે મોઢે હું લચકા ગળવા બેસું, વહુ બેટા?"

સપાટિયાં પગે ચઢાવી, ખાંધે અંગુછો લટકાવી ડોસા ઘરબહાર નીકળ્યા. રમા રસોડાને બારણે ગુપચુપ બેસી રહી.

## નિમિનો ગુસ્સો

૪

"ક્યાં જાઓ છો, દાદાજી?"

"ચૂલામાં!"

"તે ચૂલાનો રસ્તો એ ભણી આવ્યો?"

"રસ્તો તો ભૂલી ગયો છું નિમિ!—કઇ તરફ છે, તે બતાવી શકીશ તું?"

નિમિ બોલીઃ "હંઅ. તમે તમારા બેટાને ઢુંઢવા નીકળ્યા છો ને?"

હસીને ડોસા બોલ્યાઃ "ઢુંઢવા નથી જતો કંઇ. કઈ બાજુ ગયો છે તે જ જોઉં છું. આ તરફ આવતો દીઠો?"

નિમિ ડોકું ધુણાવતી બોલીઃ "[illegible]."

"કઇ તરફ ગયો છે, કહે જો[illegible]"

"જવાનો કઇ તરફ હતો વળી [illegible]ભાત ખાવા બેઠો છે."

"જમવા બેઠો છે!"

જરા ગુસ્સાભર્યા અવાજે નિ[illegible] બોલીઃ "હાં! તે વારુ દાદામશાઇ! આ તમારા બેતુને તે શી અક્કલ છે! [illegible] બપોર વેળા આવીને પૂછેછ ભાત છે કે અલી નિમિ!"

જરા હસીને ડોસા બોલ્યાઃ "રે [illegible] થતાને જરા ય અક્કલ નથી નિમિ! હં, પછી?"

નિમિ બોલીઃ "પછી શું વળી [illegible] તા ઓળખો જ છો ને! ઝટપટ

ભાણું પીરસી દીધું ને ભાઇ બેસી ગયા ઝાપટવા!"

ડોસા બોલ્યા: "ઠીઇક!"

નિમિ હાથ હલાવી બોલી: "તે દાદામશાઇ, અમે ગરીબ માણસ, માડી મારી જેમતેમ કરી અમ બે જણનાં ધાનપાણીની જોગવાઈ કરે. તેની ઉપર કયે મોઢે એ આમ ખાવા માંગતો હશે?"

ઘોષાલ ડોસા બોલ્યા: "એને કશી વાતની શરમ જ કયાં છે નિમિ? હોય તો આવીને મુઠ્ઠી ચોખામાં ભાગ પડાવે વળી!"

નિમિ બોલી: "મારા ભાણામાં તો શેં ભાગ પડાવતો'તો? મા કંઇ મારામાંથી એને થોડી દેતી હતી? તે તો પોતાનામાંથી જ એને ધરાવે છે. ને પછી રાત દહાડો અપ્પાસ કરીને કાઢી નાંખે છે. તે વારુ દાદામશાઇ, આ રીતે અપ્પાસ કરશે તો મા જીવશેય કેટલા દિ વારું?"

નિમિની આંખો ભીની થઈ. તેણે ઊંધી હથેળી વડે આંખો લૂછી એટલામાં ઘરભીતરથી માએ બૂમ મારી: "નિમિ!"

પાછું ફરી નિમિએ જવાબ દીધો: "એ...આવીઈ...મા!"

ડોસા ગભરાટમાં બોલ્યા: "જો, હં, નિમિ! પેલાને ખોળવા આવેલો તે કોઇને કહીશ મા, હં કે! સમજી કે?"

ડોસા ઝટપટ ડગલે ચાલ્યા ગયા. નિમિ અંદર ગઇ.

માએ પૂછ્યું: "કોની સાથે વાતો કરતી હતી?"

નિમિ બોલી: "કોણ હોય બીજું! પેલી શેરીવાળા દાદામશાઇ સાથે." ખેતુ તે વેળા જમી રહી પાણી પીતો હતો. કળશિયો નીચે મૂકી ડોકુ ધુણાવતો ધુણાવતો બોલ્યો: "હંઅ! હંઅ! દાદામશાય એટલી વારમાં ઢુંઢવા નીકળી પડ્યા ખરા?"

નિમિ પણ ગરદન ડોલાવતી બોલી: "હંઅ! ઢુંઢેસ્તો? કંઇયે નહિ. એ તો ફક્ત તું કઇ ભણી ગયો છે તેટલું જાણવા આવેલા."

ખેતુ હસતો હસતો બોલ્યો: "હો હો! ખોળવા નહોતા આવ્યા, ક્યાં

ગયો છું તેટલું જ જાણવા પધારેલા ! હા હા હા હા !"

નિમિ ટચલી આંગળી ટકોરતી બોલી: "તો પણ મેં તો તારી બધી હોશિયારી કહી દીધી છે."

માથું ધુણાવી બેતુ બોલ્યો: "મારી વળી કઈ હોશિયારીની વાત તું કહેવાની હતી, નિમિ ?"

નિમિ બોલી: "કઇ હોશિયારી ? બપોરી વેળા અમારા લચકો ધાનમાં ભાગ પડાવવા પધાર્યા છો તે, બીજું શું ?"

નિમિને ટપકારતી મા બોલી: "તે અલી અભાગણી ! તારા ડોઝરા-માંથી તો કંઇ ભાગ નથી પડાવ્યો ને ?"

નિમિ બોલી: "પણ તારો ભાગ તો ખાધો જ ને ?"

નિમિની મા બોલી: "ખાધો તો ભલે ને ખાધો. તેમાં તારા પેટમાં બળતરા શાને, પેટબળી !"

હસીને નિમિ તરફ જોઇ ટોણાભર્યા સાદે બેતુ ડોકી ધુણાવી બોલ્યો: "કેએએમ ?"

બેતુ હાથમોં ધોઇ ચાલ્યો ગયો. નિમિ થંભાને વળગી રહી તીવ્ર નજરે તેના તરફ ટગર ટગર જોઇ રહી.

નિમિનું નામ હતું નિર્મળા—પરંતુ બધાં જ તેને નિમિ કહેતાં. બાપ નહોતો—હતી ફક્ત મા. હાલત પણ કંઇ સારી નહોતી. બાપ દીના-નાથ ચક્રવર્તી મરી ગયો ત્યારે શિલકું બેત્રણસો રૂપિયાનું દેવું હતું. દેવા-સાટે જમીનખેતરાં હતાં તે બધાં ય ગયાં. રહ્યું ફક્ત બાપીકું ખોરડું—ઘર-ભીંતડાં. નિમિની મા દીકરીને લઇને સાસરાના ઘરમાં જડાઇને રહી. ગામમાં થોડા ઘરની જજમાનવૃત્તિ હતી. સગ્ગા દિયર બળરામ ચક્રવર્તી તેટલાનું ગોરપદું કરવા લાગ્યો. દયા રૂપે એ ગોરપદાની આવકમાંથી જે થોડુંઘણું તે દેતો, તે વડે જ દુઃખેપાપે સંસાર ચાલતો. તે સિવાય જરૂર પડતાં અડોશીપડોશીનાં રાંધણાં રાંધી, કોઇકને પૌંઆ—મમરા શેકી આપી

વગેરે કામો કરી વિધવા પોતીકું ને દીકરીનું ગુજરાન ચલાવતી.

પછી જ્યારે નિમિ નવ વરસની થઇ ત્યારે ઘણાંકે સલાહ દીધી: "નિમિની મા, તમારે તો રિવાજ જ છે ના, તો દીકરીને વેચી થોડાઘણો હાથ મારી લે ના ?"

ખરીદનારા ય જડતા'તા. ગામનો જ મદન આકુલિ પચાસ વરસની ઉંમરે રંડાતાં, નગદ ચારસો રૂપિયે નિમિને ખરીદવા તૈયાર હતો અને વળી નિમિની માને જીવે ત્યાં સુધી પોષવાનું પણ વચન આપતો હતો. પણ નિમિની મા તેમ કરવા રાજી નહોતી. સ્વામી મરવા ટાણે કહી ગયેલો: "જોજે ભઇ, ભૂખે મરજે, પણ દીકરીનાં દામ ના લઇશ. કંકુને ટીલે કોઈ સુપાત્રને જ વરાવજે, હોં!" નિમિની મા દુઃખ વેઠતી'તી પણ સ્વામીનો આ છેલ્લો આદેશ ઉથામવા તત્પર નહોતી. ન છૂટકે મદન આકુલિ સાડાત્રણસો રૂપિયા આપવાના કરી એક સાત વરસની છોકરી પરણી લાવ્યો, ને લોકો નિમિની માને ઠપકારવા લાગ્યા.

નિમિ ધીમે ધીમે દશમું વટાવી અગિયારમામાં પેઠી. તેના કાકા બળરામ ચક્રવર્તીએ આવીને ભાભીને કહ્યું: "ભાભી, હવે તો દીકરી મોટી થઇ ઊઠી, પરણાવી દો ભલા."

નિમિની મા બોલી: "તે પરણાવવાવાળા તો તમે જ છો ને, દિયરજી! તમે ખટપટ ના કરશો તો કંઇ હું બાઈ માણસ કરવાની છું તે!"

બળરામ બોલ્યો: "ખટપટ તો અમે કરી જ શકીએ તો, પણ પૈસાટકાનાં માલિક તમે રહ્યાં. સારો છોકરો જોવા જઇએ તો ચારપાંચસો રૂપિયા જોઇએ. તે દેવાશે ?"

ફિક્કે ચહેરે નિમિની મા બોલી: "પેટ ભરવાનું જ તો પૂરું પાધરું ઠેકાણું નથી, તો રૂપિયા ક્યાંથી લાવું, દિયરજી?"

બળરામ બોલ્યો: "તેથીસ્તો પેલું સાઢું કરી નાખવા મેં

સલાહ આપેલી."

નિમિની મા મક્કમ સાદે બોલી: "જાન જતાં પણ હું દીકરીને વેચવાની તો નથી જ ને !"

"ત્યારે કરજો કરવું હોય તે" કહી બળરામ ચાલતો થયો, ને નિમિના વિવાહની કશી ખટપટ થઇ જ નહિ. તે શેરીએ શેરીએ ખેલતીગેલતી ભમવા લાગી. નિમિની મા વિચારતી: ભલે ને. જે દહાડે થવાજોગ હશે, તે દિવસે આપોઆપ જ લગનનો ઘાટ બેસી જશે.

નિમિ છોકરી ઠીક હતી. વાંક ગણો તો એટલો કે રંગે જરા શામળી ખરી. તેથી રામધન ગોર બેએક માંગાં લાવ્યો તો ખરો, પણ ૪૦૦ રૂપિયાથી ઓછી પહેરામણીએ આવી કાળી છોકરીને લેવા કોઇ રાજી નહોતું. નિમિની મા સાસરઝૂંપડું વેચે તો માંડ માંડ સોએક રૂપિયાનો જોગ થાય. પણ ૪૦૦ રૂપિયાની વાત તો તેને માટે આસમાનના તારા સમી હતી. વાત જોઇ વિચારી નિમિની મા સાવ હતાશ થઇ પડી. તે વિચારવા લાગી: આખરે સ્વામીની ઝીલવેલ્લી આજ્ઞા ઉથાપીને દીકરીને દામે દેવી પડશે ? લોકો પણ ટોણાટપલાથી તેને નિરાશાના અંધારે હડસેલવા લાગ્યા. ફક્ત એક બેતુ આવી તેને દિલાસો દેતો: "શી બીક છે માશીમા, નિમિનાં લગન !—અરે, તે માટે વળી તમારે ફિકર તે શી ?"

બેતુની વાત પર ભરોસો ન પડવા છતાં ય નિમિની મા આટલી આ દિલાસાવાણીમાં આશાનાં કંઇક કિરણો જોતી.

નિમિની સાથે જોઇએ તેવો બનાવ નહોતો એ ખરું, પણ નિમિની મા સાથે તો બેતુને એવો સરસ પ્રેમનાતો બંધાઇ ગયો હતો કે નિમિની મા પેટેજણ્યો દીકરો હોય તેવો જ બેતુને ગણતી, ને બેતુ પણ આ ઉપજાવેલા સંબંધ અંગે માશીમાને લાડેકોડે એટલું સંતાપતો, કે તેટલી ઘણાઘણી કોઇબા સાથે ય વેનાથી ન થતી. પરિણામે નિમિની સાથે વારેવારે બેતુને

ટંટો થતો. નિમિની મા તે ટંટો જોઈ કેટલીક વાર હસતી તો કેટલીક વાર દીકરીને ધમકાવી ચૂપ કરી દેતી. એમ ખેતુની જ એ ટંટાબાજીમાં જીત થતી. ગામમાં ઘણા એમ ધારતા કે આખરે ખેતુ સાથે જ નિમિનાં લગન થશે.

પણ નિમિને બારમું બેઠું તો ય કોઇ પક્ષ તરફથી એ લગનની વાત ઊભી થઇ નહિ, ત્યારે લોકોમાં માંહોમાંહે વાત ચાલી: "લુચ્ચીની મતલબ કંઈક જુદી જ લાગે છે."

બલરામ જાણકારની પેઠે ડોકું ધુણાવી કહેતો: "મતલબ બીજી શી હોય વળી? છોકરી મોટી થાય તો થેલી ય મોટી મળે."

*

## આશા

# ૫

ડોસા જમવા બેઠા હતા. રમા કપાળ સુધી છેડો તાણી નજીકમાં જ બેઠેલી હતી. જમતાંજમતાં ડોસા બોલ્યા: "વહુ દીકરા, એક કામ કરીએ તો કેમ?"

રમાએ પૂછ્યું: "શું કામ, બાબા?"

"છોકરાની ઉંમર કેવડી થઇ?"

"સત્તરઅઢાર થઇ હશે."

"અઢાર વરસ? તો કંઇ નાની ઉંમર ના કહેવાય."

રમાએ જરા કુતૂહલભરી નજરે સસરા સામે ડોકી કરી જોયું. થાળી સહેજ ખેંચી, ભાત સરખો કરી તેમાં દાળ રેડી ભેળતાંભેળતાં ડોસા બોલ્યા: "હું એમ કહુંછ કે એના લગનનું જ ગોઠવી નાંખીએ તો તું શું કહેછ?"

રમા નીચે વદને ધીરે ધીરે બોલી: "તે કરીએ તો થાય. પણ એટલી બધી ઉતાવળ શી છે?"

ડોસા બોલ્યા: "ઉતાવળ ક્યાં છે? હું ક્યાં આજે ને આજે કરી નાંખવાનું કહું છું? જો ને, જરા ખટપટતજવીજ કરીએ, બેપાંચ ઠેકાણે જોવા તપાસવા જઇએ, ને એવું બધું કરતાં કરતાં સહેજે પાંચ–સાત મહિના તો ક્યાં ય નીકળી જશે."

રમા ચુપચુપ, નીચે વદને આંગળી વડે જમીન ખોતરવા લાગી. જવાબ માટે જરા રાહ જોયા કેડે ડોસાએ પૂછ્યું: "કેમ, તારું શું કહેવું છે?"

રમા હળવે સાદે બોલી: "કહેવાનું તે બીજું શું હોય? પણ હજુ એક વરસ નીકળી જાય તો વળી ઠીક થાય."

પથ્થરીઆ વાટકામાંની ખાટી દાળ ભાતમાં રેડતાં રેડતાં અને પછી ઉતાવળાં ઉતાવળાં તે ભેળતાં ભેળતાં ડોસા સહેજ બેચેન સાદે બોલ્યા: "ઠીક, ભલે, તેમ ઠીક લાગે તો તેમ. બે વરસ નહિ તો ભલે ને બેચાર વરસ. પણ બેટા, એમે ન ધારીશ કે ડોસો કંઇ અમ્મરપટો લખાવીને આવ્યો છે."

એક હળવો નિસાસો છોડી ડોસા ઝટઝટ ભાતના કોળિયા મોંમાં મૂકવા લાગ્યા. રમા જરા મૂગી રહ્યા પછી હળવે હળવે બોલી: "એમ તો બાબા, મને ય થાય છેસ્તો કે છોકરાને પરણાવી વહુ લાવીએ તો ઠીક. મને ય વારુ, હાથલાકડી થઈ પડે."

થાળી તરફ ઝૂકેલું વદન ઊંચું કરી ડોસા બેચેન સાદે બોલ્યા: "હું ય તે જ કહું છું તો. તે આમ જો વહુબેટા, હું તો હવે બુઢ્ઢો થયો છું, મારે તો હવે કશી ઇચ્છા–તલસ નથી. પણ તારે ય કયાં કશો ય લ્હાવો વીત્યો છે? પોતીકો—"

બોલતાં બોલતાં ડોસાનો અવાજ ઘાટો થઇ ગયો. એક વાર જરા ખોંખારી ગળું સાફ કરી પછી બોલવા લાગ્યા: "પોતીકો...એ વાત તો સાવ પતી ગઇ છે. પારકો છૈયો છે વારુ —પણ ઉછેરીને મોટો કર્યો છે. હવે લ્હાવો કહો, કોડ–કામના કહો, જે કહો તે બધું તેને જ લઇને છે ના!"

મોઢું ઢાળી રમા બોલી: "તે ખરું બાબા, પણ એ છૈયો માણસાઇમાં આવેછ કયાં? એના જે કંઇ ચાળાચરકા દેખાય છે તે જોતાં કોઇકની દીકરીને એને ગળે ભેરવી આખરે......"

છેલ્લા વાક્યના અધુરા ભાગનો પડઘો પાડતાં ડોસા બોલ્યા: "આખરે પસ્તાવાનું થાય, તે બીચારીને ધાનધરપત પૂરાં કરી નહિ શકે, એમ જ ને? કેમ નહિ કરી શકે? ગમેતેમ પણ ચાર આંકડાં ઇંગ્રેજી ભણ્યો છે. કલકત્તે જાય તો પચીસપચાસ રૂપિયાની ચાકરી તો કોઇકને ત્યાં મેળવી શકશે. ને ચાકરી ય તે——"

વાક્ય અધૂરું રાખી ડોસા વહુ તરફ સીધું જોઇને ક્ષુબ્ધ કંઠે બોલ્યા: "તે વહુમા, તું તે શું ધારી બેઠી છે? હું તે કંઈ જમીનજાગીર સાથે લઇને જવાનો છું, કે કાણિયા કોળીને લખી આપી જવાનો છું?"

ડોસાએ જમવાનું પૂરું કર્યું, ઊઠ્યા, ને પાણી પીધું. રમાએ પાન ધોઇને આણી આપ્યાં. પરંતુ તે ન લેતાં ડોસા બહાર ચાલ્યા ગયા. રમા મનમાં ને મનમાં સહેજ હસવા લાગી.

રમા પણ કંઇક દિવસોથી આ જ વાત વિચારી રહી હતી. પરંતુ સસરાજી સમક્ષ એકડો પાડવાની હિંમત તેને થતી ન હતી. લાખ વાતે પણ પારકા જ છીયે, ને તેમાં ય પોતાનો ભત્રીજો. સસરાજીએ અત્યાર સુધી અન્નેવસ્ત્રે તેનું ગુજરાન કર્યું તે જ પૂરતું હતું. તેની ઉપરવટ વળી તેના લગનને માટે ઇંતેજારી બતાવતાં, સસરાજીના મનમાં કંઇ જુદું જ આવી પડે એ બીકની મારી રમા સસરાજી સમક્ષ તે વાત છેડી શકી જ નહિ. પછી સસરાજીએ જાતે જ એ વાત ઉપાડી, ત્યારે ય તે વાત પર આધરો બતાવતાં તેને મનમાં ઓસંગો આવ્યો. તો પણ એટલું તો તે જાણતી જ, કે વાત સસરાજીના મનમાં ઊપડી છે, એટલે હવે તે કામ ઠેઠ સુધી લઇ ગયા સિવાય તેઓ રહેનાર નથી. ને એ વિષયમાં પોતાની હા ના વડે તલપૂર ફેર પડવાનો નથી!

તો પણ ડોસાએ તે દહાડા દરમ્યાન વહુ સાથે સીધીપાધરી વાત ન કરી. રહી રહીને ફક્ત ગંભીર દીર્ઘ નિસાસાઓ મૂકી આ દુસ્તર ભવસાગર પાર કરવા માટે પેલે પારના સુકાનીને તેમણે સંભાર્યા કીધો.

બીજે દહાડે રમાએ સસરાજીને પૂછ્યું: "હાં, બાબા ! તે તમે ક્યાંક છોકરીઓકરી જોઇ મૂકી છે?"

મંદ હસતાં પણ સાથે સાથે ઘેરી ઉદાસીનતા દાખવતાં ડોસા બોલ્યા: "શા સારુ વારુ ? હવે કંઇ તારે નવાં સાસુજી લાવવા જોગો ગાળો નથી રહ્યો વહુ બેટા !"

રમા હસીને બોલી: "સાસુજી લાવવાનો તો નહિ, પણ સાસુજી થવાનો તો રહ્યો જ છે ને "

ડોસાએ એ વાતનો કશો જવાબ ન દીધો.

બેત્રણ દિવસ પછી વહુને બૂમ મારી ડોસા બોલ્યા: "તે તું એક દિ છોકરી ખોળતી'તી ને, વહુ દીકરા ?"

રમા જરા હસી. ડોસા બોલ્યા: "છે એક છોકરી. બહુ આઘે ય નથી—ગાંગપુર."

રમા બોલી: "બોલવેચાલવે તો સારી છે ને?"

ડોકું ધુણાવી ડોસા બોલ્યા: "રૂપ રૂપનો અંબાર—પરી છે એવું તો કંઈના કહેવાય ભઇ, પણ હવે ખાનદાન લેખે ખરી. ને છૈયો ય તારો પાછો કયો તાજુલમુલ્ક છે તે ?"

હસીને રમાએ પૂછ્યું: "ઉમ્મર ?"

ડોસા બોલ્યા: "અગિયારેકને આશરે. તે તો ઘાટસર જ છે. અઢાર વરસનો છોકરો ને અગિયાર વરસની છોકરી. ઠીક છે ને ?"

રમા ડોકું હલાવતી બોલી: "ઠીક છે."

ડોસા બોલ્યા: "કુળ સારુ છે, ખાનદાનની છોકરી છે. પણ કંઇ દાયજોબાયજો આપી ના શકે. દાયજો પડે ને ખાડામાં, છોડી સારી હોય એટલે થયું. કેમ, તારું શું ધારવું છે ?"

રમા બોલી: "એમસ્તો બાબા !"

ડોસા એકદમ કુમળો—હળવો સાદ કરી બોલ્યા: "કેમ જાણ્યું વહુ બેટા ? આવું કામ તો જોઇવિચારી કરવું પડે. આજકાલની છોકરીઓ. સગ્ગી સાસુને રાંધી ખવડાવવા તૈયાર ના હોય તો પછી તું તો ફોઇસાસુ. એટલે જરા સારુ કુળ તો જોવું જ જોઈએ ને ? હું એક લેખે લગભગ નક્કી કરી આવ્યો છું. કાલે તે લોકો આવીને છોકરો જોઈ ચાંદલો કરી-ને જ જશે. બોલ વારુ, હવે તું તે શું કહેછ ?"

રમા બોલી: "મારે તે શું કહેવાનું રહે, બાબા ! મારે તો—તમને જ પસંદ હોય તો પછી બસ. બને તેટલું જલદી કામ આટોપી લેવાનું."

*

## ગૃહત્યાગ

૬

જમ્યાખાધા પછી ક્ષેત્રનાથ બહાર જવાની તૈયારી કરતો હતો એટલે રમાએ તેને બોલાવી કહ્યું: "આજે સાંજે કશેક જતો નહિ, ખેતુ."

ખેતુએ પૂછ્યું: "કેમ ?"

રમા બોલી: "કેમ શું ? કામ છે."

ક્ષેત્રનાથ કડા પરથી ગલ પાડતાં પાડતાં બોલ્યો: "કામ શું છે તે તો કહો."

રમા બોલી: "આજે તને જોવા આવવાના છે."

ક્ષેત્રનાથ બોલ્યો: "જોવા ? તે હું તે કંઇ દેવભગવાન છું ?"

રમા જરા હસી. બોલી: "હા. દેવ ભગવાન છે. તું તારે તને કહું તેટલું કર."

ક્ષેત્રનાથ ગલની અણીને તપાસી જોતો જોતો બોલ્યો: "વાત શી છે ફોઇબા ?"

રમા બોલી: "વાત શી ? તારા વિવાહ કરવાને જોવા આવવાના છે."

ક્ષેત્રનાથે પૂછ્યું: "કોણ ?"

"ગાંગપૂરથી."

"કેમ ?"

"કેમ શું ? તારા વેવા કરવા."

ક્ષેત્રનાથ બોલ્યો: "તે વળી કોણે કહ્યું ?"

રમા બોલી: "કહે વળી કોણ ? બાબા બધું નક્કી કરી આવ્યા છે."

જરા ચૂપ રહ્યા પછી ક્ષેત્રનાથ બોલ્યો: "તે તમારા બાબા નક્કી કરી આવ્યા છે તો તેમને જ કહીએ કે પરણી લે."

રમાનું મોં ઝાંખું ઝપ્પ પડી ગયું. ક્ષેત્રનાથ હસીને બોલ્યો: "ડોસાજીને માથે ખૂંપ બહુ ફક્કડ લાગશે. હું જઇને ઢોલીવાજું નક્કી કરી આવું છું."

ગુસ્સાભર્યા સાદે રમા બોલી: "જરા મોં સંભાળીને બોલ, બેતલા !"

ફોઇબાના ક્રોધથી જરાય ચલિત થયા વિના ક્ષેત્રનાથ બોલ્યો: "તે કંઇ શીખ્યા વના આવડવાનું છે, ફોઇબા ? પણ પહેલાં ડોસાના લગન તો જોઇ લઉં."

ગલદાંડો લઇ ક્ષેત્રનાથ આંગણામાં ઊતર્યો. રમા બોલી: "મશ્કરીની વાત નથી, બેતા ! વહેલો વહેલો ઘેર આવી જજે."

ક્ષેત્રનાથ બોલ્યો: "મને આજે ઘેર આવતાં રાત પડી જશે."

રમા ગુસ્સે થઇ બોલી: "કેમ, કયા ચૂલામાં જવાનો છે ?"

ક્ષેત્રનાથ બોલ્યો: "જે પણ ચૂલામાં જઇશ ત્યાંથી રાતે ૧૦ વાગ્યાથી વહેલા ઘેર નથી અવાવાનું."

"તેમ હોય તો ક્ષેત્રનાથ—"

ક્ષેત્રનાથ ચાલ્યો જતો હતો, તે ડોસાના આ ગંભીર કંઠે ઉચ્ચરાયલા શબ્દો સાંભળી અચકાઇ ઊભો. ડોસા દેવઘરમાંથી બહાર નીકળી ગુસ્સા-ભર્યા ઘેરા સાદે બોલ્યા: "તેવું જ હોય, ક્ષેત્રનાથ, તો આ ઘરમાં ફરી આવવાની જ શી જરૂર છે ?"

તદ્દન અવજ્ઞાને સૂરે ક્ષેત્રનાથે જવાબ દીધો: "સે વાત પણ કંઇ ખોટી ન હોય."

કઠોર સાદે ડોસા બોલ્યાઃ "ખોટી ન હોય તો તેમ જ કરવું ઠીક કની ?"

હસીને ક્ષેત્રનાથ બોલ્યોઃ "જોયું જશે."

ક્ષેત્રનાથે પગ ઉપાડ્યા. ડોસા બૂમ મારી બોલ્યાઃ "સાંભળ!"

ક્ષેત્રનાથ ઊભો રહ્યો. ડોસા બોલ્યાઃ "હું તારા વિવાહની વાતચીત નક્કી કરી આવેલો છું. ને તે લોકો તને જોવા આવવાના છે."

ક્ષેત્રનાથ બોલ્યોઃ "તે તેમને ના કહેવા માણસ મોકલો. કહો તો હું જાતે જ જઈને કહી આવું."

મોં મચકોડી ડોસા બોલ્યાઃ "એટલી બધી તસ્દી લેવાશે તારાથી!"

ક્ષેત્રનાથ બોલ્યોઃ "લઉં વળી, આપને ખાતર."

આગભરી નજર નાખતાં ડોસા બોલ્યાઃ "હું તેમને કોલ આપી આવેલો છું."

ક્ષેત્રનાથ બોલ્યોઃ "માણસ બધા કોલ થોડા જ કંઈ પાળી શકે છે?"

"આજ સુધી રામતારણ ઘોષાલના શબ્દમાં ફેરફાર કદી પડ્યો નથી."

"તો આ વેળા તે પડશે" ક્ષેત્રનાથ બોલ્યો.

ક્રોધથી–ક્ષોભથી ડોસાની વાચા જાણે રૂંધાઈ ગઈ. તેમને નિરુત્તર જોઈ ક્ષેત્રનાથે પૂછ્યુંઃ "બીજું કંઈ છે વારુ ?"

ડોસોઃ "છે."

ક્ષેત્રઃ "કહી નાંખોની, મારે મોડું થાય છે."

ડોસોઃ "તું લગન નથી કરવાનો ?"

ક્ષેત્રઃ "તે તો કરવાનો જ છું. પણ ત્યાં નહિ."

ડોસાઃ "ક્યાં કરવાનો છે ?"

ક્ષેત્રઃ "તે પછી કહીશ."

ડોસાઃ "પછી નહિ. હમણાં જ કહેવું પડશે."

ક્ષેત્ર: "તે મને આપના જેવું ઘડપણ નથી આવ્યું."

ગુસ્સાથી થરથર ધ્રૂજતા ડોસા બોલ્યા: "ખબરદાર, બેતા! તારે લગન કરવાં જ પડશે."

હસીને ક્ષેત્રનાથ બોલ્યો: "કારણ ?"

ડોસા: "કારણ મારી આજ્ઞા."

ક્ષેત્ર: "કેમ, તમારું ધાન ખાઉં છું, તેથી ?"

ચીચિયારતા ડોસા બોલ્યા: "હા, ધાન ખાય છે તેથી !"

ક્ષેત્રનાથ ગળદાંડો જમીન પર ઠોકતો ઠોકતો બોલ્યો: "ને ન ખાઉં તો ?"

ડોસા બોલ્યા: "ન ખા. ચાલ્યો જા."

ક્ષેત્રનાથે ગળદંડો ફેંકી દીધો ને ટટાર થઇ માથું ઊંચું કરી ઊભો. પછી જોશભર્યા સાદે બોલ્યો: "ભલે, ત્યારે જઇશ તે."

"જઇશ નહિ, જા."

"હમણાં જ ?"

"અત્તરઘડી !"

ક્ષેત્રનાથ દાંતે હોઠ બીડી ઝટપટ ઘરમાં દાખલ થયો. ઘરમાં જઇ ધ્રૂજતે હાથે તેણે ડગલો પહેર્યો, છત્રી લીધી, પગમાં સપાટિયાં પહેર્યાં. ડોસા તીવ્ર સાદે બોલ્યો: "ડગલાડગલી તારા બાપનો માલ નથી, નવાબજાદા !"

ભવાં ચઢાવી ક્ષેત્રનાથ બોલ્યો: "ભલે, તે આપને પાછાં મળશે."

ક્ષેત્રનાથ ઝડપી ડગલે ઘરની બહાર નીકળી ગયો. ઘોષાલ ડોસા ઊભા ઊભા લાંબા, ઘાટા નિસાસા મૂકવા લાગ્યા. જાણે અજગર હાંફતો હોય તેમ.

રમા અત્યાર સુધી ડઘાયલી જેવી રસોડાના બારણામાં ઊભેલી હતી. ક્ષેત્રનાથ ચાલ્યો જતાં તે ધીરે ધીરે સસરાજીની પાસે આવી દિલાસાભર્યા સાદે બોલી: "પડે જઇને ખાડમાં, બાબા ! તમે એને માટે દુઃખીઆરા ન થશો."

ડોસા અધીર ભાવે બોલી ઊઠયા: "દુખીઆરો? તું તો ગાંડી થઇ છે, વહુ દીકરા! એ અભાગિયા નિમકહરામને ખાતર હું દુઃખી થાઉં? આ કોઇ બીજો નથી, વહુ—આ તો છે રામતારણ ઘોષાલ! ભવ દીકરાને પોતાને હાથે બાળી આવનારો. તે આ પારકાના છૈયા, નઠારા ચેલકાને ખાતર હું દુઃખી થવાનો? ભાણું પીરસ, વહુ, ભાણું પીરસ. મોડું થાય છે."

રમાએ ઝટપટ ભાણું પીરસ્યું. ડોસા જઇને ખાવા બેઠા અને આજે એણે એટલી ઝડપભેર ખાધું, કે રમાને ખૂબ જ અચંબો લાગ્યો.

ખાધા પછી ડોસા છત્રીઉપરણો લઇ બહાર જવા નીકળ્યા. રમાએ પૂછતાં જવાબ દીધો: "પાપનું પ્રાયશ્ચિત કરી આવું. ખાનદાન માણસોને બીચારાને નાહકનો ધક્કો પડે? હું તો કહેતો'તો જ ને, વહુ બેટા, કે પારકો છૈયો છે ભાઇ! કરમના ભોગ, બાપા, કરમના ભોગ. કયારે આનો છેડો આવશે, હે દામોદર પ્રભુ!

સંધ્યા ટાણે ડોસા પાછા આવ્યા, ત્યારે તેમનું મોઢું જોઈ રમા બીધા વિના ન રહી. ડોસા આવીને વિષાદભેર ઉંબરા પર બેસી ગયા. પછી ગંભીર દર્દભર્યા જડ સાદે બોલ્યા: "એ તો ચાલ્યો જ ગયો વહુ બેટા! ખરેખર ચાલ્યો ગયો છે."

રમાએ પૂછ્યું: "કયાં ગયો?"

ડોસા બોલ્યા: "કલકત્તે".

રમા બોલી: "કલકત્તે? કલકત્તામાં વળી કોણ છે?"

એક લાંબો નિસાસો છોડી ડોસા બોલ્યા: "તે તો કોણ જાણે, પણ ચાલ્યો તો ગયો જ. દીનુ નંદીએ ટેસન પર કલકત્તાની ટીકીટ લેતો જોયો."

રમા નિરુત્તર ઊભી રહી. દિવસનાં રહ્યાસહ્યાં અજવાળાં આથમી ગયાં. ઢગ ઢગ અંધકારે આવી ઘરબાર સંતાડી દીધાં. રમાએ બૂમ મારી: "સંધ્યાનો વખત થયો, બાબા!"

શાંત અંધારપછેડા સામે ટગર ટગર જોઇ રહી સાસભર્યા સાદે ડોસા બોલ્યા: "હે દામોદર, મારી સાંજ તો હજુ ય ના પાડી, મારા વહાલા!"

## કાકીમા

૭ કલકત્તામાં ક્ષેત્રનાથનું તેવું કોઇ નજદીકનું સગું તો હતું જ નહિ. એક આઘેની માશી હતી–માની મોળાઈ બહેન! ક્ષેત્રનાથ શોધાખોળીને તે માશીને ઘેર જઇ હાજર થયો.

માસા જતીનબાબુને નોકરીમાં પગાર સારો મોટો હતો, પણ સ્વભાવે જરા કંજૂસ. સ્પષ્ટ બખીલ તો ન કહેવાય, પણ ફાજલ ખરચના વિરોધી તો ખરા જ. તેમની સ્ત્રી વ્રજસુંદરીને તો ઘરસંસારની બાબતો તરફ ધ્યાન આપવાનો પરવાર જ નહોતો મળતો. પોતાની માંદલી તબિયત અને ત્રણચાર બચ્ચાંકચ્ચાંમાં જ તે ગૂંથાયલી રહેતી. તેની વિધવા જેઠાણી દુર્ગાદેવી જ ઘર ખાતે કરતીકારવતી હતી. ફક્ત ઘરની કરતીકારવતી જ નહિ, જતીન બાબુની તો તે મા જેવી હતી. ચાર વરસની કુમળી ઉંમરમાં માનો મીઠો ખોળો ગુમાવી બેસતાં જતીન બાબુ મોટી ભાભીના ઉછંગમાં આશરો પામેલા, અને તેના જ અપાર લાડજતન વડે ઉછરીપાછરી મોટા થયેલા–માનો અભાવ તેમને તલપુર પણ ન લાગેલો. દુનિયામાં માન મરતબોમોભ્ભો પામવા છતાં આ વાત જતીનબાબુ વિસર્યા નહોતા, ને અત્યાર સુધી ભાભીને બધી વાતે માતાસમું માન આપીને વરતતા આવ્યા હતા. માત્ર માન આપતા એમ નહિ, જરા બીતા ય ખરા.

પહેલાં પહેલાં જતીનબાબુ નોકરી કરી જે પગાર લાવતા તે બધો દુર્ગાદેવીના હાથમાં ધરી દેતા. દુર્ગાદેવી જોઇસમજી ખરચ કરતાં. પરંતુ

વ્રજસુંદરી રહેવા આવી તે પછી એક દહાડો જતીનબાબુએ તેને કહ્યું: "હું એમ કહું ભાભી, એમ પગારની બધી જ રકમ ખરચી નાંખીએ, વારુ તો પાછળથી કેમનું થાય? એકાદ બે છોકરી જ પેટે પડી, તો?"

ચતુર દુર્ગાદેવી બોલ્યાં: "ખરી વાત કહી દિયરજી, મને ય કદી કદી એવા વિચાર આવેછ ખરા. હું રહી બાઇ માણસ, બરાબ્બર સમજીબૂઝીને ખરચતાં આવડે નહિ. હવેથી એક કામ કરો. પગાર બદ્ધો તમારી જ પાસે રાખો. રોજેરોજનો ખરચ ગણીને મને આપ્યા કરજો, ને તેમાંથી હું બધું ચલાવ્યા કરીશ."

ત્યારથી જતીનબાબુ પાસે પોતીકી સ્વતંત્ર રકમ થવા માંડી. પછી થોડે વરસે દુર્ગાદેવીએ સાંભળ્યું કે જતીનબાબુએ બેંકમાં પાંચ હજાર રૂપિયા ઝમાવી દીધા છે, ત્યારે તેણે દિયરનેખુશખુશાલ બની કહ્યું: "જુઓ દિયરજી, સારું થયું ને, કે મેં બધું તમને જ સોંપી દીધું. મારે હસ્તક રહ્યું હોત તો એક પૈસો ય બચત? બાઈ માણસને કંઈ એવી સમજ પડે? મૂવાં અમે બૈરાં!"

જરા હસી જતીનબાબુ બોલ્યા: "તે તમે બૈરાં જો મૂવત, તો પછી આ જતીન શર્મા નોકરું ય કેમ કરીને કરત? અરે, ભાભી! આટલા દિમાં તો તેનું હાડકું ય ખોળ્યું ન જડત. ને ભાભી, બચી છે તેટલી રકમ તો એક જ છોકરીના લગનમાં સફાચટ મેદાન થઇ જશે!"

દુર્ગાદેવી ઉત્સાહભેર બોલ્યાં: "તેટલા વખતમાં તો કેટલા ય બીજા બચીને જમા થશે!"

પણ ખરું જોતાં હવે એમ સહેલાઈથી નાણું બચવા જમા થવાનો સંભવ નહોતો. કેમકે, વ્રજસુંદરીએ બે દીકરીઓ ઉમેરી ખરચનું પાસું સારી પેઠે વધારી મૂકયું હતું. હા, હજુ જમા પાસું ઉધારપાસા સાથે ઠીક ઠીક મિજાન રાખીને જ ચાલ્યા કરતું હતું, ઊલટું જરા ભારેખમ પણ રહેતું જ હતું; તો પણ જતીનબાબુને સમજ તો પડી ગઈ હતી કે એ ભારેખમપણું હવે ઝાઝા દિ નભવાપણું નથી. તેથી તેઓ બને તેટલું

તાણીખેંચીને જ ખરચ ચલાવવાની તજવીજમાં રહેતા. તેથી દુર્ગાદેવી સાથે કોઇ કોઇ વાર બોલાચાલી પણ થઇ જતી, પણ દુર્ગાદેવી દિયરજીનો ભલો રૂડો હેતુ ધ્યાનમાં રાખીને એવી બોલાચાલીને કદી તકરારટંટાનું રૂપ લેવા જ ન દેતાં.

એવા સમયગાળામાં ક્ષેત્રનાથ મહેમાન રૂપે આવીને ખડો થયો, અને વળી કાયમી આશરો લેવાનો જ ભાવ તેણે પ્રદર્શિત કર્યો ત્યારે જતીનબાબુ જરા ફિકરમાં પડી ગયા.

એક દહાડો તેણે પત્નીને પૂછયું: "અલી, એ આ તારા ભાણિયાની મતલબ શી છે?"

વ્રજસુંદરીએ જવાબ દીધો: "ભાણિયાની મતલબ ભાણિયો જાણે, હું કેમ કરી જાણું?"

જતીનબાબુ બોલ્યા: "તે તું માસી છે, પોતીકું માણસ છે, તારે જાણવું તો જોઇએ ના?"

વ્રજસુંદરી બોલી: "મને તો કંઇ એવી માથાઝીંક કરવાનું મન નથી થતું."

જતીનબાબુ બોલ્યા: "તને ન થાય, પણ મને તો જબ્બર ફિકર પેઠી છે, એક માણસ પૂઠે મહિને કેટલા રૂપિયાને પગ થાય છે તે જાણું છે?"

વ્રજસુંદરી બોલી: "મારે એ બધું જાણીને કામ શું? હું કંઇ તેને તેડવાનોતરવા ગઇ'તી?"

જતીનબાબુ બોલ્યા: "તેડવાનોતર્યા વિના ય તે આવ્યો જ છે, અને મહિનો થઇ ગયા કેડે પણ જવાની વાત જ સાવ ભૂલી ગયો છે, તો પછી તે વાત તેને જરા યાદ તો દેવડાવવી જોઇએ."

વ્રજસુંદરી બોલી: "જરૂર લાગતી હોય તો તમે જ તે યાદ આપી શકો છો."

જતીનબાબુ બોલ્યા: "જરૂર, પણ જરા તોછડું લાગે."

વ્રજસુંદરી ગંભીર ભાવે બોલી: "ભલે ને લાગે તોછડું કે કડવું, જે લાગે તે. મારાથી તો કંઈ નહિ કહેવાય. તમારા ઘરમાં હું ક્યાં કશામાંય છું તે?"

આમ ન છૂટકે જતીનબાબુ પાછા પડ્યા.

બીજે દહાડે જતીનબાબુ નોકરી પર જતી વેળા, રોજીંદા રિવાજ મુજબ સૌના ચવેણાના પૈસા આપવા ગયા ત્યારે તેમણે ચાર પૈસા ઓછા આપ્યા. દુર્ગાદેવીએ બેત્રણ વાર પૈસા ગણ્યા ને પછી બોલ્યાં: "ચાર પૈસા કમતી લાગે છે, દિયરજી!"

જતીનબાબુ મોં ભારેખમ્મ રાખી બોલ્યા: "ઓછા શાના થાય? રોજ જેમ આપું છું, તે જ પ્રમાણે આપ્યા છે."

એટલે દુર્ગાદેવીએ પ્રત્યેકનું નામ દઈ દઈને હિસાબ ગણાવવા માંડ્યો ને બોલ્યાં: "આ ચાર પૈસા અત્રિના, આ ચાર પૈસા ધીરેનના, આ ચાર પૈસા પુંગટીના, આ ચાર પૈસા વહુ (વ્રજ)ના, અને બેતુના—"

બોલી દુર્ગાદેવી જિજ્ઞાસુનજરે દિયરના મોં સામું જોઈ રહ્યાં. જતીનબાબુ મોં ફેરવી ગંભીરભાવે બોલ્યા: "એવા બેતુ માધુ રાધુમાં હું કંઈ સમજું નહિ. હવે મારી પાસે બીજા પૈસા નથી."

નીચી ગરદને પૈસા જમણા હાથમાંથી ડાબામાં. અને ડાબામાંથી જમણામાં હેરફેર કરતાં દુર્ગાદેવી બોલ્યાં: "એ કંઈ ઠીક દેખાય દિયરજી? સગાંવહાલાંનો છોકરો, તેને મનમાં કેવું લાગે?"

ખીજાઈને જતીનબાબુ બોલ્યા: "કેવું લાગે, તે જે લાગે તે. સગાં-વહાલાંના છોકરાએ સગેવહાલે જઈ બેચાર માસ સગપણ વહાલપણ કરવાનું ય કંઈ વાજબી નથી."

જતીનબાબુ એટલું બોલી ચાલ્યા ગયા. દુર્ગાદેવી ઊભાં ઊભાં, ક્ષુબ્ધ ચિત્તે પૈસા હેરફેર કરવા લાગ્યાં.

ને તે પછી છોકરાઓને ચવેણાના પૈસા આપતી વેળા દુર્ગાદેવીએ

પોતાની પેટીમાંથી પૈસા કાઢી ખેતુને આપ્યા. ખેતુના ચવેણાના પૈસા વિષે મોટી કાકીને પિતા સાથે જે વાતચીત થયેલી તે અત્રિએ બધી સાંભળી હતી, એટલે ખેતુને પૈસા અપાતા જોઇ ડોકી ધુણાવતી ધુણાવતી તે બોલી: "ખેતુદાદાને ય પૈસા દીધા, કાકીમા ?"

દુર્ગાદેવી તેના તરફ તાકી આંખઇશારા કરતાં બોલ્યાં: "કેમ ના આપું ?"

પણ અત્રિ કંઇ કાકીમાની ઇશારત સમજીઅમજી નહિ ને બોલી: "કેમ આપો તે ? બાબા તો કહેતા'તા ને, કે ખેતુદાદાને ચવેણાના પૈસા નથી આપવાના !"

દુર્ગાદેવી તેને ધમકાવતાં બોલ્યાં: "કપ્પાળ તારું, નઠારી છોકરી !"

અત્રિ દોડી ને નાઠી. ખેતુ ચાર પૈસા લઇ ધીમે ધીમે ચાલતો થયો.

બીજે દહાડે ચવેણાના પૈસા લેવા ખેતુ ન ગયો. સાંજે દુર્ગાદેવીએ તેને પૂછ્યું: "આજે તું પૈસા ના લઈ ગયો, ખેતુ ?"

ખેતુએ હસીને જવાબ દીધો: "પેટમાં બહુ વાયુ થયો છે, કાકીમા ! હવેથી સાંજે ચવેણું ખાવું નથી. ગામડિયું માણસ, અમને આ શહેરનાં કચોરીભજિયાં કંઈ પચે ?"

કાકીમા ચૂપ રહ્યાં. ખેતુ બોલ્યો: "સવારનો કંઇ ભાતબાત છે કાકીમા ? હોય તો આપો."

કાકીમા બોલ્યાં: "તે તને વાયુ તો થયો છે ને વળી ટાઢો ભાત ખાવો છે ?"

ખેતુ બોલ્યો: "તેમાં શું વાંધો છે ? ભાત ખાધે અમને કશું ના થાય. અમે તો ગામડિયા માણસ કની !" કહી ખેતુ હો હો કરી હસી ઊઠ્યો. પણ એનાં એ હાસ્ય વડે કાકીમાની આંખોનાં પોપચાં ભારે થઇ ગયાં.

ખેતુને ભાત ખાવા પીરસી દુર્ગાદેવીએ પાસે બેસી પૂછ્યું: "તે અલ્યા ખેતુ, તને ગુસ્સો આવ્યો છે ?"

ખેતુ હોહોહોહો કરતો એવું જબ્બર હસી ઊઠયો કે તેનું એ હસવું દેખી દુર્ગાદેવી તો ગભરાઈ જ ગયાં. ખૂબ ખૂબ હસી ખોં ખોં કરી ખેતુ જ્યારે હંડો પડયો ત્યારે દુર્ગાદેવીએ પૂછ્યું: "હસે છે કેમ?"

ખેતુ બોલ્યો: "તમારી વાત સાંભળીને. કહોછ કે મને ગુસ્સો ચઢયો!" કહી ખેતુ ફરી હસી ઊઠયો.

દુર્ગાદેવી બોલ્યાં: "હું શું ખોટું બોલી છું? સારું માઠું તો બધાને જ લાગે ને ભલા!"

ખેતુ ભાત ચોળતો ચોળતો બોલ્યો: "જેને લાગે તેને લાગે. તેથી શું મને ય લાગે કંઇ?"

દુર્ગાદેવી બોલ્યાં: "કેમ, તું તે કોણ છે?"

ખેતુ બોલ્યો: "હું કોણ? મારે ના મા, ના બાપ, ના ભાઇ, ના દોસ્તદાર; આગળ કે પાછળ ન સગું ન વહાલું; ટાંટિયા મૂકી ઊભા રહેવાને ઠામથાનક નહિ. મારા જેવા માણસને વળી ગુસ્સો શો? કાકીમા તમે તો સાવ ગાંડાં છો!"

કોળિયાભર ભાત મોંમાં મૂકી ખેતુ કાકીમાના મોં સામે જોઈ રહ્યો. દુર્ગાદેવી સહેજ નિસાસો મૂકતાં બોલ્યાં: "ભલે બાપ, તને નથી ગુસ્સો. કબૂલ. પણ ત્યારે ફોઇબાનું ઘર છોડી નીકળી કેમ નાઠો?"

ખેતુ કોળિયો ગળી જઇને બોલ્યો: "નીકળી ન આવું તો શું કરું? કાયમ માટે જ પારકું ધાન ખાયા કરું? મરદ માણસ છું, હાથપગ છે, વરસે છ મહિને લગને કરવાં જોઇશે. કંઇક ઠરીઠામ તો થવું જ જોઇશે ના?"

દુર્ગાદેવીએ પૂછ્યું: "નોકરી કરીશ?"

ખેતુ બોલ્યો: "નહિ તો શું તમારા ઘરમાં જોભરું જ ભર્યા કરીશ? ઘોષાલદાદાના ઘરમાં કંઇ અનાજપાણીના ટોટા પડયા'તા?"

દુર્ગાદેવી જરા વિચાર કરી બોલ્યાં: "ભલે. જતીનને કહીશ, તારે

માટે એકાદ નોકરી મેળવવાની કંઇ ખટપટ કરે."

ખેતુ માથું ધુણાવતો મક્કમ સાદે બોલ્યો: "ખટપટ જ નહિ, મેળવી જ આપવાની. વળી પગાર જે મળે તે, બે રૂપિયા તો બે રૂપિયા. મુદ્દે નોકરી મારે જોઈએ જ."

દુર્ગાદેવી હસીને બોલ્યાં: "ભલે ભલે, તેમ જ કરીશું. હાલ ખાઇ તો લે. સાંજ પડવા આવી."

દુર્ગાદેવીએ ખેતુને ચાકરી અપાવવા માટે જતીનબાબુનો પીછો લીધો. જતીનબાબુએ ખેતુનું ભણતર કસીનાણી જોયું ને સમજ્યા કે ઑફીસની નોકરી તો તેને કંઇ મળે નહિ. તે વાત સાંભળી દુર્ગાદેવી બોલ્યાં: "તે ઑફીસની નહિ મળે, તો બીજી. ગમે ત્યાં બેપાંચ રૂપિયા પગારની નોકરી મેળવી જ દેવી જોઇશે."

ભારે ખટપટે જતીનબાબુએ ખાનગીશીખવણાની નોકરી શોધી આપી. તેમના ખાસ દોસ્ત દેવેન્દ્રબાબુના બે બચ્ચાંઓને બંગાળી બાળપોથી અને ઇંગ્રેજી પહેલી ચોપડી ભણાવવાનાં. પગાર રૂપિયા પાંચ.

ખેતુ ખુશખુશાલ નોકરીએ ચઢયો !

*

## ૮

## ખેતુનો કાગળ !

ઘોષાલ ડોસાએ ઘરમાં દાખલ થઈ બૂમ મારી: "વહુ બેટા, તમારા ક્ષેત્રનાથ બાબુજીનો કાગળ આવ્યો છે."

રમા એકદમ ઇંતેજારીપૂર્વક બોલી ઊઠી: "હેં ? કાગળ આવ્યો છે ?"

ડોસા બોલ્યા: "હાં હાં. આટલે દિવસે દયા કરીને તેમણે કાગળ લખ્યો છે."

રમાએ પૂછ્યું: "શું લખ્યું છે, બાબા ?"

મોં મચકોડી ડોસા બોલ્યા: "લખે છે—ઓહો કેટલું બધું લખ્યું છે. હું તો આમ, હું તો તેમ—ને એવી બધી વાતો !"

રમા ખૂબ આતુરતાથી સસરાજી સામે નિરખી રહી. ડોસાએ પરબિડિયામાંથી કાગળ બહાર કાઢ્યો, અને તેની ઘડી ઉકેલતાં ઉકેલતાં બોલ્યા: "સાંભળ, તારો બબડાટ પાછો શેણે જોઈએ ?" કહી ડોસા વાંચવા લાગ્યા:—

શ્રીચરણકમળેષુ—

શ્રીચરણે અસંખ્ય પ્રણામ સાથે લખવાનું જે—

ઉંહ ! એની ભાવભગતી તો જો ! મારાં પાછાં શ્રીચરણ, ને તે થાનકે ખેતોભાના અસંખ્ય પ્રણામ ! વાહવા રે ખેતો બાબુ, વાહવાહ !

હું કલકત્તે આવ્યો છું. અહીં માસીને ઘેરે છું.

રમાના મોં સામું જોઇ ડોસાએ પૂછ્યું: "માસી,—એની વળી આ માસી કયાંથી ફૂટી નીકળી, વહુ બેટા ?"

રમા જરા વિચાર કરી બોલી: "માસી ! હા, એની માની એક મોળાઈ બેન છે ખરી. કલકત્તે રહે છે. માસાને પગાર પણ સારો જેવો છે."

મોં બગાડી 'ઠીઇઇક' બોલી ડોસા ફરીથી વાંચવા લાગ્યા—

> અહીં હું એક રીતે સુખમાં જ છું, ખાસ કશું દુઃખ નથી. કાકીમા મને સગ્ગા દીકરા સરખો ગણી હેત બતાવે છે.

કાગળ તરફ ઢળતું મોં ઊંચું કરી ડોસાએ પૂછયું: "એ વળી કોણ ?"
રમા નખે જમીન ખોતરતી બોલી: "શી ખબર ?"

> વખતે મને ખાવાપીવાની આપદા પડે, વખતે મને ખોટું લાગે એવી બધી સાળસંભાળ તે કાયમ રાખે છે. તે મને પેટના દીકરા જેવો જ ગણે છે. ("હુંઅ") મારે માટે આપ કશી ફિકરચિંતા ન કરશો.

"ઓહોહોહો ! બાબુજીની ફિકરચિંતાએ તો આપણા પેટમાં ખાધુંય કયાં પચે છે જો !"

કાગળ વાંચતાં વાંચતાં સાથે આ પ્રમાણે ટીકાટિપ્પણ કરતાં જઇ ડોસાએ વાંચન પૂરું કર્યું. અત્રે તેમનાં ટિકાટિપ્પણને બાદ રાખીને જ હવે કાગળનો ટૂંક ભાવાર્થ આપીએ છીએ. પછી ક્ષેત્રનાથે લખ્યું હતું કે મને નોકરી મળી છે. શીખવણું છે. પગાર મહિને પાંચ રૂપિયા. એ ચાર મહિના પછી પગાર વધશે. એ ગાળામાં બીજે કહીં નોકરીની ખટપટ પણ થઇ શકશે. જે કંઇ બનશે તે લખી જણાવીશ. દરમ્યાન સારી પેઠે છું. દાદા ફોઈએ મારે માટે કશી ચિંતાફિકર ન કરવી વગેરે.

કાગળ પાછો બીડી લીફાફામાં મૂકતાં મૂકતાં ડોસા ગુંગળાતે સાદે સ્વગત જ બોલવા લાગ્યા: ઓહો ! ભારે મોટું પોતીકું માણસ ! માશીની મા ને તેનો ભાણિયો, ને તેની વહુ ને તેના જમાઈનો જમાઇ તે એને

ખાતર અમે ફિકરચિંતાએ સૂકાઇ જઇશું જે ! જાણે આપણીને બીજું કામ જ ન હોય ને. ફિકર કરે ને મારી બલારાત. તેના કરતાં ના ફેરવીએ બે માળા વધારે, કે પેલે જનમ લેખે લાગે !

ઘોષાલ ડોસા મોઢેથી આવી પાકી બેફિકરાઈ બતાવતા છતાં મનમાં ને મનમાં તો તેઓ ક્ષેત્રનાથની ચિંતા કર્યા જ કરતા હતા, તે રમા બરાબર સમજતી હતી. એટલે સુધી કે બેતુની ફિકરમાં તેમની ભગતાઇમાં —પરલોકનું ભાતું ભેળું કરવાની તજવીજમાં પણ સારી પેઠેનો વાંધો આવી પડયો હતો, તે વાત પણ તેનાથી અજાણી ન હતી. પરભવનું ભાતું ભરવાને ઘણીય ઇંતેજારી છતાં હાલ હાલ પૂજાપાંતરીમાં તેમનું ધ્યાન પહેલાં જેવું બેસતું ન હતું. ભક્તિવિહ્વળ કંઠમાંથી ઉદ્દ્ભવતાં તેમનાં મીઠાં ભજનો સ્તુતિઓ હાલ રમાને સાંભળ્યામાં નહોતાં આવતાં. પહેલાં દેવઘરમાં ગયા કેડે કલાક દોઢ કલાક સુધી તેઓ બહાર નહોતા નીકળતા, ત્યારે હમણાં હમણાં તો અડધા કલાકમાં જ તેમની પૂજા પરવારી જતી હતી. પાઠ-પૂજામાં પહેલાં સમી એકાગ્રતા ય નહોતી દેખાતી. પૂજા કરતાં કરતાં કોઇ કોઈ વાર સાવ બેધ્યાન થઈ પડતા ને સરવા કાન કરીને જાણે કોઇકિનો સાદસ્વર સૂણવાની આશાએ બારણાં ભણી ટગર ટગર જોઈ રહેતા. બીજી જ ક્ષણે લાંબો નિસાસો મૂકી આચમન કરતા. પહેલાં તેઓ શ્રીદામોદરજીની મૂર્તિને જે રીતે પુષ્પચંદને આભૂષિત કરતા, તે જોઇ સહેજે કોઇને થઈ જાય કે જાણે ભક્ત સાચા હૃદયની ભક્તિમાંથી વહેલા શુદ્ધ અર્ધ્ય વડે દેવ ચોમેરથી ભીંજી ગયા છે. હવે એ પ્રાણભરી, આવેશભરી પૂજા—તે હૈયાભર અર્ધ્ય નહોતા નજરે પડતા. દેવની મૂર્તિ પરનાં આગલાં ચંદનચિહ્ન પણ ઘણીક વાર બરાબર સાફ ન થતાં. ફુલ-તુળસી દેવના ચરણ પર્યંત બરાબર ચડતાં ય નહિ, કેટલાંક તો ફુલપાત્રમાં પડયાં પડયાં જ સુકાઇ જતાં.

ને છતાં ઘોષાલ ડોસા રોજ લગભગ બોલતાઃ બધી ય માયાની જાળ છે, બાપુ, માયાનું બંધન ! એ બંધન જેટલું અળગું કરી શકાય તેટલા જ દામોદરને તાણી નિકટ લવાય.

પણ માયાના બંધન શિથિલ થવા સાથે સાથે, દામોદરને તાણી ધરવાની ડોસાની તાકાત પણ નબળી પડતી જતી હતી, તેની તેમને પોતાને જ બરાબર સમજ નહોતી પડતી.

ડોસાને ખાવે પણ રૂચિ નહોતી થતી. દીકરાના મરણ પછી તેમણે માંસાહાર તજી દીધો હતો. પછીથી જ્યારે ક્ષેત્રનાથને સારું મચ્છી આવવા લાગી ત્યારે પુત્રવધૂના પુષ્કળ આગ્રહને વશ થઈને તેમણે ફરીથી મચ્છી ખાવી શરૂ કરી. પણ ક્ષેત્રનાથ ચાલ્યો જતાં, તેમણે મચ્છી આણવાનું ય બંધ કર્યું. એક દહાડા રમાએ તેમને મચ્છી આણવાનું જણાવતાં વિષાદ-ભર્યું હસી તેમણે જવાબ દીધેલો: "શાને હવે એ બધું જોઈએ, વહુ બેટા! મારે તે હવે કંઇ મચ્છી ખાવાજોગો સમો છે, વહુ? મચ્છીની પતેલી ઊંચી મૂકી દે. બતો વળી કદિક આવશે, તેવારે ફરી ઉતારી લેવાશે." વેણ ઉચ્ચારતાં ઉચ્ચારતાં ડોસાનાં નયનો ભીનાં બન્યાં—અવાજ ઘાટો થઇ ગયો.

ડોસા કદી કદી બોલતા ખરા: હાશ, પોરટો ગયો તો ભલું થયું. છૂટ્યોટયા! અભાગિયો મને હેરાન હેરાન કરી મૂકતો'તો રે!—ઘડ-પણમાં હવે એવી બધી પંચાતફિકર સહેવાય પણ શાણે? હાઆશ થઈ ગઈ: છૂટ્યોટયા!

પણ બોલ પૂરા થતાં જ વૃદ્ધના દેહમાળખાને વલોવી નાંખતો એવો એક ઘેરો નિસાસો તેના સાસમાં પ્રગટ થતો કે તેના વડે સાફ જણાઇ જતું કે ક્ષેત્રનાથ ચાલ્યો જવાથી તેમનાં શોકિજળ્યાં હાડને જરા સરખી ટંડક વળી નથી, ઉલટું, દુ:ખની આગે આગે તે વધારે જ બળુંઝળું થાય છે!

વળી કોઇ કોઇ વાર તેઓ ક્ષેત્રનાથના વખાણ કરવા બેસતા ત્યારે જાણે તેમની જીભ ઊછળી ઊછળી પડતી. સવારે ટોપલીભર ફુલ તોડી આણી તે તરફ હરખાતી નજરે જોતાં જોતાં બોલતા: "એમ તો, વહુ બેટા, છોકરો કંઇ નાંખી દેવા જેવો નહોતો. કેવા મજાના ફુલવેલા બનાવી

ગયો છે! એકેકું ગુલાબ થાય છે—જાણે મોટું ભોંયકમળ જ જોઈ લે બેત્રણ છોડવા સુકાઇ જાય છે. છો સુકાતા. મારે તે વળી આ ઉંમરે ઘડો લઈ પાણી રેડવા જવાનો સમો છે? છીઃ બહુ યે કામ મારે પડ્યું છે

રમાની આંખો રડું રડું થવા આવતી. ડોસા તે જોઈ ઘાટે બોલતાઃ "પારકો જ છૈયો! પેલી કહેવતવાળી વાત છે ને તેવું; આંગળી નખ વેગળા. હું તો પહેલેથી જ જાણતો હતો, કે હાથપગ આવવા જોઇ કે રસ્તો પકડશે. જવા દે, એવા બધા હરામખાઉઓને માટે વળી દુઃખ કેવું? તેના કરતાં સંભાર મારા દામોદરજીને, કે આલોકપરલો કંઇ સુધરે તો ખરું! હું તો એ હરામીનો લગાર પણ વિચાર ન કરતો, વહુ બેટા!"

પણ જે દિવસે ક્ષેત્રનાથનો કાગળ આવ્યો, તે દિવસે ડો ખૂબ જ બેચેન જણાયા. તે દહાડો બધી, બેતુને ગાળે ગ દીધી, ને તેના નુગરાપણાનો ઉલ્લેખ કરી કરીને જાતજાતના તીખાં શબ્ બાણ છોડયાં, ને ઘડપણને છેલ્લે ગાળે ચેહમાં પગ મૂકવા ટાણે એક ત પરાયા છોકરા ઉપર પ્રેમ બતાવી—પરવશ બનવા ખાતર પોતની ઉપર પણ ધિક્કાર વરસાવ્યો. તેમની એ અધીરાઇ જોઈ રમા બોલ "તે બાબા, તેને અહીં આવવા લખ્યું હોય તો?"

ડોસાનું મોં—તેમની આંખો લાલ લાલ બની ઊઠયાં. તડૂકીને બોલ "શુઉંઉં? હું તેને આવવા લખું? કેમ ભલા? મને ફાંસો ખાવા દો નથી મળતી? તું એ બોલેછ શું, વહુ બેટા? આ આવી ઉંમરમાં તરછોડી જે સુખે સ્વચ્છંદે ચાલ્યો ગયો, એક વાર પાછું વાળી ય જેયું, તે હરામજાદાને હું કાલાવાલા કરી તેડાં મોકલું? કેમ, કંઈ તે વના મને ખાધું પચતું નહિ હોય જે! ઊંઘ નહિ આવતી હોય જે હું—હું રામતારણ ઘોષાલ છું, વહુ બેટા! દુનિયાભરમાં કોઇની પ કરનારો નથી, સમજી!" ને વૃદ્ધની ઊંડેરી ઝાંખી આંખોમાં દડદડ આં ઊભરાવા લાગ્યાં!

હાય રે ! ડોસા ! પથ્થરના બંધારા બાંધી નદીના વેગને તો રોકી શકાય છે, પરંતુ એ રૂંધાયલાં, ઉભરાતાં જળરાશિ તે નક્કર પથ્થરબંધને ય વટાવી જઇ કેવો પ્રચંડ જળધોધ નીપજાવી શકે છે–દુનિયામાં આટઆટલું જોયાજાણ્યા પછી ય શું તમને એ જ્ઞાન ન આવ્યું ?

બીજે દિવસે ઘોષાલ ડોસો એક કાગળ લખી વહુને સંભળાવવા આવ્યા. હસતાં હસતાં બોલ્યાઃ "કેવું ફક્કડ લખ્યું છે, સાંભળ વહુ બેટા ! બરાબર તેના મોંને લાયકનું જ ખાસડું થયું છે કે નહિ, જો."

> પરમ શુભાશીર્વાદ સાથે લખવાનું કે—તારો કાગળ મળ્યો. પણ તેનાથી અમને ખુશાલી કે દુ:ખ કશું જ કંઈ થયું નથી. કારણ કે તું જ્યારે અમારી સાથેનો બધો સંબંધ તોડીવછોડીને જ ચાલ્યો ગયો છે, તો પછી હવે તું સુખમાં હોય કે દુ:ખમાં તેમાં અમારે નફોનુકસાન ગણવા કારણ નથી. તારી સાથે અમારે સંબંધ જ શો ? ફક્ત તું અમારે ત્યાં રહીખાઇ મોટો થયો છે, એટલું જ. હવે તું જાતે તારા ગુજરાનપાણીની જોગવાઈ કરી શકે છે, તો તેમાં અમને કશો વાંધો નથી તે જાણવું. તારે માટે અમે કશી ય ફિકરચિંતા કરતાં નથી. એ જ.

"કાગળ જરા બહુ આકરો થઈ ગયો નહિ, વહુ બેટા ?"

રમા નીચે મોઢે હળવે સાદે બોલીઃ "જરા થયો છે ખરો."

તીવ્ર સ્વરે ડોસા બોલ્યાઃ "જરા કેમ, સારી પેઠે આકરો થયો છે. ને ભલે થાય ને આકરો. રૂવાબ કરીને ચાલ્યો ગયો, તે તેના ગુસ્સાથી આપણે ડરવાનું શું ? તે થોડો જ કંઈ આપણા રોજ ચૂકવનારો છે ? હા, કાગળ વાંચીને તેને દુ:ખ તો થશે ખરું. ત્યારે...વહુ તું કહે તે કરું, બોલ. પણ મારે હાથે કંઇ એવી ઘીચાપડી મીઠીમુલાયમ બોલી લખાવાની નથી ભાઇ !"

રમા ચુપચુપ ઊભી રહી. ડોસા કાગળને આંખની ખૂબ નજીક લાવી મનમાં ને મનમાં વાંચવા લાગ્યા.

બેત્રણ વાર વાંચ્યા કેડે બોલી ઊઠ્યા: "ખરે જ વહુ બેટા, લખાણ બહુ સખ્ખત થઇ ગયું છે, હોં. છોકરો કદાચ વાંચીને રડી જ પડશે. ગમે તેવો પરાયો તેમાં શું, આટલા કાળની માયામમતા તો ખરી જ ને ? છટ્ ! કંઇ જરૂર નથી આટલો કડક કાગળ લખવાની."

ડોસાએ કાગળને કચ્ચર કચ્ચર કરી ફળિયામાં ફેંકી દીધો. પછી નિરાશ સૂરે બોલ્યા: "પણ લખીએ ય શું ? નરમ નરમ લખતાં તો મને આવડતું જ નથી. આહ ! કેવી જંજાળમાં પડ્યો છું. દામોદર ! હજુ કેટલાંક કરમસંતાપ બાકી છે, મારા પ્રભુ !"

એક ગંભીર, લાંબે નિસાસે ડોસાનું અંગમાળખું ધ્રૂજી ઉઠ્યું. રમા ઓઠ બીડી હસતી હસતી સરકી ગઇ.

તે દહાડે ડોસા જ્યારે નિમિના ઘર આગળ થઇ બજાર જતા હતા, ત્યારે નિમિએ તેમને બૂમ પાડીને પૂછ્યું: "હાં, દાદાજી, તે તમારા બેતુનો કંઈ કાગળપત્તર આવ્યો છે ?"

ડોસાએ પાછા ફરી ઊભા રહી પૂછ્યું: "કેમ વારુ ?"

નિમિએ કહ્યું: "માએ પૂછ્યું છે."

ડોસા બોલ્યા: "કાગળ આવ્યો છે, હા. કહેજે તારી માને, કે એનો કાગળ આવ્યો છે, ને મોજમાં છે. નોકરી કરે છે, સમજી ? બાબુજી નોકરીએ લાગ્યા છે. પાંચ રૂપયડીની નોકરી ! ચૂલામાં જાય ને એવી નોકરી !"

એટલું બોલી રહેતાં જ ડોસા ઝટપટ ઝટપટ બજાર તરફ ચાલતા થઈ ગયા.

★

## સાપનો ભારો

એમ તો નિમિ એવી કંઇ સાપનો ભારો નહોતી થઈ પડી, તો પણ લોકોએ તેની માને હેરાનપરેશાન કરી મૂક્યાં. આવી મોટી છોકરી ઘરમાં રાખીને કેમ નિરાંતે ઊંઘ આવે છે, કેમ ખાધું પચે છે, એવા એવા સવાલો લોકો નિમિની માને પૂછતાઃ "અરે નિમિની મા, આખરે ય તો તું તારી સાત પેઢીને નરકમાં જ નાંખવાની કની?" નિમિની મા આવી બધી વાતોનો ઘણુંખરું કશો જ જવાબ ન દેતી. કવચિત જવાબ દેતી તો ય નમ્રભાવે એટલું જ બોલતીઃ "શું કરીએ બા, અમે ગરીબ પડ્યાં!"

એટલે શ્રીમતી દોઢડાહીલક્ષ્મી બોલતાંઃ "હોયસ્તો ગરીબ, તે કંઈ શું ગરીબની દીકરીઓનાં લગન નથી થતાં? આ લ્યો ને, તારો દિયર બળરામ ઠાકુર—તેની ય દીકરીનાં લગન થઇ જ ગયાં ને? તે ય કંઈ એવો મોટો માણસ નથી વારુ?"

બીજી ઉપદેશિકા—ઘોષઘરની શેઠાણી નાકનું ટીચકું ચઢાવી બોલતીઃ "ઓય મા! ગરીબસ્તો! વળી તે તેણે ગરીબનું જોઈને દીકરી દઇ દીધી. પણ નિમિની માથી કંઇ થાય કે તેવું? અરે, એની દીકરીને પૈણવા તો ઘોળે હાથીએ ચઢીને રાજકુંવર આવશે, રાજકુંવર!"

આવાં કરડાં મેણાંઓથી ઘવાતાં, નિમિની મા ફક્ત નિસાસા મૂકતી.

નિમિની મા નચિંત જેવી લાગતી, તો પણ બળરામ ઠાકોર તેવો

નફિકરો નહોતો. તે ઘણુંખરું એકાદું એકાદું નામ લઈ આવતો, અને પ્રત્યેક વરરાજા માટે રાજકુંવરથી જરા ય ઊતરતો નથી એવી પિછાન આપતાં જરા ય અચકાતો નહિ. પણ ગામમાં બળરામને ય એકાદ બે દુશ્મન હતા. તેઓ જ્યારે નિમિની માને પેલા વરરાજાઓની આર્થિક કે નૈતિક બાજુ સંબંધે શોકપ્રદ સમાચાર આણી કહી જતા, ત્યારે દિયરજીએ રજુ કરેલી દરખાસ્તોને ઠેલ્યા વિના નિમિની માને આરો જ ન રહેતો. બળરામ ખીજાઈને કહેતો: "તમે કંઈ સમજતાં નથી, ભાભી! આ તો શત્રુઓની ખોટી ભંભેરણી છે."

પણ શત્રુપક્ષીઓ નિમિની માને સમજાવી દેતા કે બળરામ ઠાકુરે વરપક્ષ તરફથી રોકડા બસો રૂપિયા લાંચ ખાધેલી છે!

બંને પક્ષની આવી બેવડી વાતોથી હેરાનપરેશાન થઈને આખરે નિમિની માએ તેમની વાતો સાંભળવાનું જ છોડી દીધું. ને લોકો તેની નવાઈભરી, અદ્ભુત નિરાંત જોઈને, નચિંતાઈ જોઈને, જાતજાતના ઘોડાગપાટા દોડાવવા લાગ્યા. પણ નિમિની માએ કંઈ જ ગણકાર્યું નહિ.

નિમિની માની આ નચિંતાઈ માટે કંઈક કારણ હતું ખરું. બેતુ જે દહાડે ગુસ્સે થઈને ડોસાનું ઘર તજી ગયો, ત્યારે કલકત્તે જવાના ગાડીભાડા માટે તે માશીમા પાસે જ આવીને ચોંટેલો. માશીમા પાસે પૈસા નહોતા, તો ય તે બેતુને નિરાશ ન કરી શક્યાં. એક ઘડુલી ગીરો મૂકી પૈસા આણીને તેમણે બેતુને આપ્યા. પૈસા મળતાં બેતુ રાજીરાજી અવાજે બોલ્યો: "અત્યારે તો જાઉં છું, માસીમા, પણ તમે નિમિના લગન માટે કશી ય ચિંતા ના કરશો. એ લગનનો ભાર મારે માથે. પહેલાં એકાદી નોકરી મેળવી ગુજરાનનો ઘાટ બેસાડું, ને પછી આવીને તમને બધી વાત કરીશ."

ઘડુલી ગીરો મૂકી બેતુને નાણું આપવા માટે નિમિ ખૂબ તડૂકવા લાગી. બેતુ તેના વદન તરફ ગર્વપ્રફુલ્લ કટાક્ષ ફેંકતો માસીબાને ચરણે વંદન કરી ચાલ્યો ગયો. માસીબાએ બેતુની દિલાસાવાણીને દિલના

ઉંડાણમાં નોંધી લીધી.

ખેતુ ચાલ્યો ગયો તે પછી થોડાક દિવસે બળરામ ઇચ્છાપુરથી એક માંગું લઇ આવ્યો. વર નિરક્ષર કે વર્તનમાં ખોટો નહિ, હાલત પણ ઠીક, કંઇક નબળું ગણો તો માત્ર બીજવર હતો તે. બીજવર હોવા છતાં વરની ઉંમર ઝાઝી ન હતી—ફક્ત ત્રીસબત્રીસ જ. ઇચ્છાપુર આ ગામની ઘણું નજીક જ હતું, એટલે અડોશીપડોશીમાંથી ઘણાકે વરરાજાની હાલત સંબંધે શાખ પૂરી અને આથી સારું થાનક નિમિને મળે એવો ખ્યાલ કેવળ ગાંડપણ જ ગણાય એ જાતનો મત પણ જાહેર કર્યો. તે છતાં નિમિની માએ આવો સરળ, ઇચ્છવાજોગ સંબંધ પણ ન સ્વીકાર્યો. લોકમાં બોલાવા લાગ્યું: "નિમિ સાવ કમનસીબ છે." બળરામે પ્રતિજ્ઞા કરી કે: "હવે પછી એ નિમલીના વેશવાળ માટે જરા પણ ખટપટમહેનત કરું તો હું બ્રાહ્મણનો દીકરો નહિ. પણ—" એ બધી હકીકત સાંભળ્યા પછી પણ નિમિની મા તો જરા ય ચળાયમાન ન થઈ.

છેલ્લાં માંગાવાળી વાત તદ્દન ભાંગી પડી અને મહોલ્લાના લોકો નિમિની માની અક્કલને બુટ્ટી જાહેર કરવા લાગ્યા, ત્યારે નિમિની મા જરાક બીધી તો ખરી. ફક્ત ખેતુના બોલ પર આધાર રાખી તેણે આવું માંગું પાછું હડસેલ્યું, પણ ખરેખર ખેતુ પર એટલો આધાર રખાય ખરો? ધૂન-લાગણીના આવેશમાં તે લવારો કરી ગયો. કોણ જાણે કે એ દહાડા પછી એ વાત તેના મનમાં ય રહેશે કે નહિ. કોણ જાણે આ ગામમાં તે ફરી પાછો કદી આવશે કે નહિ! આ કંઇ તેનું વતનનું ગામ ન હોય, અહીં તેનાં ઘરબાર પણ ના મળે, તદ્દન પોતીકું કોઇ સગું પણ અહીં નહિ એમ કહીએ તો ચાલે. એવું કશું ય ખેંચાણ ના મળે, જેને વશ થઈ તેને આ ગામ આવવું જ પડે. એટલે આવે જ નહિ, તો?—પોતે કરેલી વાત તે તદ્દન ભૂલી જ જાય તો? એવું બધું બને ખરું?

માએ દીકરીને કહ્યું: "નિમિ, ખેતુને ઘેર એક વાર જઈ આવ તો."

નિમિએ પૂછ્યું: "કેમ?"

માએ કહ્યું: "જાણી લાવ ને, ખેતુનો કંઇ કાગળપતર આવ્યો છે નહિ?"

મોઢું ચઢાવી નિમિ બોલી: "નહિ જવાય મારાથી."

મા ગુસ્સે થઇ બોલી: "ને ખવાશે ખરું, કેમ?"

છોકરી પણ ગુસ્સે થઇ ઊંચે સાદે બોલી: "હા, ખવાશે ખરું."

માએ કહ્યું: "તે ખાવાનું આવશે કયાંથી? મારાથી નહિ ...રું પડે."

નિમિ બોલી: "હાસ્તો! કયાંથી પડે? ઘડાબેડાં વેચી ખેતુને પૈસા ...પાપવાનું બનશે."

મા હસી ઊઠી, બોલી: "હત રે અભાગણી! તેના ઉપર તને ...ટલું ઝેર કયાંથી? તેણે કદી તારામાંથી ખાધું છે?"

તડૂકી ઊઠતી હોય તેમ નિમિ બોલી: "ના, નથી ખાધું! ત્યારે તું ...ને કેમ એટલું વહાલ બતાવે છે તે કહેની?"

દીકરીના ગુસ્સાનું કારણ સમજાતાં માડીની આંખો સ્નેહાવેગે ભીની ...ની ગઇ. દીકરીના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં, તેના માથાના ...ળને આમતેમ સરકાવતાં સરકાવતાં તે બોલી: "ગાંડી મારી દીકરી! ...ે વહાલ બતાવું તેથી કંઈ તારા પર ઓછું વહાલ છે કંઇ? પહેલી તો ... જ, પછી એ. એ બીચારો નમાયો છે, નિમિ! એના પર હેત કરનારું ...જું કોણ છે? દીકરી!"

નિમિ વદન નીચે ઢાળી ઘુમ્મ જેવી ઊભી રહી. સ્નેહકોમળ સાદે મા ...લી: "ડાહી મારી દીકરી, જા તો, એક વાર જઇને ખબર કાઢી આવ. ...હ! કેટલા ય દિવસથી છોકરો ગયો છે, ને કશી ખબરે નથી પડી!"

નિમિ ગુપચુપ થોડી વાર ઊભી રહી. તે પછી અચાનક દોડતી દોડતી ...તુના ઘર ભણી ઊપડી ગઇ.

થોડી વારે નિમિએ પાછાં ફરી માને જણાવ્યું કે ખેતુનો કશો

કાગળપત્તર આવ્યો નથી. માનું મોં એ વાત સાંભળી સાવ ફિક્કું પડી ગયું.

રાત્રે ગોદડીમાં પડતાં પડતાં નિમિએ માને પૂછ્યું: "હાં, તે મા ! ખેતુ ચાલ્યો કેમ ગયો ?"

માએ કહ્યું: "ખીજવાઇને ચાલ્યો ગયો."

નિમિએ પૂછ્યું: "એવો તે શો ખીજવાટ કે ગામ છોડી ચાલ્યો ગયો ?"

માએ કહ્યું: "તેના દાદા મશાયે તેને લગન કરવા કહેલું, ને તે બાબત પર તેને દાદાજી સાથે ટંટો થયો."

જરા મૂગા રહ્યા પછી નિમિ બોલી: "તે લગન કરવાને કહ્યું, તો લગન કરાત."

જરા હસીને મા બોલી: "તે તો કરાત, પણ તે ઠેકાણે લગન કરવાની તેની મરજી નહોતી."

નિમિએ પૂછ્યું: "ત્યારે કયાં લગન કરવાની મરજી હતી ?"

માએ કહ્યું: "કયાં મરજી હતી એ તો એ જાણે. પણ ગુજરાનજોગું કમાતા થયા વિના તેને લગન નથી કરવાં."

નિમિ બોલી: "કેમ, તેના દાદાના ઘરમાં વળી ખાવાપીવાનો ટોટો શો છે ?"

માએ કહ્યું: "ટોટો તો નહિ, પણ પારકું ઘર, ને પારકું જ ધાન ને ?"

જરા મૂગી રહ્યા કેડે નિમિ બોલી: "હં તે મા !—"

માએ પૂછ્યું: "શું ?"

"પહેલાં તો એ ગુસ્સે થતો ત્યારે આવીને આપણે ઘેર જમી જતો."

"તે કંઇ કાયમ થોડું ખવાય છે ? મરદ માણસ, પોતીકા ગુજરાનની તજવીજ ના કરે ?"

જરા તોછડાઇભર્યા સૂરે નિમિ બોલી: "ઓહો, જોયો મોટો મરદ માણસ!"

માએ કશો જવાબ ન દીધો. નિમિએ પૂછયું: "હં મા, તે હવે એ કદી આવશે જ નહિ?"

માએ અકળાતાં કહ્યું: "કપ્પાળ, નહિ કેમ આવે? આવશેસ્તો!"

નિમિ બોલી: "ક્યારે આવશે? ગયાને લગભગ એક મહિનો તો થઇ યે ગયો!"

મા જરા હસી. પણ અંધારામાં નિમિને તે નજરે ન પડ્યું. માએ પૂછયું: "હાં, નિમિ, બેતુ ચાલ્યો ગયો તેથી તને મનમાં કંઇ લાગે છે?"

અંધારામાં પણ ગરદન હલાવી જોશભર્યા સાદે નિમિએ ઉત્તર દીધો: "ઊં...હું...!"

મા મનમાં ને મનમાં હસી. જરીક વારે તેણે નિમિને બૂમ મારી, પણ જવાબ ના મળ્યો. તે સમજી, કે નિમિ ઊંઘી ગઇ છે. એક હળવો આછો નિસાસો મૂકી તેણે પડખું ફેરવ્યું.

એ પછી કેટલાક દિવસ પછી દાદાજી પાસે બેતુના ખબર મળતાં નિમિ દોડીને મા પાસે ગઇ અને આકળે સ્વરે બોલી: "બેતુનો કાગળ આવ્યો છે, બા!"

મા વ્યાકુળ ભાવે બોલી ઊઠી: "કાગળ આવ્યો છે?"

ડોકું ધુણાવતી, હાથના લટકા કરતી નિમિ જરા મોટે સાદે જ બોલી: "હા, ભાઇ હા! કાગળ આવ્યો છે. નોકરી મળી છે, પાંચ રૂપિયા પગારની નોકરી, સમજી?"

★

## બાપદીકરી

# ૧૦

દેવેન્દ્રબાબુ શ્રદ્ધાળુ બ્રાહ્મવાદી સજ્જન હતા. અતેરું તો ન કરતા, તો પણ ધર્મ પર તેમને ભારે શ્રદ્ધા હતી અને વિના દમામે ગુપચુપ, શાંત ભાવે પોતાની ધર્મભાવનાનું પરિપાલન કર્યા કરતા. સમાજમાં તેઓ ઝાઝું જતા નહિ અને સભાસમિતિમાં પણ ખાસ ભાગ ન લેતા. વ્યાખ્યાનને તેઓ વક્તાબાજી લેખતા, પણ કેશવચંદ્ર સેન પ્રતિ અપૂર્વ શ્રદ્ધાભેર માથું નમાવતા. તેમની શાંત અનાડંબરી પ્રવૃત્તિને લીધે સમાજ તરફથી તેમને માનપાન મળતાં નહિ, તેમ દેવેન્દ્રબાબુ પણ સમાજ પાસે તેવી અપેક્ષા રાખતા નહિ. ધર્મને તેઓ અંતરની વસ્તુ માનતા, બહારના લોકોના મતવિમત સાથે તેને કશો સંબંધ હોઇ શકે, એવું તેમને કદી ય લાગ્યું ન હતું.

પણ સ્ત્રી કરુણામયી તદ્દન જુદા સ્વભાવની હતી. તેને ભીતર કરતાં બાહ્ય વસ્તુ તરફ જ વધારે તાણ રહેતી. કોઈ પણ કામમાં લોકોના અભિપ્રાયો ઉવેખીને ચાલવાનો તેને મહાવરો ન હતો. સામાજિક ઉપાસનામાં કાયમ ભાગ લેવો, સભાસમિતિમાં હંમેશ હાજરી આપવી, મિત્રોસંબંધીઓ સાથે ધર્મ અને બીજા સામાજિક વિષયોની ચર્ચા કરવી, એ બધું તેને ખૂબ જરૂરી લાગતું અને આ બધી વાતો આવશ્યક છે એવું પતિને પણ ગળે ઉતારવા ખાતર તે અનેક વેળા ખૂબ ઉત્સાહભેર તર્કયુદ્ધ કરતી. દેવેન્દ્રબાબુ આવા જંગમાં કદી પણ હરીફ રૂપે ઊભા ન રહેતા, પત્નીની દલીલો

અને માન્યતાઓને અખંડનીય તરીકે કબૂલી લેતા પણ સાથે સાથે કહેતા, તર્ક, બુદ્ધિથી ય પાર એક સાચ્ચી અસલ વસ્તુ છે; ને તેઓ શાંત નીરવ રીતે તે અસ્સલ વસ્તુને જ હૃદયમાં ધારણ કરવા યત્નશીલ રહેતા. કરુણામયી તેમની એ ગંભીર ઉદાસીનતા પરત્વે ખીજવાતી, ધીરજ ખોઇ બેસતી અને તેમની ધર્મનિષ્ઠાને આછોતરી, અંતરના ભાવવિહોણી, નિરર્થક જાહેર કરતી ત્યારે પણ દેવેન્દ્રબાબુ પોતાના ધૈર્યાસન પરથી તલપુર ચળાયમાન ન થતાં, ઊલટું શાંત, ગભારું હસીને પત્નીના બધા ય ગુસ્સા-ખીજવાટને સાવ ઉડાવી દેતા—નિષ્ફળ બનાવતા.

તેમને ત્રણ દીકરીઓ હતી, અને એક દીકરો. સૌથી મોટી દીકરી શૈલબાળા પરણી ગઇ હતી. તેનામાં બધો ય સ્વભાવ માનો ઊતર્યો હતો. પરંતુ વચલી મનોરમા પૂરેપૂરા અંશે બાપ પર પડી હતી. પિતાના જીવનવર્તનને જ આદર્શ રૂપે લેખી તે જ મહાન આદર્શોને અનુસરવા તે કાયમ યત્ન કરતી. તેને લીધે માની લાગણી તેના પરથી ઊતરી ગઇ હતી, છતાં તેણે પોતાની રીતભાત જરા ય બદલી ન હતી. દીકરીની આ 'અણકુદરતી' કેળવણી આપવા મા બાપને જ ગુનેગાર ગણતી અને આવી 'ખોટી' કેળવણી આપવા માટે ઘણી ય વાર દીકરીના દેખતાં સ્વામીને તુચ્છકારતાં પણ અચકાતી નહિ. એવા તુચ્છકાર વેળા મનોરમા માથું ઢાળી ઊભી રહેતી અને દેવેન્દ્રબાબુ તો મૂગા મૂગા, મમતાળુ હાથે મનોરમાનું માથું પસવાર્યા કરતા.

ને પછી, મા ચાલી જાય એટલે, મનોરમા આંખો ઊંચી કરી પિતાના વદન તરફ નિરખી રહેતી, ત્યારે દેવેન્દ્રબાબુ પ્રેમભાની આંખે તેના તરફ જોઇ રહી હસીને બોલતા: "તારી માનો સ્વભાવ બહુ કડક છે, નહિ મનો?"

મનોરમા નજર ઢાળી ધીમે ધીમે કહેતી: "ભાતર કરતાં બાલને જ લોકો આટલું બધું મોટું કેમ લેખતા હશે, બાબા!"

દેવેન્દ્રબાબુ દીકરીનો હાથ પોતાના હાથ પર રાખી તેની આંગળીઓ

રમાડતાં રમાડતાં કહેતા: "એ પણ જરૂરી છે, બેટા, સંસારમાંથી બાહ્યને પણ તદ્દન બાદ કર્યે ન ચાલે."

મનોરમા કહે: "પણ બાહ્ય વસ્તુની તે કેટલી કિંમત, બાબા? પ્રાણની સાથે તેને કેટલોક સંબંધ હોય?"

ધીરગંભીર સાદે દેવેન્દ્રબાબુ બોલ્યા: "સંબંધ તો થોડો ખરોસ્તો. ઘણીય વાર સ્તુતિનિન્દા વડે પ્રાણ પર અસર તો પહોંચે જ છે."

મનોરમા કહે: "પણ ધર્મ સ્તુતિનિન્દાથી પર વસ્તુ નથી?"

દેવેન્દ્રબાબુ કહે: "ખરું, પણ એ સૂક્ષ્મ વસ્તુને લોકાચાર રૂપી આવરણ આપી સ્થૂળ સ્વરૂપે રચવી જરૂરી છે. નહિ તો—"

જોરથી માથું હલાવી જરા ખીજવાઈને મનોરમા બોલી: "નહિ તો લોકોમાં વાહવાહ બોલાય નહિ, એમ જ ને?"

દીકરી પ્રત્યે એક મીઠી નજર નાંખતાં દેવેન્દ્રબાબુ હસીને બોલ્યા: "તારા બાપની પેઠે તું પણ કોઈ દિવસ એ વાત કબૂલવાની નથી, મનો!"

મનોરમા જરા હસી.

આ પ્રમાણે બાપદીકરી વચ્ચે અવારનવાર ગુરુશિષ્યા જેવો ગંભીર સંબંધ સ્થપાતો જતો હતો અને માતાના હજાર યત્ન છતાં પણ તેમાં કશી તૂટ પડી શકતી ન હતી.

ચૌદમું વટાવી પંદરમામાં ડગ માંડ્યા છતાં હજુ મનોરમા સાવ બાળક જેવી હતી. કપડાંલત્તાંનો ઠાઠમાઠ કે બીજા સાજસજાવટ તરફ તેનું જરાય ધ્યાન નહોતું. માની વારંવારની ધમકાવણી, મોટી બહેનની કાયમી ટોકણી, કે કશાથી ય તેનું મન તે તરફ આકર્ષાતું નહિ. ને કરૂણામયી એ વિષે સ્વામી પાસે ફરિયાદ કરતી ત્યારે દેવેન્દ્રબાબુ માત્ર જરાક હસીને રહી જતા.

દેવેન્દ્રબાબુને બીજો એક દીકરો ને એક દીકરી હતાં. દીકરા અમરનાથની ઉંમર નવ વરસની હતી, ને છેક નાની દીકરી ચારુબાળા તો

સાત જ વરસની હતી. આ બે જણાના મહેતાજી રૂપે આપણા ક્ષેત્રનાથ ભાઇલા નીમાયા હતા.

સાંજે ને સવારે એકેક કલાક ભણાવવાનું હતું. પરંતુ ક્ષેત્રનાથ ભાઈ કંઇ એ નિયમ પાળતા નહિ. તે કોઈ દહાડો અડધો કલાક બેસીને જ ચાલ્યો જતો, તો કોઈ વાર દોઢ કલાક બે કલાક બેસી ભણાવ્યા જ કરતો. આ રીત કરુણામયીને પસંદ નહોતી પડતી. તેને મન નિયમ એટલે નિયમ, તે પાળવો જ જોઇએ, એ જ તેને ગમતું. તેથી ક્ષેત્રનાથની અનિયમિતતા પર ખીજાઇ તેણે પતિને કહ્યું: "આ મહેતાજી તો નહિ ચાલે. બીજો કોઇ શોધી કાઢજો."

દેવેન્દ્રબાબુએ પૂછ્યું: "કેમ, બરાબર શીખવતાં નથી આવડતું ?"

કરુણામયી બોલી: "શીખવે તેમાં શું, વખતની કિંમતનું એને જરા ય ભાન નથી. પેલે દિવસે માંડ અડધો કલાક બેસી ચાલ્યા ગયા ને ગઇ કાલે વળી દોઢ કલાક સુધી ભણાવ્યા કીધું. ગઇ કાલે ઘોષસાહેબને ઘેર ખાણીપીણીમાં જવાનું નોંતરું હતું, સાડાપાંચે જવાનું હતું, પણ છ વાગ્યા સુધી એમનું ભણાવવાનું જ ના પત્યું. ચારુને સાથે લઈ જવાની હતી. તેને ખાતર અડધો કલાક મોડું થઇ ગયું."

પાંચસાત રૂપરડીના મહેતાજીને વખતની એટલી બધી કિંમત ન જ સમજાય, એ વાત દેવેન્દ્રબાબુ પોતે તો બરાબર સમજી ગયા, પણ પત્નીને તે સમજાવવાની ખટપટ તેમણે ન કરી. ફક્ત જરા હસીને કહ્યું: "ભલે, બીજો માસ્તર મળતાં જ એને રજા આપીશું, કે પત્યું."

કરુણામયી ગયા, કેડે ફ્કિકે ચહેરે મનોરમાએ બાપુને પૂછ્યું: "મહેતાજી સાબને રજા આપશો, બાબા ?"

દેવન્દ્રબાબુ ગંભીર ભાવે બોલ્યા: "નિયમસર કામ ન કરે, તો પછી ન છૂટકે છૂટા કરવા જ પડશે, બીજું શું ?"

મનોરમા મૂગી ઊભી રહી. દેવેન્દ્રબાબુ તેના મનના વિચાર સમજી ગયા.

સમજીને તેના પ્રત્યે એક મીઠી કોમળ નજર નાંખતાં બોલ્યા: "જે માણસ વખતની કિંમત ના સમજે તેને રાખવાનું કંઇ વાજબી ગણાય ?"

મૃદુ અવાજે મનોરમા બોલી: "પણ તેઓ ભણાવે છે સરસ."

દેવેન્દ્રબાબુ બોલ્યા: "ફક્ત ભણાવે તેમાં શું વળે ? લોકોની સગવડ-અગવડનો પણ સાથે સાથે ખ્યાલ રાખવો જોઇએ ને ?"

મનોરમા મૂગી મૂગી ઊભી રહી છપ્પર પલંગના હાથા પર હાથ ફેરવવા લાગી.

દેવેન્દ્રબાબુ જરા ચૂપ રહ્યા પછી ધીરે ધીરે પૂછવા લાગ્યા: "આ માસ્તરને રજા આપવાની તને મરજી નથી થતી, નહિ મનો ?"

ઢળેલે વદને સંકોચભર્યા સાદે મનોરમા બોલી: "એમને આટલી પાંચ જ રૂપિયાની કમાણી છે, બાબા !"

દેવેન્દ્રબાબુ મીઠી, મમતાળુ પ્રફુલ્લ નજરે દીકરીના વદન તરફ ભાળી રહ્યા. મનોરમા પણ મૂગી મૂગી ઊભી રહી. થોડી વારે દેવેન્દ્રબાબુ બોલ્યા: "તે આજે જ ક્યાં કોઇ રજા આપે છે વારુ ? પહેલાં કોઈ બીજો સારો માસ્તર તો મળે !"

મનોરમા પિતાના વિચારો સમજી ગઇ ને જરા હસી. દેવેન્દ્રબાબુએ પૂછ્યું: "માસ્તર ભણાવવા આવેલા છે ?"

મનોરમા બોલી: "હા. તેઓ સાડાચાર વાગે આવે છે."

ઘડીઆળ તરફ નજર કરી દેવેન્દ્રબાબુ બોલ્યા: "પાંચ તો વાગી ગયા. મારે સારુ ચા થઇ કે નહિ, જો તો મનો !"

મનોરમા ચા આણવા ચાલી ગઇ. દેવેન્દ્રબાબુ કુટુંબકબીલા સાથે બેસીને ચા ન પીતા. મનોરમા તેમને ચા બનાવી આપતી, ને નોખા ઓરડામાં બેસીને તેઓ તે પીતા. મનોરમાના પોતીકા હાથની ચા ન હોય તો તેમને બરાબર તૃપ્તિ ન થતી. મનોરમાને પણ તેમને ચા કરી આપતાં એક જાતનો આંતરિક સંતોષ વ્યાપતો ને તેની દેવેન્દ્રબાબુને

ખબર હતી. એ બાબતમાં કરુણામયીના ખીજવાટકચવાટને ન ગણકારતાં તેમણે પોતાની ચાની સ્વતંત્ર ગોઠવણ ચાલુ ને ચાલુ જ રાખી હતી.

મનોરમા ચાલી જતાં, ધીમે ધીમે ઊઠીને દેવેન્દ્રબાબુએ છોકરાંઓના ભણવાના ઓરડામાં પ્રવેશ કર્યો. ક્ષેત્રનાથ તે વેળા ગાદીપાટ પર બેસીને નીચી મૂડીએ But અને Put શબ્દોના ઇંગ્રેજી ઉચ્ચાર વિષે ખૂબ મશગૂલ ભાવે છોકરાંઓને દાખલાદષ્ટાંત સમજાવવામાં એટલો ડૂલ હતો, કે દેવેન્દ્રબાબુ ઓરડામાં આવ્યા તે તરફ તેની જરા પણ નજર જઇ ન શકી. દેવેન્દ્રબાબુ શાંત સ્થિર ઊભા રહી તેનું આ શીખવણું જોવા લાગ્યા.

પણ બાળકો કંઇ માસ્તર જેટલાં જ ધ્યાનશીલ હતાં નહિ, એટલે પિતાનાં સપાટિયાંનો અવાજ કાને પડતાં તેઓ એક પળે બારણામાં ઊભેલા પિતા પ્રત્યે ને બીજી પળે મહેતાજીના મોં સામે એમ અવારનવાર જોવાં લાગ્યાં. પણ પોતે કહેલું બાળકો બરાબર સમજ્યાં છે કે કેમ તે ચકાસવા માસ્તરે જ્યારે પૂછ્યું: "અચ્છા, બોલો જોઉં, સિ યુ ટી કટ થાય કે કૂટ ?" તે વેળા બાળકો એકદમ ગુંચવાડામાં પડી ગયાં અને ઝટપટ પાઠ્યપુસ્તકમાં જોવા મંડી પડયાં. જરા ખીજાઇને ક્ષેત્રનાથે મોં ઊંચું કરતાં જ દેવેન્દ્રબાબુની પ્રશાંત, ગંભીર મૂર્તિ તેને નજરે પડી. તે ઝટપટ સરખો થઇને બેઠો અને પોતાનાં અસ્તવ્યસ્ત કપડાં પણ ઠીકઠાક કરવા મંડી પડયો. પણ તે પહેલાં જ દેવેન્દ્રબાબુ, મીઠું, ગંભીર હસીને તે ઓરડા આગળથી ચાલ્યા ગયા.

દેવેન્દ્રબાબુએ પોતાના ખંડમાં દાખલ થઇ જોયું તો મનોરમા ચા બનાવતી હતી. પલંગ પર બેસી પડીને તેમણે કહ્યું: "તમારા મહેતાજી સાહેબનું શીખવણું હું જોઇ આવ્યો, મનો !"

આતુર નજરે પિતાના વદન તરફ ભાળી મનોરમાએ પૂછ્યું: "કેવું લાગ્યું, બાબા !"

દેવેન્દ્રબાબુ બોલ્યાઃ "જુવાનિયો પોતે જ જરા વધારે ભણ્યો હોત તો બહુ સારું થાત."

મનોરમાએ ચાનું ચલાણું આણી બાપુ પાસે ધર્યું. દેવેન્દ્રબાબુએ તેના હાથમાંથી તે લેતાં લેતાં પૂછયું: "મહેતાજી ચા પીએ છે કે નહિ?"

મનોરમા બોલી: "શી ખબર?"

દેવેન્દ્રબાબુ બોલ્યાઃ "કોઈ દિવસ પૂછી જોયું નથી લાગતું."

મનોરમા બોલી: "ના."

સહેજ કચવાતાં દેવેન્દ્રબાબુ બોલ્યાઃ "પૂછવું જોઇતું હતું. કદાચ પીવાની ટેવ હોય ને એમને આપ્યા વિના આપણે પીએ તે કંઇ આપણે સારુ ઠીક ન કહેવાય."

શરમાતાં શરમાતાં મનોરમા બોલી: "હું પૂછી આવું છું, બાબા!"

ઝટપી ડગલે મનોરમા તે ઓરડામાંથી બહાર નીકળી.

★

## ૧૧

## વિનય–અવિનય!

"આપ ચા પીશો?"

ભણવાને ઓરડે દાખલ થઇ, પાટ પાસે ઊભા રહી મનોરમાએ હળવે સાદે પૂછ્યું: "આપ ચા પીશો?"

જવાબની અપેક્ષાએ થોડી વાર ઊભા રહેવા છતાં કશો જવાબ ન મળ્યો ત્યારે વધારે મોટે અવાજે તેણે ફરી પૂછ્યું: "આપ ચા પીશો, મહેતાજીસાબ?"

ક્ષેત્રનાથે ચમકીને ઊંચું જોયું ને બોલ્યો: "કોને કહો છો? મને?"

મનોરમા બોલી: "હા, આપ ચા—"

તેને વાક્ય પૂરું કરવાની તક ન આપતાં ક્ષેત્રનાથ હાહાહાહા કરી ખડખડ હસી ઊઠ્યો. તે હાસ્યધ્વનિએ બંને નિશાળિયાં ચમકી ઊઠ્યાં. મનોરમાએ શરમાઈને માથું ઢાળી દીધું.

ઊછળતા હાસ્યનો વેગ કંઇક અટકાવી ક્ષેત્રનાથ બોલ્યો: "આપ? આપ કોણ? હું આપ?"

ફરીથી તે હસી ઊઠ્યો. પણ તેનું આ વેળાનું હસવું બહુ ટક્યું નહિ, મનોરમાના શરમે લાલચોળ બનેલા વદન તરફ નજર પડતાં જ એ હાસ્યનો વેગ અચાનક થંભી ગયો. પોતાની આવી ગેરસલૂકાઇ માટે તેને જરા શરમ પણ આવી ને તેથી તેને દબાવી દેવા માટે તે ઝટપટ બોલી ઊઠ્યો: "શું કહો છો મને?"

નીચે મોઢે ધીરે ધીરે મનોરમા બોલી: "બાબા પૂછાવે છે, કે ચા પીશો ?"

અચંબામય સાદે ક્ષેત્રનાથ બોલ્યો: "ચા ? હું ચા પીઉં ?"

મનોરમા મૂગી મૂગી પગનો અંગુઠો જમીનપર ઠપકારવા લાગી. ક્ષેત્રનાથ ડોકી ધુણાવી બોલ્યો: "ઊંહું ! હું તો પારકા ધાન પર જીવનારો. મારે તે વળી ચા પીવાની પરવડે ?"

ક્ષેત્રનાથ આ શબ્દો બહુ કુદરતી રૂપે બોલ્યો હતો, છતાં તેના ભીતરમાં એક જાતનો દયામણાપણનો સૂર રણકયા વિના રહ્યો નહિ. ને તેને લીધે મનોરમાના અંતરમાંના સહાનુભૂતિના સૂક્ષ્મ તારમાં ઝણઝણાટી ઊપજ્યા વિના ના રહી. ઊંચું જોઇ, સમભાવભર્યા કોમળ સાદે તેણે પૂછયું: "આપ પારકે ઘેર રહો છો ?"

ફરીથી આ આપ શબ્દનો વપરાશ થયો તો પણ તે પર હવે ક્ષેત્રનાથને હસવું ન આવ્યું. માથું ઢાળી તેણે જવાબ દીધો: "હા."

જરા ઇંતેજારીથી–કુતૂહલથી મનોરમાએ પૂછયું: "પોતીકે ઘેર કેમ નથી રહેતા ?"

"પોતીકું ઘર !" ક્ષેત્રનાથ હવે હસવું ખાળી ન શકયો. ફરીથી તે ખૂબ મોટેથી ખડખડાટ હસી ઊઠ્યો. શરમથી મનોરમાનું મોં લાલ લાલ થઈ ગયું. તેણે ઝટપટ મોં ફેરવી ચાલવા માડયું. પણ મોં ફેરવતાં જ તેણે જોયું તો બારણાંમાં ઊભેલી માતાની આંખોમાંથી તેના ઉપર જાણે આગ વરસી રહી હતી. માથું ઢાળી મનોરમા ઊભી જ રહી ગઈ.

એટલે કરુણામયી ક્ષેત્રનાથ તરફ તાકી જોઈ કર્કશ સાદે બોલી: "આ કંઈ ગામડિયાનું ઘર નથી, મહેતાજીસાબ, અહીં તો જરા સભ્યતાપૂર્વક વર્તવું જોઇશે. ચારુ, તારું ભણવાનું પૂરું થયું હોય, તો ચાલી આવ."

ક્ષેત્રનાથે એક વાર તેના પ્રત્યે બીકભરી નજર નાંખી પછી સામે પડેલી ચોપડીમાં ડોકાવી દીધું. કરુણામયી દીકરી તરફ એક વાર આકરી નજર નાંખી ઠપ ઠપ કરતી ચાલતી થઇ. મનોરમા ધીમે ધીમે ઓરડાની

બહાર નીકળી.

બાપુને—પિતાને ઓરડે દાખલ થતાં મનોરમાએ જોયું તો માતા વંટોળિયાવેગે તે ઓરડામાંથી બહાર સરકી ગઇ—જતાં જતાં દીકરીના મોં તરફ ફરી એક કરડી નજર નાંખતી ગઈ. મનોરમા હળવે હળવે જઈ પિતાની પાસે ઊભી. જુએ છે, તો બાપુનું મુખ અતિશય, કંઇ અસહજ ગંભીર બની ગયું હતું. જરા વાર ચૂપ ઊભા રહ્યા પછી મનોરમા ધીરે ધીરે બોલી: "મહેતાજીસાબ ચા નથી પીતા, બાબા!"

દેવેન્દ્રબાબુના મુખ પરનું ગાંભીર્ય ઊડી ગયું. મંદ હસી તેમણે કહ્યું: "અસભ્ય ગામડિયાઓ ચા ના પીએ, મનો!"

મનોરમા નીચે વદને ચૂપ ઊભી રહી. દેવેન્દ્રબાબુ બોલ્યા: "પણ એવા અસભ્ય માણસ આપણા જેવા સંસ્કારી ઘરમાં ફાવે કે?"

પિતાના મોં તરફ જોઇ મનોરમાએ પૂછ્યું: "સરલતાનું નામ અસભ્યતા? ને દંભકપટને જ સભ્યતા ગણવાનાં, બાબા?"

ગંભીર સાદે દેવેન્દ્રબાબુ બોલ્યા: "એ તો તું કહે, પણ ત્યારે ખડખડ હસવું એ ય કંઇ સભ્યતા ન ગણાય."

મનોરમા જરા રોષભર્યા સ્વરે બોલી: "તે મોકળું હસવું જો સભ્યતામાં ન ગણાતું હોય તો, મારે મતે તો, જગતે અસભ્ય રહેવું જ જરૂરી છે!"

હસીને દેવેન્દ્રબાબુ બોલ્યા: "તારા કે મારા મત વડે દુનિયા નથી ચાલતી બેટા! એ બાબતમાં દુનિયાને ય કંઇક સ્વતંત્ર અભિપ્રાય હોય છે, સ્વતંત્ર યોજના હોય છે."

મનોરમા હવે કશું ન બોલી. એક ખુરશીને અઢેલી ઢળી પડી ને બારીમાંથી બહાર ટગર ટગર જોવા લાગી.

તે વેળા સૂર્ય આથમી ગયો હતો. ફક્ત એક રતુમ્મડી આભા પશ્ચિમ આસમાનના કેટલાક ભાગને છાઈ દઇ પૃથ્વી પર પડતા અંધારપછેડાના ભારણને હલકો કરવા મથી રહી હતી. એક નાનકડું વાદળું દિવસના

આ છેલ્લાં અજવાળાને ભેટવા માટે દોડીને આવતું હતું. વસંતના છેલ્લા અવશેષ સમા બે ચાર ફુલો લઇને જૂઈ વૃક્ષ સ્તબ્ધભાવે ઊભું રહ્યું હતું. કુંડામાંના એક વેલા પર કેટલાંક નવાં ફુલો પણ ફૂટેલાં હતાં. તેની સુગંધિ આવી વીજળિક પંખાના પવનમાં ભળી સમગ્ર ઓરડામાં વિખરાઇ વળતી. મનોરમા સ્થિર નજરે આકાશમાં, જ્યાં લાલ આભાની પાસે અંધકારની કાળી છાયા ધીમે ધીમે ધસતી સ્થાન ઝુંટવતી હતી, તે તરફ નિહાળી રહી.

"પંખો બંધ કરી દે તો, મનો!"

મનોરમાએ હળવે પગલે જઇને વીજળિક ચાંપ બંધ કરી. પંખો બંધ પડયો. દેવબાબુ બોલ્યા: "ચાલ જરા આગાશીમાં જઈએ."

દેવબાબુ ઊઠીને જવા જતા હતા, એટલામાં હેટકોટે સજ્જ એક અવનવો જુવાન ઓરડામાં દાખલ થઈ તેમને વંદન કરી ઊભો. દેવબાબુ સામા વંદન કરી તીક્ષ્ણ નજરે તે જુવાન સામે જોઈ રહ્યા. જુવાન મંદ હસીને બોલ્યો: "ન ઓળખ્યો મને?"

દેવબાબુ ઝટપટ બોલી ઊઠયા: "ઓહો! આ તો જામિની! અલ્યા વિલાયતથી પાછો કયારે આવ્યો? બેસ, બેસ!"

પોતાની જેષ્ટિકા ટેબલ પર મૂકી જામિની એક ખુરસી તાણી તે પર બેસી બોલ્યો: "લાસ્ટ વીકે (ગયે અઠવાડિયે) આવ્યો. મંડે મોરનીંગે (સોમવારે સવારે) કેલકટા (કલકત્તા) આવી પહોંચ્યો."

દેવબાબુ દીકરી તરફ જોઈ બોલ્યા: "જામિનીને ઓળખેછ ને, મનો? વનમાળીબાબુનો દીકરો. એમને ઘેર તો તું ઘણીય વાર ગઈ છે. જામિની વિલાયત ગયો હતો, બેરીસ્ટર થવા."

મનોરમા માતાની સાથે બેચાર વાર વનમાળીબાબુને ઘેર મળવા ગયેલી ખરી, પણ જામિની સાથે તેને કદી રૂબરૂ પરિચય થયો ન હતો. કદાચ મેળાપ થયો હશે પણ તે તેને યાદ ન હતું. પિતાના આ કહ્યા

પર તેણે જામિનીને નમસ્કાર કર્યાં. જામિનીએ પણ હસીને વળતો જવાબ આપ્યો.

દેવબાબુ તે પછી જામિની તરફ ફરી પૂછવા લાગ્યાઃ "વારુ, તારા ખબર શા છે? સર્ટીફીકેટ મળી ગયું?"

ગર્વથી ઝળકતે ચહેરે જામિનીએ કહ્યું: "સર્ટનલી (જરૂર!)"

તે પરત્વે ખુશાલી દર્શાવી દેવબાબુએ તેના પિતાના કુશળસમાચાર પૂછ્યા. તે પછી વિલાયતની વાતો નીકળી. ત્યાંના ભણતરપણતરની વાતો, આચારવહેવારની ચર્ચા, હિંદ વિલાયતની સરખામણી વગેરે—અનેક વિષયોની ચર્ચા ચાલી. મનોરમા વીજળિક ચાંપ દાબી, રોશની કરી, હળવે હળવે ઓરડાની બહાર નીકળી ગઈ.

★

## જામિનીનાથ

# ૧૨

દેવબાબુને જ્યારે લાગ્યું કે આ એક સામાન્ય જેવી બાબતને લઇને તેની પોતાની મનોશાંતિમાં આડખીલી ઉત્પન્ન થાય છે, અને આવા ગામઠી, અસલી પદ્ધતિના હિન્દુ મહેતાજીના હાથ હેઠળ પોતાના છોકરા-છોકરી પર ખરાબ સંસ્કાર પડશે એવી શંકાથી કરુણામયી ભારે અકળાઈ ગઈ ત્યારે તેમને લાગ્યું કે હવે આ નોધારા જુવાનને ય છૂટો કરવા સિવાય રસ્તો નથી. પણ પિતાનો અભિપ્રાય જાણી અશ્રુચળકતી આંખે જ્યારે મનોરમાએ પૂછ્યું: "હાં, બાબા! ધર્મરક્ષણના ખ્યાલ હેઠળ ધર્મની એક પ્રકારની ઉદારતા પર ઘા કરવા જેવું આ નથી થતું?"

દેવેન્દ્રબાબુને દીકરીના સવાલનો જોઈએ તેવો જવાબ ના જડયો. એટલે તેમણે એકાદો ઉડાઉ જવાબ આપી તેને સમજાવીપટાવી દેવાનો યત્ન કર્યો. તેઓ બોલ્યાઃ "ધર્મ રૂપી ચીજને બધી બાજુએથી સ્વસ્થ રાખવી જરૂરી છે, બેટા. તે ખાતર કદી કદી થોડી કઠોરતા પણ ધારણ કરવી પડે. કેમ ચાલે?

મનોરમા બાપુએ આપેલો આ જવાબ લૂલો છે એમ તરત સમજી ગઇ. જરા ફિક્કું હસીને તે બોલીઃ "એમ તો ત્યારે, બાબા, મને લાગે છે કે હિન્દુ ધર્મના જેવી છુતાછુતઆભડછેટ બ્રાહ્મધર્મમાં પણ આવી જ પડશે જો!"

દેવબાબુ જરા હસીને બોલ્યા: "તે આવે. તેમાં હરકત શી છે?"

મનોરમા બોલી: "હરકત તો એ કે પુષ્કળ ગુરુઓ અને આચાર્યોવાળા હિંદુધર્મને ગાળો દેવાની તક પછી નહિ મળે."

શાન્ત ઠરેલ નજરે દીકરીના મોં તરફ જોઇ રહી દેવબાબુ બોલ્યા: "તે તો તને લાભ જ થવાનો. મન્દિરમાં જઇને આચાર્યોનાં ભાષણ સાંભળવા માટે તને પછી કશી હરકત નહિ આવે!"

બોલી રહ્યા પછી દેવેન્દ્રબાબુ મંદ મંદ હસવા લાગ્યા. મનોરમા બાપુની ખુરશીના હાથા પર ઝૂકી પડી જરા લાગણીભર્યા અવાજે બોલી: "ના બાબા! ધર્મ વસ્તુને હું સૌથી ઊંચી માનું છું. તેની ખાતર એટલો સંકોચભાવ હોય એ મને ઠીક નથી લાગતું."

દીકરીનું માથું ખોળામાં લેતાં દેવબાબુ શાંત, ગંભીર સાદે બોલ્યા: "સાચ્ચે, મનો! એ સર્વથી ઊંચી વસ્તુને સંકીર્ણતાના પાંજરામાં પૂરી હલકી પાડવી એ મારે વિચારે પણ ખોટું છે. પણ બેટા—"

બાપુના ઘાટા અવાજ પરથી મનોરમા સમજી ગઈ કે મૂક ભાવે ય પોતાના વિચારોની વિરુદ્ધનું કામ કરતાં પિતાનું હૈયું અંદરથી ભારે આઘાત અનુભવી રહ્યું છે. તે એકદમ માથું ઉંચકી લઈ ટટાર થઇને ઊભી. પિતાના વદન તરફ દૃષ્ટિ ઠેરવી મક્કમ સાદે તે બોલી: "તેમ બની જ ના શકે, બાબા! જે વસ્તુ તમને અયોગ્ય લાગે છે, તે કોઇને ય ખાતર, કે કોઇકના આગ્રહને વશ થઇ તમારે કરવી ન જ જોઈએ."

દેવબાબુ જરા હસ્યા. પણ તેમના એ હાસ્યને અંતરિયાળ ગંભીર દુ:ખ છાનુંછપું વસેલું હતું તે મનોરમાની નજર બહાર ન રહ્યું. ફરીથી ઝૂકી પડી તેણે પિતાના ખોળામાં માથું નાંખી દીધું. દેવબાબુ સ્નેહભર્યા, મમતાળુ હાથે તેના માથાના વાળ ધીમે ધીમે પસવારવા લાગ્યા.

થોડી પળ મૂગા રહ્યા કેડે દેવબાબુ ધીમે ધીમે બોલ્યા: "એક કામ કરીએ તો, બેટા?"

મનોરમા ઊંચું જોઇ આતુરતાપૂર્વક પિતા તરફ નિહાળી રહી. દેવબાબુ બોલ્યા: "છોકરો છે બુદ્ધિશાળી, ને વળી ખંતીલો પણ. મહેનત કરે તો આગળ વધી શકે તેમ છે."

મનોરમાએ પૂછ્યું: "નોકરીમાં ?"

દેવબાબુ બોલ્યા: "એ કંઇ ઉન્નતિ ના કહેવાય–કદાચ અવનતિ કહેવાય. હું તો ભણતર–કેળવણીની વાત કરું છું."

આતુર કંઠે મનોરમા બોલી: "તમે ભણાવશો બાબા !"

હસીને દેવબાબુ બોલ્યા: "તું તો ગાંડી જ છે જરા. ભણાવવાનો ખરચ કેટલો ય થાય ? ને આપણો એ શું લાગે કે એટલો બધો ભાર આપણે વહીએ ?"

કશું બોલવાનું ન જડવાથી અર્થહીન નજરે મનોરમા પિતા પ્રત્યે ભાળી રહી. દેવબાબુ બોલ્યા: "પણ એનું ભણવાનું ગોઠવાય તેવી ખટપટ થઈ શકે ખરી. તે હું કરું ખરો."

હરખભેર મનોરમા બોલી ઊઠી: "એમ થાય તો તો બસ, બાબા !"

દેવબાબુ બોલ્યા: "પણ એની મરજી ય જોઈએ ને ?"

મનોરમા બોલી: "સૌ થશે. હું પૂછી આવું."

મનોરમા ઝટપટ ઊઠીને જવા લાગી. દેવબાબુ તેને અટકાવતાં બોલ્યા: "આજે રહેવા દે. જરા વિચાર કરી જોઉં."

મનોરમા જરા છોભીલી બની ધીરે ધીરે બારી પાસે જઇને ઊભી રહી. દેવબાબુ ટેબલ પરથી એક મોટો ઇંગ્રેજી ગ્રંથ લઇને વાંચવા બેઠા.

ઘડીઆળમાં ટંગ, ટંગ, ટંગ, ટંગ કરતા ચાર વાગ્યા. દેવબાબુ પુસ્તકનાં પાનાંમાંથી દૃષ્ટિ ખસેડી પૂછવા લાગ્યા: "આજે સવારે જામિની આવેલો ?"

મોં ફેરવ્યા વિના જ મનોરમા બોલી: "શુંઉં ? ના !"

દેવબાબુએ ફરીથી વાંચવામાં ચિત્ત પરોવ્યું. મનોરમા બારી પાસેથી સરકી પાસે આવી પૂછવા લાગી: "તે બાબા, આ જામિનીબાબુ કેમ આજકાલ આટલી બધી આવજા કરે છે ?"

જરા હસીને દેવબાબુએ જવાબ દીધો: "સંબંધમાયા હોય તો લોકો આવજા તો કરેસ્તો. એમાં કંઇ હરકત નહિ."

મનોરમા બોલી: "હરકત તો કંઈ નહિ. પણ તમારી સાથે આટલો બધો વાદવિવાદ કેમ કરે છે ?"

દેવબાબુ બોલ્યા: "સત્યની ખોજ કરવી હોય એટલે લોકો વાદ-વિવાદ કરે છે."

મનોરમા બોલી: "તમે તો કંઇ એવા વાદવિવાદ કરતા નથી."

દેવબાબુ બોલ્યા: "માણસ કંઇ કાયમ વાદવિવાદ નથી કરતો. શરૂ શરૂમાં ખૂબ વાદચર્ચા કરે છે. પોતાનો જ મત પકડી રાખવા દ્રઢતામક્કમતા દાખવે છે; પણ પછીથી જ્યારે જુએ છે કે વાદવિવાદદલીલ અને સત્ય એ બંને વસ્તુ તદ્દન વિપરિત છે ત્યાર પછી તે તદન ચૂપ થઇ જાય છે."

જરા મૂગા રહ્યા કેડે મનોરમા બોલી: "પણ મને તો લાગે છે બાબા, સત્યની શોધ એમ કંઇ જામિનીબાબુના વાદવિવાદનો ઉદ્દશ ન હોય."

અચંબો પામતાં દેવબાબુએ પૂછયું: "ત્યારે શો ઉદ્દેશ ?"

મનોરમાએ કહ્યું: "પોતાની પંડિતાઈ બતાવવાનો."

દીકરીની સૂક્ષ્મ નિરીક્ષણશકિત જોઇ મુગ્ધ બની દેવબાબુ પ્રશંસાભારી નજરે તેના વદન તરફ નિરખી રહ્યા.

ખરેખર જ, નવાસવા બારીસ્ટર જામિનીનાથની આવજા આ ઘરમાં જરા વધારે પ્રમાણમાં જ થતી હતી. રોજ એકાદ વાર પણ આવીને તે દેવેન્દ્રબાબુને અવશ્ય મળી જતો. અને જ્યારે આવતો ત્યારે વિજ્ઞાન, રાજકારણ, ફિલસૂફી, દેશપ્રેમ વગેરે વિષયો પર ખૂબ ચર્ચા ચલાવતો. દેવેન્દ્રબાબુને તો તે સાવ નાદાનીભરી ને નિરર્થક જ લાગતી. તો પણ

સંપૂર્ણ ધીરજ રાખી આ નવાસવા પાંડિત્યપ્રેમીના સવાલોના યોગ્ય જવાબ વાળતા. જામિનીનાથના આવા બીનજરૂરી વાદવિવાદનું કારણ પણ તેઓ સમજી ગયા હતા. પણ તે કારણ મનોરમાએ ધાર્યું હતું તેવું તેમણે માન્યું ન હતું. તેમણે કળી લીધું હતું કે આ રીતે પંડિતાઈ દાખવી મનોરમાનો પ્રેમ સંપાદન કરવો એ જ જામિનીનાથનો મુખ્ય હેતુ છે. પણ આવા ધડપાયા વિનાના વાદવિવાદો જ તેને પોતાનો હેતુ સાધવામાં અંતરાય રૂપ થઈ પડે છે અને તેમાંથી તો મનોરમાને અનુરાગને બદલે અણગમો જ ઉપજવા પામે છે એ દેવબાબુ બરાબર સમજી ગયા હતા. જામિનીનાથ તે સમજી શકયો નહોતો. તેથી આવા તર્કયુદ્ધો દ્વારા મનોરમાનો હૃદયકિલ્લો જીતવાની પૂરેપૂરી આશા સેવી નિરાંત માણતો હતો. પણ ઊંટડો કંઈ બાજુએ ઢળે છે તે સમજવા પામતો નહોતો. આ આશામુગ્ધ કોડીલા યુવાનની ભાવી નિષ્ફળતાનો વિચાર આવતાં કોઈક કોઈક વાર દેવબાબુના મનમાં દયાનાં ઝરણ ફૂટતાં.

જરા મૂગા રહ્યા કેડે મનોરમા બોલી: "ભલે બાબા, પણ જામિની-બાબુ વાતચીતમાં બંગાળી ઇંગ્રેજી સેળભેળ કરીને કેમ બોલે છે?"

દેવબાબુ બોલ્યા: "ટેવ પડી ગયાથી. ઇંગ્રેજી વધારે વાંચવાથી તે ભાષા આપણા મોઢામાંથી આપોઆપ જ બહાર પડે છે."

ડોકી ધુણાવી મનોરમા બોલી: "કંઈયે નહિ. તમારા મોંમાંથી તો કંઈયે ઇંગ્રેજી બોલી નથી નીકળી પડતી. જામિનીબાબુ શું કંઈ તમારા કરતાં ઇંગ્રેજી વધારે જાણે છે?"

દેવબાબુ હસતાં હસતાં બોલ્યા: "તે મનો, તું આમ બધી જ બાબતમાં તારા બાપની સરખામણી ખેંચી આણે તો તો મારા ભોગ જ લાગે! વાતચીતમાં બીજું કશું નથી, મહાવરા પર બધો આધાર. હું બચપણથી ચોખ્ખું બંગાળી જ બોલવાની તજવીજ કરતો રહ્યો છું, તેથી અંદર ઇંગ્રેજી ભેળસેળ આવતું નથી."

મનોરમા બોલી: "પણ મને તો, બાબા, એવી ભેળસેળ ભાષા બહુ

કઢંગી ને અકારી લાગે છે."

દેવબાબુ બોલ્યાઃ "પણ એ લોકો તો કહે છે કે બંગાળી ભાષાની કંગાલિયતને લીધે જ ઇંગ્રેજીમાં વિચારો દર્શાવવા પડે છે."

ગુસ્સાભર્યા સાદે મનોરમા બોલી : "ખરું જોતાં બંગાળી ભાષાની કંગાલિયતથી નહિ, પોતાના ભણતરની કંગાલિયતથી તેમને એમ કરવું પડે છે. મને તો થઇ જાય છે બાબા, કે જામિનીબાબુને ચોખ્ખેચોખ્ખું કહી દઉં, કે બંગાળી શીખીને આવો."

આ વાક્ય પૂરું થયું તેની જ સાથે જામિનીનાથ ઓરડામાં દાખલ થયો અને મનોરમા ભણી જોઈ જરા દયામણું હસીને બોલ્યોઃ "અનવીલિંગલી (નછૂટકે) આપની એડવાઇસ (સલાહ) સાંભળી હું કૃતાર્થ તો થયો, પણ સાથે સાથે તે માટે આપની માફી માગું છું. ફ્યુચર (ભવિષ્ય)માં હું પ્યુર (શુદ્ધ) બંગાળી યુઝ (વપરાશ) કરવાને ટ્રાઇ (યત્ન) કરીશ."

મનોરમા શરમાઇને નીચું તો જોઈ ગઈ, પણ તેનાથી જરા હસ્યા વિના ન રહેવાયું.

દેવબાબુએ જામિનીને બેસવા કહ્યું. આસન ગ્રહણ કર્યા પછી જામિનીનાથ બોલ્યોઃ "આપને ત્યાં પેલા મહેતાજી ભણાવવા આવે છે તેનું નામ શું, ક્ષેત્રનાથ ચક્રવર્તી ?"

દેવેન્દ્રબાબુએ જવાબ દીધોઃ "હા."

જામિનીએ કહ્યુંઃ "છોકરો પોલિસખટલામાં ભેરવાઇ જામીન માટે આપની પાસે આવ્યો હતો."

'પોલિસખટલો ?' બોલી દેવબાબુ અચંબાભરી આંખે જામિનીનાથ તરફ જોઈ રહ્યા. મનોરમા પણ તેના તરફ ઉત્સુક નજરે ભાળી રહી. જામિનીનાથે તે પછી પોલિસખટલાનું જે કંઇ બ્યાન પોતે સાંભળેલું, તે વર્ણવી બતાવ્યું. દંડનિયાના એક મુસલમાન બૂટવાળાની દુકાને જોડાની કિંમત પરત્વે ઘરાક ને દુકાનદાર જોડે કંઇ કચકચ થઇ. પરિણામે

દુકાનદારે બીચારા ઘરાકને માર્યો. ક્ષેત્રનાથ તે જ દુકાન પાસે થઇને ભણાવવા માટે આવતો હતો. તેણે આ ગેરવાજબી જુલમ જોઇને તેની સામે પોકાર ઉઠાવ્યો. તેમાંથી તેને ને દુકાનદારને તડાતડી ચાલી. દુકાનદાર એલફેલ બોલ્યો. ક્ષેત્રનાથે ગુસ્સે ભરાઈ દુકાનમાં ચઢી દુકાનદારને ટીપ્યો. દુકાનદારે તેને પકડી મારપીટ તથા દુકાન લૂંટવાના આરોપ સાથે પોલિસમાં સોંપ્યો.

બ્યાન પૂરું કરી જામિનીનાથ બોલ્યો: "મહેતાજીએ પોલિસ પાસે આપનું નામ દીધું અને આપ જામીન થઈ તેને છોડાવી શકશો એવું પણ કહ્યું. તેથી પોલિસ તેને લઇને આપને ત્યાં આવેલા."

મનોરમા રૂદ્ધ શ્વાસે પૂછવા લાગી: "પછી ?"

જામિનીનાથ જરા ગર્વપ્રફુલ્લ કંઠે બોલ્યા: "ફોરચ્યુનેટલી (સદ્દભાગ્યે) હું પણ એ જ ટાઇમે દરવાજે આવી પડયો. મેં પોલિસને સમજાવી દીધું કે એવી અસભ્ય નાલાયકી માટે દેવેન્દ્રબાબુ જેવા સંસ્કારી પ્રતિષ્ઠિત સજ્જન કદી જામીન થઈ ન શકે."

મનોરમાએ ભવાં ચડાવી તેના તરફ એક તીરછી નજર નાંખી પછી પિતા તરફ જોયું. દેવબાબુએ પૂછયું: "ત્યારે તો પોલિસ તેને લઇને ચાલ્યા ગયા ?"

જામિનીનાથે કહ્યું: "હા. ને તેઓ ગયા પછી હું ઉપર આવ્યો."

દેવેન્દ્રબાબુ ગંભીર ભાવે બેસી રહ્યા. મનોરમા સહેજ આકળે સાદે બોલી: "બાબા ?"

દીકરીને કશો જવાબ વાળ્યા સિવાય દેવેન્દ્રબાબુએ નોકર બૈજુને બોલાવી એકદમ ગાડી જોડવા હુકમ આપ્યો. જામિનીનાથે પૂછયું: "આપ શું અબઘડી બહાર જાઓ છો ?"

દેવબાબુ ગંભીર સ્વરે બોલ્યા: "હા, થાણે જવું જોઇશે."

અચંબો પામી જામિનીનાથ બોલી ઊઠયો: "જામીન માટે ?"

"હા," કહી દેવેન્દ્રબાબુ કપડાં બદલવાં માટે ઊભા થયા. જામિનીનાથ બોલ્યોઃ "પણ હું તો નથી ધારતો કે આવી ગુંડાગીરીની ખટપટમાં આપ જામીન થાઓ !"

મનોરમા તીવ્ર સાદે બોલીઃ "વાજબી જુલમની સામે થવું એને કોઈ પણ સહૃદય માણસ ગુંડાગીરી ન જ કહી શકે !"

જામિનીનાથનું મોં લાલ લાલ થઈ ગયું. દેવબાબુએ કપડાં બદલવા જવા માંડયું. બારણા પાસે જઇ તેઓ જરા ફરીને ઊભા રહ્યા અને જામિનીનાથ તરફ જોઇ શાંત અવાજે બોલ્યાઃ "મને પાછા આવતાં કશી વાર નહિ લાગે. ત્યાં સુધી તમે મનોની સાથે વાતો કરો, અથવા તો પેલા ઓરડામાં—"

તેમને અટકાવતાં જરા શરમાતે અવાજે જામિનીનાથ બોલ્યોઃ "જરૂર હોય તો હું પણ આપની સાથે આવવા તૈયાર છું."

"ના, ના, કશી જરૂર નથી–" કહી દેવબાબુ ચાલ્યા ગયા. જામિની-નાથ સાવ ગુનેગાર જેવો નીચે વદને, મૂગો મૂગો બેસી રહ્યો. ઊંચી આંખે મનોરમાની સામે નજર માંડવાની ય હિંમત તેને ન થઈ. મનોરમા પણ તેનો આ શરમભાર સમજી ગઈ ને તેમાંથી તેનો છૂટકારો કરવાને જ તેની આંખોથી ઊંધી દિશામાં બારીએ જઈને ઊભી.

તે પછી બારણાં આગળથી ગાડીનો ગડ ગડ ગડ ગડ અવાજ ઊપજી ધીમે ધીમે વિલીન થઇ ગયો, ત્યારે જામિનીનાથ પોતાની જેષ્ટિકા ઊંચકી લઇ માથા પર ટોપી ચઢાવી દઇ ધીમે ધીમે ઓરડાની બહાર નીકળી ગયો. જતાં જતાં મનોરમાને છેલ્લી સલામના–વિદાયશબ્દો કહેવાનું પણ ભૂલી ગયો !

★

# ખેતુની ખોરાકી

# ૧૩

દુર્ગાદેવીએ દિયરજીને પૂછ્યું: "હાં, દિયરજી, ખેતુ ભણવા જાય તો તમે એને ખાધીખાકપડાંનો ખરચો આપશો?"

જરા વિસ્મયપૂર્ણભાવે જતીનબાબુએ પૂછ્યું: "એ વળી હવે શું ભણવાનો છે?"

દુર્ગાદેવી બોલ્યા: "મેટ્રીક સુધી."

જતીનબાબુ: "તે ભણવાનો ખરચ કોણ આપશે?"

દુર્ગાદેવી: "જેનાં બચ્ચાંઓને એ ભણાવે છે ને, તેમણે એ ભાર માથે લીધો છે."

જતીન: "કોણ? દેવેનબાબુ?"

દુર્ગા: "તેમનું નામ દેવેનબાબુ છે?"

જતીન: "હા, તે એમને વળી એ શી પંચાત?"

દુર્ગા: "તેઓ એની ચાલચલણ જોઈ બહુ રાજી થયા છે. ને કહે છે કે હજુ ભણશેશીખશે તો આગળ ઉપર બહુ તરી આવશે."

ખીજવાઈને જતીનબાબુ બોલ્યા: "ધૂળ ને પથ્થર!"

દુર્ગાદેવી મૂગાં રહી ગયાં. થોડી વાર થંભી પછી જતીનબાબુ બોલ્યા: "તે એ દેવેનબાબુ જ્યારે ભણાવવાનો ખરચો કરવા નીકળી પડયા છે, તો પછી ખાધીખાનો ખરચો ય માથે રાખત તો શું વાંધો હતો?"

દુર્ગાદેવી: "એમ પછી એ કેટલોક ભાર માથે લે વારુ?"

જતીનબાબુ: "હું ય ત્યારે ક્યાં એવો પોતીકો સગો છું તે?"

ડોકું ધુણાવી દુર્ગાદેવી બોલ્યા: "જાઓ જાઓ દિયરજી, એમ તે કંઇ બોલાતું હશે? તેવું હોત તો શહેરમાં આટલી વસ્તી છે તે બધી છોડી આપણે ત્યાં જ શા સારુ એ આવીને રહ્યો?"

ગંભીર સાદે "હૂં" બોલી જતીનબાબુએ વળી પાછું પોતાના હિસાબી દોપીસ્તામાં મન પરોવ્યું. દુર્ગાદેવી જરા ઊભાં રહી પછી સહેજ સંકોચસમેત બોલ્યા: "શું કહો છો?"

વ્રજસુંદરી આવીને બારણાં પાસે ઊભી રહી હતી. તે જરા ઊંચે સાદે બોલી: "બોલવાકહેવાનું વળી શું? જરા હિસાબ કરીને તો વાત કરવી જોઇએ. શહેરમાં એક માણસનો ખાધાખાનો ખરચો કેટલો થાય છે?"

બારણાં તરફ જોઇ રોષભર્યા સ્વરે દુર્ગાદેવી બોલ્યાં: "પાંચસો પંચાવન રૂપિયા. ધાન ભેગું ધાન ખાશે, તેમાં વળી હિસાબ શો?"

વ્રજસુંદરી હળવે અવાજે પણ જરા ચવૈયા પાડતી હોય તેમ બોલી: "તે ધાનમાં ધાન કંઇ મફત તો નથી આવતું."

તડૂકીને દુર્ગાદેવી બોલ્યાં: "ના! તું નોકરી કરીને કમાઇઆણે છે! જો, ભાભી, એવી બધી વાતો કાઢીશ માં, કહી દઉં છું. ભગવાન કરો ને મારો જતીન રોજ પાંચસો માણસને ધાન પૂરો, ને તે જોઇ મારી આંખે ટાઢક વળો."

વ્રજસુંદરીએ મોં મચકોડ્યું. જતીનબાબુ હિસાબના દોપિસ્તામાંથી મોં ઊંચું કરી બોલ્યા: "ગયે મહિને કેટલો ખરચ થયો, ખબર છે? એક સો સાત રૂપિયા તેર આના."

ગરવીલે સાદે દુર્ગાદેવી બોલ્યાં: "હું ભગવાનને અરજ કરું કે તને દર મહિને સાતસો સાત રૂપિયા ખરચ થાઓ."

જરા ગંભીરભાવે હસી જતીનબાબુ બોલ્યા: "પણ પુંગટી દશ વરસની થઇ, ખબર છે?"

લગાર વ્યગ્ર સ્વરે દુર્ગાદેવી બોલ્યાં: "ના, ભઇ! મને શી રીતે તેની ખબર પડે? એ વિચાર તો તને જ આવે! હાલહાલમાં કરતોકારવતો તું થઇ પડ્યો છે ને!"

ધીર ગંભીર સ્વરે જતીનબાબુ બોલ્યા: "ગુસ્સે શાને થાવ છો, ભાભી! જાણો તો છોરતો, પણ એકાદું વરસ રહીને જ ખાસ્સા ત્રણ ચાર હજાર રૂપિયા જોઇશે. તેનું શું? રૂપિયા શું આકાશમાંથી વરસશે?"

ક્રોધાવેગભર્યા દુર્ગાદેવી બોલ્યા: "ના, તું જ આણી આપશે! જો જતીન, તને તો નહિ યાદ આવે, પણ મને બરાબર યાદ છે. જે વરસે એક દહાડો ચોખા ઘરમાં નહોતા, તે દહાડે કણકી રાંધી તેમાં ગોળ નાંખી દૂધપાક તરીકે મેં તને ખાવા આપેલી. મોં બગાડી તું બોલેલો: "આ તે વળી કેવોક દૂધપાક, ભાભી! મેં કહેલું, એ નવી જ જાતનો દૂધપાક છે, ખાઇ જો. તે દિવસે મને સહેજ પણ વિચાર નહોતો આવેલો, કે તું આમ મહિને મહિને ખોબલા ભરીને રૂપિયા લાવશે."

ભૂતકાળના સંભારણાના આવેશમાં દુર્ગાદેવીનું ગળું શ્વાસે રૂંધાઇ ગયું. જતીનબાબુ જમણે હાથે કલમ ઝાલી ડાબા હાથની આંગળીઓ માથા પર ફેરવવા લાગ્યા. જરા થંભી રહ્યા પછી દુર્ગાદેવી દિયરના વદન તરફ એક આકરી નજર નાંખી રૂંધાતે સાદે બોલ્યાં: "ભગવાન માણસને બહુ યે આપે છે જતીન, પણ જે માણસ તે દાનમાંની એકાદ કણિકા ય બીજાને આપતાં કચવાયઅચકાય છે, તેના જેવું કમનસીબ બીજું કોઇ નથી."

એટલું બોલી દુર્ગાદેવી ગુસ્સાના આવેગમાં ઝટપટ ડગલાં ભરી ઓરડા બહાર નીકળી ગયાં. જતીને બૂમ મારી કહ્યું: "ભાભી, સાંભળો."

દુર્ગાદેવી ફરીને ઊભાં. જતીનબાબુ બોલ્યા: "જ્યારે એને રાખવાની તમારી જીદ જ છે, તો—"

તેને બોલતાં અટકાવી રોષભર્યા સાદે દુર્ગાદેવીએ કહ્યું: "મારે લગાર પણ તેવી જીદ નથી. તમારા સાસરિયાનો છોકરો, તેને ય નહિ રાખો, તેને મુઠ્ઠી દાળભાત ખવડાવતાં પણ આકરું લાગે, તો મારે તેમાં શું ભઈ?"

દુર્ગાદેવી ઝડપી ડગલે ચાલ્યાં ગયાં. જતીનબાબુ ગુપચુપ બેસી પોતાના હિસાબી કામકાજમાં મશગૂલ બન્યા. જેઠાણીનો ગુસ્સો જોઇને વ્રજસુંદરી તો ત્યાંથી સરકી જ ગઈ હતી.

રાત્રે ક્ષેત્રનાથે આવી દુર્ગાદેવીને કહ્યું: "બધું ગોઠવાઇ ગયું છે, કાકીમા બંગબાસી સ્કૂલમાં જવાનું. દેવેનબાબુએ ત્યાં માફીનું નક્કી કરી દીધું છે. ચોપડીચોપડા જે કંઈ જોઈશે, તે તેઓ જ આપશે. કાલે તો રવિવાર છે, સોમવારથી દાખલ થઇ જઇશ."

તેનો આ બધો ઉત્સાહ જોઈને કાકીમા ચિંતાપૂર્ણ ચહેરે બોલ્યાં: "દાખલ તો થશે, પણ—"

ઉતાવળે ઉતાવળે તેમને અટકાવી ક્ષેત્રનાથ બોલ્યો: "ના કાકીમા, હવે તો હું બરાબ્બર ભણવાનો જ ભણવાનો, તમે જુઓ તો ખરા. એ પરીક્ષા તો મારે જાણે આપવી જ પડશે. ને જુઓ ને, ક્યાં સુધી પારકાને ગળે ભાર રૂપ રહેવું? મરદમાણસ, સંસારમાં પડવું પડશે તેની ય તજવીજ કંઇ તો કરવી જોઈએ ને! હવે બરાબર સમજણ પડે છે, કાકીમા! કે નિશાળ પડતી મૂકી ભાગાભાગ કરવામાં કેવી બેવકૂફી કરી તે! પણ હશે, કંઇ નહિ, હવે તો બરાબર ચોંટવું પડશે. વળી સગવડ પણ સારી છે, અહીં કંઈ મચ્છી પકડવા તળાવડાં પણ નથી, ને પંખી પકડવા માળા ય નથી."

બોલી રહી ક્ષેત્રનાથ હોહો કરતો હસી ઊઠ્યો. તેના એ હસવા પર

કાકીમાને હસવું આવ્યા વિના ન રહ્યું. થોડું હસ્યા પછી ગળું સાફ કરવા ખોંખારી ક્ષેત્રનાથ બોલ્યો: "માણસ કહો તો આ દેવેનબાબુ ખરા ! એમ જ જુઓ તો, વારુ, કાકીમા, મારે ને તેને સગપણ શું ? તો પણ મને ભણાવવા માટે તેમને કેટલી ચિવ્વટ ! બ્રાહ્મ હોય તેમાં શું થયું–માણસ તે એનું નામ ! જેવો ચહેરો તેવી જ બોલી, તેવું જ પરગજુપણું. જોતાં જ માનભક્તિ ઊપજે ને નમી પડવાનું મન થાય. જેવો બાપ, તેવી જ પાછી તેની દીકરી !"

"દીકરી વળી કોણ ? જેને તું ભણાવે છે તે ?"

"ના, ના. તે શાની ! તે તો છસાત વરસની ચેલકી. આ તો મોટી, મોટી કે વચલી, તે તો કોણ જાણે !"

"ઉમ્મર કેવડીક છે ?"

"પંદરસોળેક હશે."

"પરણેલી છે ?"

ડોકું ધુણાવી ક્ષેત્રનાથ બોલ્યો: "ઊંહું ! એ લોકો તો બ્રાહ્મો છે ને ! એમનામાં કંઈ આપણી પેઠે દશઅગિયાર વરસની છોકરી થોડી જ પરણાવી દે છે ?"

કાકીમા જરા હસીને બોલ્યાં: "એ બરાબર ! દેખાવે કેવીક છે ?"

માથું હલાવતોધુણાવતો ક્ષેત્રનાથ ગંભીર સ્વરે બોલ્યો: "દેખાવે કંઈ ખોટી નથી, તેમ એવી કંઈ બહુ રૂપાળી ય ના કહેવાય. પણ એનું બોલવું બહુ મીઠું છે. એવી, ધીમે ધીમે, હળવે સાદે, નીચે મોઢે, 'આપ, સાહેબ' કહી બોલે છે, કે સાંભળીને ટંડક જ વળી જાય."

હસીને કાકીમા બોલ્યાં: "જોજે ભઈ, એમ કરતાં કંઈ તને એ છોકરી સાથે પરણાવીબરણાવી ના નાંખે."

ક્ષેત્રનાથ ફરીથી હોહો કરતો હસી ઊઠ્યો. હસતાં હસતાં બોલ્યો: "ક્યાંની ક્યાં વાત, કાકીમા ! એ લોકો તો બ્રાહ્મો, ને આપણે રહ્યાં

હેન્દુ; તે સિવાય વળી તે લખપતિની દીકરી, ને મારે ગામમાં ઘર
.હિ, સીમમાં ખેતર નહિ, ચાવલ નહિ, ચૂલો નહિ! મારી સાથે
i લગન!"

હસીને બોલવા તો માંડયું પણ છેલ્લો ભાગ બોલતાં અજાણ્યે પણ
ત્રનાથના મોં પર વિષાદની છાયા ફરી વળી, તે કાકીમાના ધ્યાનમાં
માવ્યા વિના ન રહી. ક્ષેત્રનાથે ઝટપટ મોં જરા ફેરવી નાંખી કહ્યું:
'જવા દો, હવે નિશાળમાં દાખલ થઈ જાઉં એટલે નિરાંત. તે પછી
દાજીને એક કાગળ લખવો જોઈશે."

કાકીમા જરા મૂગા રહ્યા કેડે ધીમે ધીમે બોલ્યાં: "વારુ ને હું કહું,
મે તારા દાદાજી પાસે ખોરાકી ખરચ માંગ્યો હોય તો ના આપે?"

ડોકી ધુણાવતાં ધુણાવતાં ક્ષેત્રનાથ બોલ્યો: "ના આપે એમ તો
ોલાય જ કેમ, કાકીમા! માગું તો તરત જ આપે. ડોસો આમ ગમે
વો હોય પણ અંદરથી બહુ નરમ સ્વભાવનો છે. તો યે શી ખબર, પૈસા
માપે તો ખરો, પણ સાથે સાથે બે પાંચ એવી સુણાવી દેશે—ના, ના,
ાકીમા! એ મારાથી નહિ બને! ને જરૂરે શી છે વારુ? તમે બે વાર
ુઠ્ઠી દાળભાત મૂકજો ને, એટલે થયું!"

"ને ના મૂકું તો?"

"કોણ ના મૂકે?—તમે?"

ક્ષેત્રનાથ ફરી ખડખડ હસી ઊઠયો. વ્રજસુંદરી સામે જ આવી તીવ્ર
ાદે બોલી: "કેમ રે, રાતની વેળાએ આ બધી હસવાની શી ધમાલ છે?"

માસીબાને જોઇ ક્ષેત્રનાથ ઝટપટ બોલી ઊઠયો: "બધું નક્કી ગોઠવાઈ
યું છે, માસીબા! પરમ દિવસથી નિશાળમાં દાખલ થઇ જઇશ."

બંને હાથ ઊંચા કરી જરા આળસ મરડી વ્રજસુંદરી બોલી: "તે
ા તું થાય, પણ એમણે કહ્યું છે કે—"

દુર્ગાદેવી ચમકી ઊઠયાં. જે વાત બોલું બોલું કરતાં પણ પોતે

બોલી શકી નથી, તે વાત ભાભી હમણાં જ કઠોર હૈયે સંભળાવી દેશે એટલું કળતાં તેને વાર ન લાગી. તેથી વાતને દાબી દેવા માટે સૂકે સાદે તે ઝટપટ બોલી: "બેતુ, એક કામ કરે છે ભઈ, નાકાની દુકાન પરથી અચ્છેરેક ગોળ લાવી આપે છે? સાંજે નોકર બજારે ગયેલો, ત્યારે બળ્યું, મને યાદ જ ના રહ્યું!"

વ્રજસુંદરી બોલી: "તે રાત્રે ગોળને શું કરવો છે?"

દુર્ગાદેવી બોલ્યાં: "મને જરા ભૂખ લાગી છે, તે નાસ્તો કરવો છે. ને સવારે રસોડામાં ય જોઈશે જ ને?"

ક્ષેત્રનાથે કહ્યું: "લગભગ દશ વાગવા આવ્યા, દુકાન કંઇ ખુલ્લી હોય?"

દુર્ગાદેવી બોલ્યાં: "હશે હશે, તું જઇને જો તો ખરો. આવ, વાટકો ને પૈસા દઉં."

ક્ષેત્રનાથને બોલાવી લઈ દુર્ગાદેવી ચાલ્યાં ગયાં. વ્રજસુંદરી મનમાંની વાત જાહેર ન કરી શકવાથી ધુમ્મ જેવી ઊભી જ રહી.

બેતુને બજારે મોકલી દઈ વ્રજસુંદરીની સામે આવી દુર્ગાદેવી જરા કડક સાદે હપકારતાં બોલ્યાં: "તારો વિચાર શું છે, ભાભી! તને તોર માતો નથી કે શું?"

જરા કટાક્ષભર્યું હસી વ્રજસુંદરી બોલી: "હું ય તે જ કહેતી'તી તો, કે આટલી રાત્રે ભાભીજીને ગોળની વળી શી જરૂર પડી?"

દુર્ગાદેવી તડૂકીને બોલ્યાં: "શી જરૂર પડી તે તું શું સમજવાની હતી, કહે! જો, ભાભી, પૈસો ચંચળ છે, જેના નસીબમાં હોય તેની પાસે જાય. કોણ કોના નસીબનું કમાય છે તે કંઇ કહી શકે તેમ છે?"

ટીચકું ચઢાવી વ્રજસુંદરી બોલ્યા: "તે મારે એટલું બધું વચ્ચે શાને બોલવું જોઈએ? એ તો તમારા દિયરજી કહેતા હતા, તેથીસ્તો!"

દુર્ગાદેવી બોલ્યા: "તે ભલે બોલે, તે તો ગાંડો થયો, તેથી કંઇ શું ઘરનાં બધાં માણસનું ખસી જાય?"

છણકો કરતાં વ્રજસુંદરી બોલી: "લોહીનું પાણી કરીને પૈસા લાવે છે તે ગાંડા ને તે ઘેલા–તમે જ જાણે બધું સમજો છો !"

સ્વમાનથી ગુંગળાતે સાદે દુર્ગાદેવી બોલ્યા: "હું બધું સમજું છું, ભાભી, પણ અત્યારે હાથ જોડીને તમને કહું છું કે તમે કોઈ એને કશું કહેશો નહિ. તમને લોકોને એનો ખરચો ભાર રૂપ લાગતો હશે, તો મારી પાસે એકાદ બે દાગીના છે તે વેચી તેમાથી હું એનો ખાધા-ખરચો આપીશ.

અચંબાભર્યા સાદે 'ઓહો' બોલી વ્રજસુંદરી ધીમે ધીમે પોતાની ઓરડી તરફ ચાલી ગઈ. દુર્ગાદેવી ખેતુનું ભાણું પીરસવા માટે રસોડે ગયાં.

★

## ભણતરની ધગશ

# ૧૪

ઘણા જૂના લેણદેણની વાત યાદ આવતાં જેમ ચતુર શાહુકાર ઝટઝટ મૂળ મુદ્દલ અને વ્યાજ વસૂલ કરવા માટે આકળોબેબાકળો બની જાય છે તેમ ક્ષેત્રનાથ પણ નિશાળમાં દાખલ થઈ, અત્યાર સુધી પોતાની નાદાનીને પરિણામે જે અભ્યાસખામી રહી ગઈ હતી તેને ભૂંસી કાઢવા માટે ભણવા-વાંચવા પર એવો તો તૂટી પડયો કે તેની એ અજબ ધગશ જોઇને વ્રજસુંદરી પણ ચકિત થયા વિના ના રહી. ખાવુંઊંઘવું બધું તજી દઈ ક્ષેત્રનાથ તો જાણે એક જ દહાડામાં બધી જ ચોપડીઓ ગળી જવા માંગતો હોય તેમ ભણવા મંડી પડયો. દુર્ગાદેવી ખૂબ રાજી થઈ ખરી, પણ વળી ભૂખઊંઘ બગાડીને ભાઇ માંદો ન પડી જાય તે માટે જરા ફિકરમાં ય પડી. તેણે ક્ષેત્રનાથને હળવેશથી ટપકા રૂપે કહ્યું: "તે અલ્યા ખેતુ! તું તો એક જ દિવસમાં પંડિત બની જવા નીકળ્યો લાગે છે!"

હસીને ક્ષેત્રનાથે જવાબ દીધો: "અરે, એવું થતું હોત તો કાકીમા! કેવી મજા! ક્યા બાત!"

કાકીમા હસીને બોલ્યાં: "તેથી જ મકું, ખાવાપીવાનું ય છોડી દઈ તું તો બસ ઝટ ને પટ કાળિદાસ બનવા કૂદી પડયો લાગે છે!"

ક્ષેત્રનાથ બોલ્યો: "હાસ્તો. ભણવાનું પાછળ પડી ગયું છે, ને ઉંમર આગળ દોડી ગઇ છે, કાકીમા! હવે કંઇ ધીમેઆસ્તે ઠંડકથી ભણવા-

જોગો વખત રહ્યો છે ?"

કાકીમા બોલ્યાં: "પણ તેમાં ય ખાવાપીવાનો ગાળો તો રાખવો જ જોઈએ કે નહિ ?"

ક્ષેત્રનાથ બોલ્યો: "અત્યાર સુધી સારી પેઠે વખત ખાવાપીવા પાછળ જ ગાળ્યો છે, ને આગળ ઉપર પણ મોજથી ગળાશે. વચલે ગાળે જરા ઓછું જ બને તો શું થયું ?"

કાકીમા સહેજ ગુસ્સાથી બોલ્યાં: "તે એવુંતેવું નહિ ચાલે. રોજ ભાત ઠંડો થઇ જાય છે, દાળ, શાક બધું ટાઢુંટપ થઇ જાય છે !"

ડોકી ધુણાવી ક્ષેત્રનાથ બોલ્યો: "ભલે ને થાય, મારું ખાવાનું થોડું જ જતું રહે છે!"

કાકીમા જરા તડુકીને બોલ્યાં: "પણ રાતના એકએક બારબાર વાગા સુધી તારે સારુ ધાન પકડીને કોણ બેસી રહે તે કહે વારુ!"

"તમે—" કહી ક્ષેત્રનાથ હસતો હસતો ચાલ્યો ગયો.

ક્ષેત્રનાથની આ અસાધારણ ભણતરભક્તિ જોઈને જતીનબાબુ તો કશું ના બોલ્યા. પણ વ્રજસુંદરીથી આટલી બધી ધમાલ ખમાઇ નહિ અત્યાર સુધી ક્ષેત્રનાથે ઘરખટલાના કોઇ પણ કામમાં કશું માથું માર્યું નહોતું, તેમ કશી ખટપટ રાખી નહોતી, તો પણ વ્રજસુંદરી અવારનવા ટોકણીરૂપે કહેવા લાગી: "બાપજન્મારે આવું ભણતર દીઠું નથી બાપ સારા ઘરનાં છોકરાં આમ રાતદહાડો ચોપડીમાં મોં ઘાલી બેસી રહે, એ રીતે તે કંઇ સંસાર ચાલતો હશે? સાવ અજુગતું છે !"

ને આ ગેરવાજબીપણાનું પલ્લું એકદમ નમી ના પડે તે ખાતર વ્રજસુંદરી અવારનવાર, ગાળે ગાળે, ઘરનાં કંઇ કંઇ કામકાજ ક્ષેત્રનાથને ફરમાવવા લાગી. ક્ષેત્રનાથ કોઈક વાર કામ કરતો, કોઇક વાર ન પણ કરતો. વ્રજસુંદરી તેની પીઠ પાછળ, પણ તે સાંભળી શકે એવી રીતે મોં સાદે ફફડતી: "વારતહેવારે બજાર જવાનું લાવવાખરીદવાનું એટલું

ના કરશે તો ખાશે ક્યાંથી ?"

ક્ષેત્રનાથ તો નીચી મૂંડી કરી ભણવામાં પૂરું ધ્યાન પરોવી દેવા મથતો. દુર્ગાદેવી બોલતાં: "કેમ આવું બધું, બોલે છે, ભાભી તું ?"

વ્રજસુંદરી ખિજવાટથી કહેતી: "મને કંઈ બોલવાનું ગમે છે શું ? લોકો જરા સમજીવિચારી ચાલતા હોય તો કંઈયે બોલવું ન પડે. પણ મારાથી તો છેક જ ખોટાણું ખમાય નહિ બા !"

દુર્ગાદેવી મૂગી રહી જતી. પણ વ્રજસુંદરી એટલી સહેલાઈથી ટાઢી ના પડતી. મોટો છોકરો ધીરેન પણ નિશાળમાં તાજો જ દાખલ થયો હતો. તે ભણવા બેસતો એટલે વ્રજસુંદરી તેને કહેતી: "અહીં, ખૂણે બેસીને એ બધું શું વાંચે છે લ્યા !' બહારના ઓરડામાં તારા ખેતુદાદા વાંચે છે, તેની પાસે જઈને બેસીને ભણ જા !"

માની ટોકણીથી લાચાર બની ધીરેન ક્ષેત્રનાથ પાસે ભણવા જઈ બેસતો. પણ ધ્યાન ન આપવા ખાતર માર ખાઈને તે રડતો ત્યારે વ્રજ-સુંદરી તેને જ ઠપકારી કહેતી: "અભાગિયા, એની પાસે શા સારુ જઈને ઝીંકાય છે ! પોતાના જ ભણતરમાંથી જે ઊંચો નથી આવતો, તે તને વળી શું ભણાવવાનો છે ?"

તે પછી દુર્ગાદેવીને ઉદ્દેશીને ધ્રૂજતે સાદે બોલતી: "જુઓ ભાભીજી ! છોકરો ભણવા ગયો એટલે તેને ટપેરી હાડકાં ભાંગી નાંખ્યાં !"

દુર્ગાદેવી ધીરેનને પૂછતાં: "અલ્યા, કેમ તને માર્યો ધીરા ?"

માની પાસે તો ગમેતેમ જૂઠું ફેંકાતું, પણ કાકીમા પાસે તેવું બોલવાની ધીરેનની હિંમત ન ચાલતી. તેથી તે ઊલટી હથેળીએ આંખે ચોળતો ચોળતો બીતો બીતો કહેતો: "પાઠ મોઢે આવડ્યો નહિ, તેથી—"

દુર્ગાદેવી ભાભી તરફ જોઈને બોલ્યાં: "તે પાઠ ના આવડે તો પછી મારે નહિ તો શું કરે ?"

આમ ભોંઠી પડવા છતાં વ્રજસુંદરી પાછી ન પડતી. તે પણ

તેવો જ ખીજવાટભર્યો અવાજ કાઢી બોલતી: "તે એકદમ કંઈ આવડી જાય શું? સારી પેઠે શીખવેભણાવે તો આવડે. તે કાંઇ મળે નહિ, ને ભણવા કોઇક રીતે આવતો બંધ થાયછ્, તેની જ બધી ખટપટ!"

દુર્ગાદેવી જરા ગુસ્સાથી ક્ષેત્રનાથને ઠપકારી કહેતાં: "ધીરો ભણવા આવ્યો, તે એને મારપીટ કેમ કરી બેતા?"

ક્ષેત્રનાથ બોલ્યો: "વાહ ભાઈ! ભણવા બેસે ને ભણે નહિ, તે એને મારું નહિ તો શું કરું?"

દુર્ગાદેવી બોલ્યાં: "ના! ખબરદાર, એને મારવાનું નથી તારે!"

ડોકી ધુણાવી ક્ષેત્રનાથે કહ્યું: "બરાબર ભણશે નહિ, તો હું તો હું તો મારીશ!"

ગુસ્સાભેર દુર્ગાદેવી બોલ્યાં: "એમનું ખાશે ને ઉપરથી એમના જ છોકરાંને ટીપશે!"

ગંભીરભાવે ક્ષેત્રનાથ બોલ્યો: "ઊંહ! એમનું ધાન ખાવું, ને સાથે વળી એમના છોકરાના ડોઠવેડા સાંખવા, એ બે કામ મારાથી નહિ બને, કાકીમા!"

આના પર દુર્ગાદેવી લાજવાબ બની જતાં.

છોકરાને માર્યાપીટયાની વાત જતીનબાબુને કાને ય ગઇ. જતીનબાબુ તે સાંભળી બોલ્યા: "જવા દે ને, ધીરાને ભણાવવો જ હોય તો માસ્તર જ રાખી આપું."

વ્રજસુંદરી આકળી થઇને બોલી: "ઓ મા! આટલા અમથા છોકરાને સારુ માસ્તર રાખવાનો! એક જણને બેઠું ધાન પૂરવાનું, ને વળી પાછો મહિને મહિને માસ્તરને પગાર ગણી આપવાનો. કમાનારું એક, તે કટકેટલાને પોષે! એ ના ભણે તો તમે જ તમારે સવારસાંજ થોડું થોડું લેસન લેતા રહેજો. વેંત જેવડા છોકરાનું ભણતર બહુ પાછું!"

થયું પણ તેમ જ. થોડા દહાડા જતીનબાબુએ જાતે જ છોકરાને

ભણાવ્યું. પણ અઠવાડિયું વીત્યું ના વીત્યું ત્યાં તો વ્રજસુંદરી સાંજ પડતાં પહેલાં જ છોકરાને ગોદાટતી બોલી: "તે ધીરા, ચોપડી લઇને ખેતુદાદાની પાસે જઈને ઝીંકાતા તને શું થાય છે! એક પૂરું માણસ તડકાતાપમાં વૈતરું કરીને આવે, ને વળી પાછું તને ભણાવવા બેસે, તારે તું મોટો સાહેબ તે ભણે! કંઇ તેમને સાસે ખાવો જોઈએ કે નહિ?"

દેરાણીની આવી અચણુચ ઉત્પન્ન થતી પતિભક્તિનું મૂળ કારણ સમજી દુર્ગાદેવી મનમાં ને મનમાં હસ્યા વિના ના રહેતાં.

પહેલી તારીખે જતીનબાબુ હિસાબની ચોપડી લઈને બેઠા હતા ત્યારે દુર્ગાદેવીએ જઇને ૧૦ રૂપિયાની એક નોટ તેમની સામે મૂકી. જતીનબાબુએ મોં ઊંચું કરી સામે જોતાં દુર્ગાદેવીએ કહ્યું: "ખેતુની ખોરાકી."

જતીનબાબુએ કશું ન બોલતાં ફરીથી હિસાબમાં મન પરોવી દીધું. દુર્ગાદેવી ગુપચુપ ધીમે પગલે બહાર ચાલી ગયાં.

પણ ખોરાકી વિષેની આ બાબત ખેતુના જાણવામાં જરા ય ન આવી. તે તો પોતાના ભણતરની ધમાલમાં જ મશગૂલ રહ્યો.

એક દહાડો સવારે દશાંશનો એક દાખલો તેણે બે વાર, ત્રણ વાર, ચાર વાર ગણ્યો, પણ કોઈ રીતે ખરો જવાબ આવે નહિ. ચીડાઈને ચોપડીપેન્સીલ પટકીને ઊભા થતાં તેણે પડખેના દીવાનખાનાની ઘડિયાળમાં ટં, ટં, એમ દશના ટકોરા સાંભળ્યા. ઝટપટ ચોપડીદફતર ભેગાં કરી દઈ, ટુવાલ લઈ ક્ષેત્રનાથ નાહવા માટે નીકળ્યો. એવે ટાણે વ્રજસુંદરી તેને બૂમ મારી બોલી: "અરે ખેતુ, જરા દૂધવાળીને ત્યાં જઇ આવશે? બારણે દશ વાગી ગયા, હજુ સુધી દૂધ આપી નથી ગઈ, છોકરો રડીરડીને મરી ચાલ્યો!"

એક તો દાખલો બેઠો નહિ, તેમાં વળી વખત થઇ ગયેલો; એટલે ક્ષેત્રનાથે ગુસ્સામાં આવી જઇ જવાબ દીધો: "મારાથી નહિ બને. મારો વખત થઇ ગયો છે."

વ્રજસુંદરી પણ મોટે સાદે બોલી: "તારાથી નહિ બને તે તો જાણું જ છું. તારાથી તે શું બની શકે છે વારુ? વખત થઇ ગયો! તો અત્યાર સુધી ઘરનું એવું તે શું કામ કરતો હતો, ભાઇ?"

ક્ષેત્રનાથ માસીબા પ્રતિ એક આકરી નજર નાંખી નળચોકડી તરફ જવા આગળ વધ્યો. વ્રજસુંદરી બોલી: "એકાદું કામ કહીએ તો તે થતું નથી, ને ખાવાની વખત થાય ત્યારે તે તો "નથી ખવાતું" એમ કોઇ કહેતું નથી. અનાજપાણી આવેછ ક્યાંથી?"

દુર્ગાદેવી રસોડામાં હતી. તે ઝટપટ બહાર આવી તડૂકીને બોલી: "એમ કેમ બોલે છે, ભાભી, કંઈ એટલું બધું? એ કંઈ તમારો નોકર છે કે તમારું ખાય છે કંઇ! ખોરાકી આપીને ખાય છે, તો પછી તમારો રૂઆબ શાનો સહેશે વારુ, કહો જોઉં?"

વ્રજસુંદરી મોં ડોલાવી બોલી: "ઓહોહો! ખોરાકી મોટી જોઈ ન હોય તો! દશ રૂપયડીમાં એક જણનું પેટિયું પૂરું થાય ખરું ને પાછું!"

દુર્ગાદેવી આનો જવાબ દેવા જતાં હતાં, એટલામાં ક્ષેત્રનાથના મોં તરફ નજર પડતાં જ થંભી ગયાં. જોયું, તો ખેતુનું મોં ધોળું ધબ્બ થઈ ગયું હતું, અને તે અચરજભરી વ્યાકુળ નજરે તેમના મોં સામું ટગર ટગર જોઇ રહ્યો હતો. ગુસ્સાના આવેશમાં તેના દેખતા ખોરાકીની વાત જાહેર કરી દેવામાં કેટલું ખોટું થઇ ગયું તે વિચારે દુર્ગાદેવી ગભરાઈ ગઇ તે ઝટપટ રસોડામાં પેંસી ગઇ. વ્રજસુંદરી સ્વગત બબડતી ફફડતી અભાગિયા નોકરને નામે ગાળો વરસાવવા લાગી. ક્ષેત્રનાથ ધીમે ધીમે જઈને નળ તળે નાહવા બેઠો.

જમવા બેઠા પછી, બેત્રણ કોળિયા ખાધા કેડે ક્ષેત્રનાથે હાક મારી: "કાકીમા!"

દુર્ગાદેવી તેના તરફ ફર્યા સિવાય જ બોલ્યા "કેમ?"

ક્ષેત્રનાથ બોલ્યો: "ખોરાકી કોણ આપે છે, કાકીમા?"

દુર્ગાદેવી છણકો કરતાં બોલ્યાં: "ગમે તે આપે, તારે તે વાતની પંચાત શી? તું તારી મેળે જમી લે."

ક્ષેત્રનાથ હાથમાં કોળિયો લઇ હાથ હલાવતો હલાવતો બોલ્યો: "તે તમે દર મહિને દસ રૂપિયા આપો છો?"

બનાવટી ગુસ્સો દાખવતાં દુર્ગાદેવી બોલ્યાં: "હા, આપું છું! આવો છોકરો તો કોઈયે ના જોયો બાપ! એક વાત જરા કાને પડી તેમાં તો કોણ, કોનું, ક્યારે, કઈ બાબત, બધી પંચાત એને જોઈએ! ખાઈ લે, જમી લે. અગિયાર વાગવા આવ્યા. પછી નિશાળે ક્યારે જશે?"

કામકાજને બાને દુર્ગાદેવી રસોડેથી ચાલ્યાં ગયાં. ક્ષેત્રનાથે ઝટપટ જમવાનું પતાવી નાંખ્યું ને ઊઠ્યો.

★

## અપૂર્ણ ઝંખના!

# ૧૫

આખો દહાડો ને રાત બધો વિચાર કર્યા પછી બીજે દહાડે સવારે ક્ષેત્રનાથ દાદાજીને કાગળ લખવા બેઠો. બેચાર કાગળ બગાડયા પછી છેલ્લે લખ્યું:

**દાદામશાય,**

આપનો કાગળ મળ્યો છે, પણ શરમના માર્યા મારાથી જવાબ લખાયો નહિ. ભૂલમાં ને ભૂલમાં મેં જે નુગરું કામ કરી નાંખ્યું છે, તે માટે મનમાં હું બહુ જ શરમાઉં છું. હવે મારી ભૂલ ભાંગી છે, પણ જે કરી બેઠો, તેને માટે આપની પાસે ક્ષમા માંગતાં પણ શરમ આવે છે.

હાલમાં હું હવે નોકરી કરતો નથી, પાછો ભણવા બેઠો છું. આટલે દહાડે ફરી પાછો ભણવાશીખવાનો ખૂબ શોખ થઈ આવ્યો છે, પણ જોઉં છું, તો તે શોખ પૂરો કરવામાં જાતજાતની પુષ્કળ હરકતો નડે છે. આપ જો કૃપા કરી મહિને દસેક રૂપિયા મોકલી આપતા જાઓ, તો ભણવાનું ચાલુ રહે. નહિ તો નિશાળ છોડી દેવી પડશે. આપના જવાબની રાહ જોઉં છું. આપને ઠીક લાગે તેમ કરશોજી. એ જ.

આપનો લાડકો **બેતુ**

કાગળ લખી પૂરો કરી ક્ષેત્રનાથે તે બેત્રણ વાર વાંચ્યો. તે ગી ભવાં સંકોડી તે કાગળ કચ્ચર કચ્ચર કરી ફાડી નાંખ્યો. અને તે

ચિરાટુકડાને બારીમાંથી બહાર ફેંકી દઇ ચુપચુપ બેસી રહ્યો.

ઘડિયાળમાં દસ, સડાદસ વાગી ગયા. ક્ષેત્રનાથ ઊઠીને ધીમે ધીમે નાહવા માટે ગયો. નાહી કરી ખાવા માટે ગયો ત્યારે અગીઆર વાગી ગયેલા હતા. દુર્ગાદેવીએ ભાણું પીરસી દઇ પૂછ્યું: "આજે આટલું મોડું કેમ કર્યું ? નિશાળે ક્યારે જઇશ?"

કોગળો કર્યા પછી ભાણે બેસી ભાત મોંમાં મૂકતાં મૂકતાં ક્ષેત્રનાથ બોલ્યો: "આજે તો હવે નથી જવું."

"કેમ ?"

"ઠીક નથી લાગતું."

જરા હસીને દુર્ગાદેવીએ કહ્યું: "બસ, એટલામાં જ કંટાળી ગયો ?"

ઉદાસ સ્વરે ક્ષેત્રનાથ બોલ્યો: "જોઉં છું, કંઈ એકાદી નોકરી-બોકરી મળે તો '"

"હં" બોલી દુર્ગાદેવી પોતાના કામકાજમાં ગુંથાયાં. ક્ષેત્રનાથ ચુપચુપ ખાવા લાગ્યો.

થોડી વારે દુર્ગાદેવીએ પૂછ્યું: "ખરેખર ભણવાનું છોડી દઈશ ?"

હસીને ક્ષેત્રનાથે જવાબ દીધો: "તમારી પાસે શું જૂઠું બોલું કાકીમા ?"

"પણ શા માટે છોડશે, તે ચોક્કસ કહે, જોઉં વારુ ?"

"કહું છું ના ઠીક નથી-લાગતું."

હળવા ઠપકા રૂપે દુર્ગાદેવી બોલ્યાં: "તેસ્તો, મારી આગળ જૂઠું જ બોલે છે ના ?"

ક્ષેત્રનાથે શરમાઇને નીચું જોયું. દુર્ગાદેવી બોલ્યાં: "એ બધી ખોટી પંચાત છોડી દઈ ખાઇકરી સીધોસીધો નિશાળે જા."

ક્ષેત્રનાથ મૂંગો રહ્યો. દુર્ગાદેવીએ પૂછ્યું: "જવાનોછે કે નહિ, બોલ !"

ઊંચું જોયા વિના જ ક્ષેત્રનાથ બોલ્યો: "ના."

જરા ખીજવાટ સહિત દુર્ગાદેવીએ કહ્યું: "નહિ જાય? કેમ વારુ, કહે જોઉં?"

ગંભીર સાદે ખેતુ બોલ્યો: "જવાથી શું વળે?"

ગુસ્સાભર્યા અવાજે દુર્ગાદેવી બોલી: "મારા બાપના બાપની મોકકાણ!"

હસીને ક્ષેત્રનાથ બોલ્યો: "બાપની મોકકાણ તો કોણ જાણે, પણ તમારા નાણાંની મોકકાણ તો થાય ખરી!"

તીવ્ર ભ્રુકુટિ કરીને દુર્ગાદેવી બોલ્યાં: "હા, ને તેટલા ખાતર ભણવાનું છોડી દે? મારે નાણે ખાવામાં તારું નાક કપાઇ જતું હશે, કેમ?"

એક આછો નિસાસો મૂકતાં ક્ષેત્રનાથ બોલ્યો: "એવું તો કંઇ નહિ, કાકીમા! પણ નાહક શા સારુ તમારા પૈસાનું પાણી કરો?"

દુર્ગાદેવી ગુસ્સાથી લાલચોળ મુખે બોલ્યાં: "પૈસા મારા છે, જોઇએ તો પાણીમાં નાંખું, જોઈએ તો હોળીમાં નાંખું, તારે તેમાં શું?"

ક્ષેત્રનાથ જરા હસ્યો. બોલ્યો: "મારે તેમાં શું કેમ, કાકીમા? હું તમને સગ્ગી મા જેવાં ગણું છું."

દુર્ગાદેવીનું વદન તત્ક્ષણ આનંદની અપૂર્વ કોમળ જ્યોતિ વડે ઝળકઝળક થઈ રહ્યું. તેણે સ્નેહાળ ભાવે ટપકારતાં કહ્યું: "અને હું તને પારકો છૈયો ગણું છું, એમ તને લાગે છે, ખરું ને?"

કહી દુર્ગાદેવી અતિસ્નિગ્ધ નજરે ખેતુના વદન તરફ જોઇ રહ્યાં.

ક્ષેત્રનાથ ઢળેલી નજરે, ઘોઘરે સાદે, જેમતેમ બોલ્યો: "ના, ના કાકીમા. એવું તે કંઇ મને લાગે?"

દુર્ગાદેવી બોલી: "તો પછી જમી ખાઇને સીધો સીધો નિશાળે ચાલ્યો જા."

ક્ષેત્રનાથ જરા અચકાતો, ગળચવાં ગળતો બોલ્યો: "આજે તો હવે રહેવા દો, બહુ મોડું થઇ ગયું છે."

મક્કમ સાદે દુર્ગાદેવી બોલી: "ના, આજે તો તારે જવું જ પડશે. કોઇ કોઇ દહાડો તો તું આનાથી ય મોડો ગયો છે!"

ક્ષેત્રનાથ બોલ્યો: "પણ એથી તમને શું ફાયદો, કાકીમા?"

ગુસ્સાભેર દુર્ગાદેવીએ કહ્યું: "ફાયદો? આવડો વેંત જેવડો ચેલકો, તે મારા ફાયદાગેરફાયદાની વાત તું શું સમજે?"

જરા હસીને ક્ષેત્રનાથ બોલ્યો: "કંઇ સમજું છું તે પરથી તો લાગે છે કે એથી માંહોમાંહે ઝગડોટંટો થાય છે, બીજો તો કશો ફાયદો નથી દેખાતો."

ક્ષેત્રનાથ તરફ કરડી નજર નાંખી દુર્ગાદેવી મોટે ઘાટે બોલ્યાં: "ઝગડો? ભલે ને થાય ઝગડો! આજે જો મારો પેટનો છૈયો હોત, તો તેને ઉછેરી મોટો કરવો ના પડત? તેને ના ભણાવવો પડત કે? તેને કાજે કોઇ સાથે લઢવુંઝઘડવું ના પડત કે?"

દુર્ગાદેવીની આંખો સજળ થઇ ગઈ, તેનું હૈયું ભરાઇ આવ્યું. ને એવી જળભરી આંખે, ગળગળે સાદે દુર્ગાદેવી બોલવા લાગ્યાં: "જતીનને ઉછેરીને મોટો મેં જ કર્યો, પણ તેથી કંઈ મારા મનની ઝંખના પૂરી નથી થઈ ગઇ, બેતુ! તે યાદ રાખજે."

ક્ષેત્રનાથની આંખમાંથી આંસુનાં બે મોટાં બિંદુ ટપકીને થાળીમાં પડયાં. દુર્ગાદેવી ડાબા હાથની હથેળી ઉલટાવી તે વડે આંખો લૂછી બોલ્યાં: "ચાલ, હવે બેસી મા રહે. ઝટપટ જમી લે. સાડા અગિયાર વાગવા આવ્યા."

ક્ષેત્રનાથ ઝટપટ જમવાનું પતાવી ઊઠયો, અને કપડાં બદલી નિશાળે ઊપડી ગયો.

★

## પ્રેમી

# ૧૬

મનોરમા ટેબલ પર બેસી હારમોનિયમ સાથે ગાતી હતીઃ

જીવને, મરણે, શયને, સ્વપને,
તમારો ભેટો ન થાય કદી !
ધારિં પકડવા, દોડું ઝડપવા
ગેબ બનો કયમ, તે કહો જી !

જામિનીનાથ પાસે જ એક ખુરસી પર બેસી મુગ્ધ નજરે તેના વદન તરફ જોતો હતો. અને જમણો પગ જમીન પર ઠોકતો ઠોકતો તાલ આપતો હતો. મનોરમાની આંખો તો હારમોનિયમના પડદાઓ પર ફરતી આંગળીઓ પર જ ચોંટેલી હતી, તેથી જામિનીનાથની લાલસાભરી આંખો તરફ તેનું જરા ય લક્ષ નહોતું. તે તો એકાગ્રભાવે ગાતી જ ચાલી—

બોલાવું પ્રેમ ભરેલી પિયાસે
આવો આવો નાથ, હૈયાં એ તલસે
આવો દયાળુ, આવો કૃપાળુ
પ્રાણના ઝંખન છીપે ના જી !

સહસા સામેનાં બારણાં તરફ નજર પડતાં મનોરમા અચકાઇને થંભી ગઇ અને તેણે નીચું જોયું. ગાન અધવચ બંધ પડી જવાથી જામિની-નાથે પણ બારણાં ભણી નજર નાંખી તો દેખાયું કે ક્ષેત્રનાથ એકાએક બારણુાંની અંદર આવીને ઊભેલો છે. જામિનીનાથે તેના તરફ ખીજવાગભરી

નજર નાંખી કરડે અવાજે પૂછયું: “શું જોઇએ છે?”

ક્ષેત્રનાથ જરા ભોંઠો પડીને ઊભો રહ્યો. મનોરમાએ વીજળીવેગે મોં ઊંચું કરી જામિનીનાથ ઉપર કરડી, ભ્રુકુંચિત નજર નાંખી. તે પછી ક્ષેત્રનાથ તરફ જોઈ હસીને કહ્યું: “આવો.”

મનોરમાએ ડાબે હાથે નજીકની ખુરસી બતાવી. ક્ષેત્રનાથ ધીરે ધીરે જઇ તે પર બેઠો. જામિનીનાથ, જાણે માથે વજ્ર પડયું હોય તેમ, છાતીના ધબકારા બંધ પડી ગયા હોય તેમ, મૂગો મૂગો બેસી રહ્યો. એક તુચ્છ જુવાનિયા સમક્ષ મનોરમા પોતાને આ પ્રમાણે ઉતારી પાડશે, એમ બનવું તેની કલ્પનાની બહાર હતું. પણ અત્યારે એવી અણધારી બીના નજર આગળ બનતી જોવાથી તેને મરમને ચોટ તો લાગી જ; પણ સાથે સાથે અચાનક આવી પડેલા આ જુવાન પર તે હાડેહાડ સળગી ઊઠયો. પરંતુ પોતાનો એ ગુસ્સો ઠાલવવા જોગી કશી તક હતી નહિ, તેથી તે મનમાં ને મનમાં ગુંગળાવા લાગ્યો.

પણ મનોરમાએ તે તરફ કશું લક્ષ ના આપ્યું. તેણે ક્ષેત્રનાથને પૂછયું: “આટલા દહાડા દેખાયા નહિ?”

હસીને ક્ષેત્રનાથે જવાબ દીધો: “તમે લોકોએ આવવા જોગો રસ્તો કયાં રાખ્યો છે? અઢાર વરસના ડોસાને બારતેર વરસના ચેલકાઓના ટોળામાં ઘોંચી દીધો છે. મારે તો હવે ખૂબ દોડાદોડ કરી લાંબો રસ્તો કાપી નાંખવાનો છે ને?”

બોલી ક્ષેત્રનાથ હો હો કરતો મોટેથી હસી પડયો. જામિનીનાથની આંખો ઝીણી ઝીણી થઇ ગઇ, મનોરમા મૃદુ હસીને બોલી: “તમે તો એ પ્રમાણે એક સાસે મહાભારત પૂરું કરી નાંખવાના લાગો છો!”

ક્ષેત્રનાથ બોલ્યો: “મારી તો તે જ ઇચ્છા છે, પણ મહાભારત મારું સાંભળેછ કયાં જે! તે તો મારું વહાલું લાખ લાખ સલોકવાળી વિરાટ કાયા લઇને હિમાલયની પેઠે ભારેખમ્મ થઇને બેઠું છે! ને વળી મારી બનાવટી દોડાદોડ અકળામણુ જોઇ મનમાં હસતું હરખાતું હશે તે તો જુદું!”

મનોરમા ધીમું ધીમું હસતી આંગળીઓ વડે એકાદ એકાદ પડદો ટકોરવા લાગી. જામિનીનાથે અચાનક વદન ફેરવી મનોરમાને ઉદ્દેશી કહ્યું: "પણ ગીતવિષયમાં તો હું રવીન્દ્રનાથને જ રાજા માનું છું !"

મનોરમાએ ગંભીર ઉદાસીનતાથી "હશે" કહી ક્ષેત્રનાથને પૂછયું: "આપનું ભણવાનું તો સારી પેઠે ચાલે છે ના ?"

શરમથી, માનભંગથી જામિનીનાથનું મોં લાલલાલ થઈ ગયું. તેણે ભીંત પડખેથી લાકડી ખેંચી લઇ ગુંગળાતી અસહિષ્ણુતાથી જમીન પર ઠક ઠક ઠોકવા માંડી. મનોરમાના સવાલનો જવાબ દેતાં ક્ષેત્રનાથ બોલ્યો: "આમ તો ઠીક ચાલે છે. ને કાકીમા છે ત્યાં સુધી તો, કંઇ ના ચાલવા જોગું કારણ નથી દેખાતું."

મનોરમા બોલી: "તેમનું તમારા પર બહુ જ હેત છે, નહિ ?"

ક્ષેત્રનાથ બોલ્યો: "બહુની ઉપર પણ કંઈ હોય, તો તેટલું બધું !"

બોલતાં ક્ષેત્રનાથનું વદન ગરવા આનંદની જ્યોતિથી ઝળકી ઊઠયું. મનોરમા તેના હરખભર્યા વદન પ્રત્યે જોઈ કંઇક રીસભેર બોલી: "તેથી જ લાગે છે કે અહીં આવવાનું જરૂરી નહિ લાગ્યું હોય, ખરું ?"

જાણે ચમકી ઊઠયો હોય, તેમ અકળાતો ક્ષેત્રનાથ બોલી ઊઠયો: "અરે, એ તે બને ? આપનો સૌનો પ્રેમ, મારા પરના આટલા અનહદ પાડઉપકાર—અરે, એ બધાને બાદ કરતાં મારા જીવનમાં બીજું છે જ શું ?"

વદન જરા નીચું ઢાળી મનોરમા બોલી: "એવું તે અમે શું બધું કરી નાંખ્યું છે તે ?"

"શું કરી નાંખ્યું ? તમે લોકોએ ? વાહ રે !"

**ક્ષેત્રનાથ ફરી ખૂબ મોટેથી હસી પડયો. તેના હાસ્યધ્વનિવડે ઓરડો જાણે ફાટફાટ થતો હોય તેમ લાગ્યું. એ હાસ્યના પડઘા જામિનીનાથના કાનમાં જાણે વજ્ર પેરે વાગ્યા—તેની છાતીમાં શૂળની જેમ ભોંકાયા. તે**

દાંતે હોઠ બીડી ઊઠીને ઊભો થયો અને ટોપીને હાથમાં લઈ ઝડપી ડગલે બહાર નીકળી ગયો.

જામિનીનાથને ચાલી જતો જોઈ ક્ષેત્રનાથની ભૂરકી ભાંગી ગઇ. તેણે ઝટઝટ હાસ્યનો આવેગ રોકી લઇ ફિક્કે ચહેરે પૂછ્યું: "એવણ ચાલ્યા ગયા......!"

મનોરમા હસીને બોલી: "એવા ઘણા ય જીવ હોય છે, જેમનાથી દિવસનો પ્રકાશ નથી ખમાતો!"

ક્ષેત્રનાથ બોલ્યો: "ના, ના. આપનું ગાવાનું ચાલતું હતું, તેમાં મારા આવ્યાથી ભંગાણ પડ્યું. એઓ, ઘણું કરી મારા પર ખીજાઇને જ ચાલ્યા ગયા. પણ આ તો અજાણ્યે—ના, ના, મને આપ માફ કરજો, હોં!"

ક્ષેત્રનાથ ઊઠીને ઊભો થયો અને મનોરમાં કંઈ બોલે તે પૂર્વે જ ઝટપટ બહાર નીકળી ગયો.

મનોરમા થોડી વાર ગુપચુપ બેસી રહી. તે પછી ગીતની ચોપડી ખેંચી તેનાં પાનાં ઉથલાવવા લાગી. પણ કોઈ જ ગીત તેને પસંદ ના પડયું એટલે ચોપડી પડી જવા દઇ બેધ્યાનપણે અમસ્તી અમસ્તી સારીગમ વગાડવા લાગી.

દેવબાબુ ધીમે ધીમે ઓરડામાં આવ્યા અને એક ખુરસી ખેંચી લઈ હળવેથી બેઠા. મનોરમા નીચું જોઇ ચૂપ જ બેસી રહી. દેવબાબુ તેના તરફ જોઈ બોલ્યાં: "પેલું ગીત સંભળાવ ને બેટા, 'જેની ખાતર મેં તમને વિસર્યાં'......"

મનોરમા હારમોનિયમના સૂર સાથે પોતાનો કંઠ મેળવી ગાવા લાગી—

જેને ખાતર મેં તમને વિસર્યાં<br>તે તો ના નિરખે અમને...

દેવબાબુ આંખો મીંચી શાંત બેસી રહ્યા. મનોરમાએ ગાવાનું ચાલુ જ રાખ્યું.

ગાન પૂરું કરી મનોરમાએ નજર કરી જોયું તો દેવેન્દ્રબાબુ હજુ ય બીડાયલે નયને, નિસ્પંદ ભાવે બેસી રહ્યા છે. તેમની આંખોમાંથી, એક ખૂણેથી દડદડ જળ ટપકે છે. મનોરમા પિતાના ધ્યાનસ્થ, ગંભીર મુખ પ્રત્યે જોતી નીરવ બેસી રહી.

ઠપ ઠપ પગલે ઓરડામાં અચાનક કરુણામયી આવતાં દેવેન્દ્ર-બાબુનું ધ્યાન ભાંગી ગયું. ચમકીને અચરજભરી નજરે તેમણે તેના તરફ જોયું. કરુણામયીએ રાતીરાતી આંખો તેમના તરફ માંડી ઉગ્ર સાદે કહ્યું: "જુઓ, વારેવારે તમને કહું છું, કે તમારી લાડકી દીકરીને કંઇ વિનયવિવેક શીખવો, પણ તમે જરા સાંભળતા નથી. તે એ દીકરીને લીધે સમાજમાં મોં બતાવવું ભારે થઇ પડયું છે, તે કંઇ મગજમાં ઉતરે છે ?"

પણ દેવેન્દ્રબાબુને ખરેખર મગજમાં ઉતરેલું નહોતું, તેથી તેઓ પત્નીના ગુસ્સાભર્યા વદન તરફ નિરખતા મૂગા જ બેસી રહ્યા. કરુણામયી ઘાંટાને એક ચાવી ઓર ચડાવી મોટેથી બોલવા લાગી: "તમારે ના સમજવું હોય તો તમે ના સમજો, પણ મારાથી તો એટલી બધી તોછડાઈ ચાલવા નહિ જ દેવાશે. સાફ કહી રાખું છું. આટલું બધું હદપારનું ચાલશે, તો છેવટે મારે ન છૂટકે એવો બધો અનાડી સંબંધ છોડી દેવો પડશે, સમજાય છે કે કંઇ !"

જરા હસીને દેવબાબુ બોલ્યા: "તું જરા કંઇ ખુલાસાથી બોલે તો બરાબર સમજાય. ગુસ્સામાં ઘાંટાઘાંટ કરે તેથી કંઇ સમજાઇ ન જાય."

સ્વામીના વદન પર સ્મિત દેખી ગૃહિણી વધારે જ તપી ઊઠી. ગુસ્સાથી ગુંગળાતે સાદે બોલી: "ગુસ્સો ! એક સારા ખાનદાન માણસને અપમાન કરી ઘર બહાર કાઢી મૂકે ને હું આંખ આડા કાન ધરી તે ખમી રહું ?"

દેવબાબુ પત્ની પ્રત્યે આશ્ચર્યસ્તંભિત નજરે જોવા લાગ્યા. કરુણામયી બોલી: "આજે આ તમારી લાડકવાઇ દીકરીએ પેલા અભાગિયા મહેતલાને ખાતર જામિનીનાથને કેવું અપમાન કરી કાઢયા છે તે એને જ પૂછી

જુઓ ને ! મારે એ વિષે કશું નથી કહેવું. પણ એ જાતના જડસુવેડા ચાલશે તો મારે તો આ ઘરમાં ઊભા રહેવાનું પણ ભારે થઈ પડશે— એટલું તો સાફ કહી દઉં છુ."

કશા પણ જવાબની આશા ન રાખતાં કરુણામયી વાયુવેગે ઓરડાની બહાર ચાલી ગઈ. દેવબાબુએ દીકરી તરફ જોયું. જુએ છે તો મનોરમાનું માથું નીચું નમી ઠેઠ હારમોનિયમના પડદા પર ઝૂકી પડ્યું છે. દેવેન્દ્રબાબુ ખુરશી પરથી ઊઠી ધીમે ધીમે દીકરી નજીક ગયા અને પોતાનો હાથ તેના માથા પર મૂકી શાંત, ગંભીર સાદે બોલ્યા: "બિલકુલ ના બને, મનો ! આ વાત પર મને જરા ય ભરોસો નથી પડતો."

મનોરમા માથું એમ જ રહેવા દઈ અશ્રુરુદ્ધ સાદે બોલી: "ના, બાબા—"

તેને અટકાવી દેવબાબુ કુમળે, મમતાળુ સાદે બોલ્યા: "કંઈ કહેવાની જરૂર નથી, બેટા ! ખોટી રીતે વાંક કબૂલી લેવાની તારે કશી જરૂર નથી. કદાચ ખરેખર તેમ બન્યું હશે, તો પણ જેમાં જામિનીને માનભંગ જેવું લાગ્યું છે, તે તેં જાણી જોઈને તો નથી જ કર્યું, એવી મારી પાકી શ્રદ્ધા છે, ને તે કશાથી ય નહિ ચળે."

મનોરમાની આંખોમાંથી દડ દડ આંસુ ટપકવા લાગ્યાં. દેવેન્દ્રબાબુ પ્રસન્ન વદને ઊભા રહી તેના ભર કેશરાશિ પર હાથ ફેરવવા લાગ્યા.

*

## ઈંતેજારી

# ૧૭

"વહુ બેટા, વહુ બેટા, ખબર સાંભળી?"

રમા દેવઓરડીમાં પૂજાની તૈયારી કરતી હતી. મોં ફેરવી તેણે પૂછ્યું: "શી ખબર, બાબા?"

ઘોષાલ મહાશય જરાક કરડાકીભર્યા સાદે બોલ્યા: "ક્ષેત્રનાથ બાબુજી પધારે છે."

ઉત્સુકતાભર્યા સ્વરે રમા બોલી: "આવે છે?"

મોઢું ભારેખમ્મ બનાવી દઈ ઘોષાલડોસા બોલ્યા: "હાં, હાં, પધારે છે! ઉનાળાની રજાઓ પડી કની!"

રમા પૂજાપાંતરીની તૈયારી પડતી મૂકી ઝટપટ બારણાંમાં આવી ઊભી અને આતુર કંઠે પૂછવા લાગી: "ક્યારે આવશે, બાબા?"

માથું ધુણાવી જાણે બેદરકારીથી બોલતા હોય તેમ ડોસા બોલ્યા: "ક્યારે આવશે તે તો કેમ કરી જાણું, કહે! બાબુની જેવી મરજી, જેવી કૃપા!"

રમા ગુપચુપ ઊભી રહી. ડોસા જમણા હાથમાંના કાગળ પર એક વાર નજર ફેરવી બોલ્યા: "લખે છે, બેએક દિવસમાં આવી રહીશ. ને આ કાગળ લખ્યાને ય બે દહાડા તો થઇ ગયા લાગે છે. એટલે કદાચ આજે ય આવે, કદાચ કાલે ય આવે. ન પણ આવે વખતે."

રમા મૃદુ સ્વરે બોલી: "ના બાબા, આવશે તો ખરો."

મોઢું જરા બગાડી ડોસા બોલ્યાઃ "ઓહો! એ આવશે એટલે મારો તો રાયજગન પાર પડી જવાનો! આવવું હોય તો આવે, ને ન આવવું હોય તો ન આવે! હું થોડો જ કંઇ એની વાટ જોતો તાકીને બેઠો છું તે?"

ડોસાનો અવાજ જરા ભારે થઇ ગયો. જરા ખોંખારી મારી, ગળું સાફ કરી તે બોલ્યાઃ "એવી બધી ફિકરચિંતા હવે હું રાખતો જ નથી, વહુ બેટા! શા સારૂ રાખું? દુનિયામાં કોણ કોનું છે? આવવાનું એકલા, ને જવાનું ય એકલા! હવે મારો એ એકલવાયો રસ્તો જ કંઇ કરતાં સુધરે એ જ હું તો રાતદહાડો વિચારી રહ્યો છું. હે દામોદર! મહા પાપિયો છું, તારા ચરણોમાં બોલાવી લે, મારા પ્રભુ!"

અંતરના ગંભીર આવેગ વડે વૃદ્ધનો અવાજ ગુંગળાઈ ગયો. તે ઝટપટ બહાર ચાલ્યા ગયા. રમા ફરીથી દેવઓરડીમાં દાખલ થઇ પૂજામાં પરોવાઇ.

થોડી વારે ડોસા ફરી અંદર આવીને વહુને ઉદ્દેશી બોલ્યાઃ "ત્યારે વહુ દીકરા, હું એક વાર બજાર જઈ આવું તો કેમ?"

રમા બોલીઃ "આટલા મોડા હવે બજાર જશો? નાહવાધોવાનું, પૂજાસંધ્યા એ બધું કયારે થશે પછી?"

બંને હાથે માથું ખંજવાળતા પસવારતા ડોસા બોલ્યાઃ "અબઘડી થશે ને નહિ તો જરા મોડેથી થશે. બજાર ગયા વિણ કેમ ચાલશે? માની લે ને, કે છોકરો આવી જ પડયો; તો ખાશે શું? આપણું આ ધૂળ રાખ જેવું ખાવાનું—દાળ ને શાક, એવું એવું એને કંઈ ભાવવાનું છે?"

રમા બોલીઃ "તે એક દહાડો જે હોય તે ખાશે વળી!"

ડોસા બોલ્યાઃ "એક દહાડો તે શું, એક કોળિયો પણ એના મોંમાં પેસવાનો નથી. એને તું નથી ઓળખતી વહુ બેટા! સોનાજી મચ્છી, ને તાજી શાકતરકારી ના હોય તો એનાથી કોળિયો ય નથી ભરાતો. વધારામાં

વળી પાછા કલકત્તેથી બાબુજી બનીને પધારે છે. હવે કંઈ નથી તારો ખેતુખેતો—હવે તો છે ક્ષેત્રનાથબાબુ! સમજી?" બોલી ડોસા હોહોહોહો હસી ઊઠયા. રમા પણ નીચે મોઢે હળવું હળવું હસવા લાગી.

ઘોષાલ ડોસા બોલ્યા: "આપ ત્યારે, અંગુછો કયાં છે? જો ને, બેચાર પૈસાની સારી જેવી મચ્છી બટાટા ને પરવળ લેતો આવું છું."

રમા બોલી: "બટાટા ઘરમાં છે. ને જો કંટોળાં મળે—"

ડોસા બોલ્યા: "ભલે. ને એક સારું જોઇને તડબૂચ મળે તો લેતો આવીશ. ઠાકોરજીને ધરાવી શરબત બનાવી દઇશું, તે ઠીક પડશે. રોસ કે હાડીને કહેતો જઇશ તે બે લીલાં નારીએળ પાડીને આપી જશે. વૈશાખનો તાપ છે ભઇ! હું વારુ, મરવા લેતો આવું કે?"

જવાબની અપેક્ષાએ ડોસા વહુના મોં સામું જોઇ રહ્યા. રમા જરા ગંભીર સાદે બોલી: "ના, ના, એટલા બધા ઠાઠમાઠની જરૂર નથી. આ તાપતડકામાં એટલો બધો ભાર તમારાથી નહિ ઉંચકાય, બાબા!"

ફિક્કું હસીને ડોસા બોલ્યા: "ઉંચકાય નહિ, વહુ બેટા? એ શું બોલી? આજ સાઠ સાઠ વરસથી તો આ બધો ભારબોજો ખમતોઉંચકતો આવ્યો છું. જ્યાં સુધી શ્રીદામોદરનાં ચરણોમાં બધો ય બોજો ઠાલવવાનું ના બને, ત્યાં સુધી વેઠવો જ પડવાનો, વહુ બેટા!"

હળવો નિસાસો મૂકી ડોસાએ અંગુછો ખભે નાંખ્યો ને સપાટિયાં પહેર્યાં. તે પછી જવા માંડતાં અચાનક થંભી જઈ ઊભા રહ્યા. બોલ્યા: "જવા દો, જવા દો, તું કહેછ તે જ ઠીક છે, વહુ બેટા! એટલી બધી ધમાલધાંધલનું કંઇ કામ નથી! બહુ મોટો નવાબજાદો ખરો ને, તે એટલું બધું ધાંધલ! કોણ ને કયાંનો, ને શી વાત? પત્તો ય ના મળે! મારું ને માળાને બે ખાસડાં!"

મતલબ એ કે, આખર સરવાળે, ક્ષેત્રનાથને માથે ખાસડાંબાજીની

વાતો કરતા કરતા ડોસા બજારે ગયા, ને તે પછી રમા દેવઘરનાં બારણાં બંધ કરી રસોડામાં પેઠી.

ઘણી વારે ડોસા ઢગલોઢોર બજાર લઇ આવતાં રમા જરા ઠપકારતાં બોલી: "આ શું કર્યું બાબા! આ બધાનું તે શું કરવું છે?"

અંગુછા વડે કપાળ પરનો પસીનો લૂછતાં લૂછતાં હસીને ડોસા બોલ્યા: "તારા બાબાનું બોડકું. સારી સારી ચીજો નજરે પડી તે જતી કરવાનું મન જ ના થયું. જિંદગી બધી તે શું ફક્ત શાકભાત ખાઇ કાઢવાની? એક દહાડો જરા સોજાું સારું ખાઈએ વળી. છોકરાને ગલેલી કેટલી ભાવે છે તે નથી જાણતી? ઝાડે ચઢી તોડી ખાતો'તો. ચાર પૈસામાં ખાસ્સી આઠ ગલેલી મળી તે લેતો આવ્યો. ને આ તડબૂચ—"

અટકાવતાં રમા બોલી: "ધન છે બાપ તમને! પહેલાં આવે તો ખરો—!"

ડોસા બોલ્યા: "આવે શું, આવીને બેઠો જ સમજ! જો દશની ગાડીમાં આવે, તો તો અત્યારે ગાડીમાંથી ઊતર્યો ય હશે! તું જરા ઝપાટાભેર હાથ ચલાવી રાંધી નાખ, દીકરા! હું જરા બે બુડકી મારી આવી પાઠપૂજા પતાવી લઉં."

ને રોજ કરતાં આજે ડોસાની પૂજાપાંતરી પણ ઝપાટાભેર પતી ગઇ. પાઠપૂજામાં તેમનું મન જ ના ચોંટયું. ઇષ્ટ દેવનું ધ્યાન કરતાં કરતાં તે બેધ્યાન થઇ પડવા લાગ્યા. જપ કરતાં કરતાં પણ બહારથી સહેજ કંઈ અવાજ આવ્યો કે કાન ખડા થઈ જતા! પણ તે અવાજ નકામો માલમ પડતો, ત્યારે વળી ફરી આચમન કરી જપમાં મન ચોડતા. એમ ને એમ પાઠપૂજા પૂરાં કરી ડોસા બહાર આવ્યા ત્યારે બે પહોર વીતી ગયા હતા. રમા બોલી: "લ્યો, એ તો કાંઈ ન આવ્યો, બાબા!"

ડોસા મોટા દરવાજા ભણી જોતાં જોતાં જરા નિરાશાભર્યા સાદે બોલ્યા: "હા અલ્યા! પણ હજુ યે આવવાનો વખત તદ્દન નથી ગયો. આવી તડકી રણ વખતે દોઢ કોશ રસ્તો વટાવવાનું કંઇ સહેલું ન

હોય. ને ગાડી પણ મોડી હોય, વખતે."

રમાએ પૂછ્યું: "તમારું ભાણું પીરસું?"

ડોસા બોલ્યા: "શી એવડી ઉતાવળ છે? ઘરનું માણસ રસ્તો ખૂંદતુ આવે છે ને હું અધીરો થઈ જમી લઉં?"

ડોસા હુકકો બનાવી દીવાનખાને જઇ ગુડગુડ કરતા બેઠા.

થોડીક વારે રમાએ જઈ બૂમ મારી: "તમે જમવા ચાલો બાબા! એ તો કંઈ નહિ આવે."

વહુ તરફ લૂખી નજર નાંખી આકરે સાદે ડોસા બોલ્યા: "એ આવે, ના આવે તેમાં મારે શું! હું થોડા જ તેને સારુ બેસી રહ્યો છું! ઇહ! મોટો ભગવાનનો દીકરો ખરો ને મારા!"

રમા મૂગી મૂગી ઊભી રહી. ડોસા બોલ્યા: "ઊભી શું રહી છે રે? જા, ભાણું પીરસ! કેટલું મોડું થઇ ગયું, તે નથી દેખાતું!"

રમા ચાલી ગઈ. થોડી વારે ડોસા એક ઘેરો, લાંબો નિસાસો મૂકી ઝડપી ડગલે ઘરની અંદર ગયા. પણ જતાં જતાં પાછાં ફરી બે વાર બારણાં બહાર રસ્તા તરફ જોયા વિના તેમનાથી ન જ રહેવાયું.

જમ્યા કેડે ડોસાએ વહુને કહ્યું: "તું પણ તારું જમવા ખાવાનું આટોપી લે, વહુ દીકરા! હવે કંઇ એ આવવાનો નહિ. આવા કદા તડકામાં તે કોણ આવતું'તું વળી! આવે તો વળી કદાચ પાંચની ગાડીમાં આવે."

સાંજે રમા જોઇને નવાઈ પામી. ડોસા બે હાથમાં બે ડોલ લઈ ક્ષેત્રનાથના ફુલવેલાઓને પાણી પાતા હતા! બગીચાની આગલી ચમક હવે રહી નહોતી. વાડ કયારની ય ભાંગીતૂટી ગઇ હતી. ઘણાક છોડઝાડ સૂકાઇવિલાઇ ગયા હતા—ને રહ્યા હતા તે પણ લૂખા, નિર્જીવ, ઠુંઠા જેવા! ઘોષાલ ડોસા એ બધા નિષ્પ્રાણ ઝાડવેલાઓને સ્વહસ્તે પાણી પાઇ ઝટપટ સજીવન કરી નાંખવા કમ્મર બાંધીને લાગી પડયા હતા. સસરાજીની આ નવલી ખટપટ જોઈ રમાના અચંબાનો પાર ન રહ્યો. તેણે પૂછ્યું:

"આ શું કરો છો, બાબા ?"

ડોસા બોલ્યા: "ઝાડવેલા સુકાઇ જાય છે, તેને જરા પાણી પાઉંછ. છોકરાને ફુલવેલાનો કેટલો શોખ! આવીને આવા જોશે તો માળો રડી જ પડશે! જરા જરા પાઉં પાણી, આપણું ય તે પ્હો ફાટતાં રોજ ફુલ તો જોઇએ જ છે ના!"

ડોલમાંનું પાણી ગુલાબછોડને મથાડે ઢોળતાંરેડતાં ડોસા જરા મોટે ઘાંટે બોલ્યા: "એનેય જરા સમજાવું જોઇએ વહુ દીકરા, કે ડોસો એના જેવો સાવ નઠોર નથી."

રમા બોલી: "તે વાત તો એ બરાબર જાણે છે, બાબા!"

હસતાં હસતાં ડોસા બોલ્યા: "કપાળ સમજે છે! ને સમજે તો ય સાવ નાદાન બુદ્ધિ જ કે ની?"

જરા થંભી જઇ પછી બોલ્યા: "હવે અત્યારે તો ચોક્કસ આવશે, શું ધારેછ તું?"

રમા બોલી: "હા, કદાચ આવે—"

તેને અટકાવી ગુસ્સાભેર ડોસા બોલ્યા: "કદાચ આવે વળી શું! તમારો બૈરાંમાણસનો માળો સભાવ જ આવો કેવો, ખોડ રાખ્યા વિના કશી વાત જ ના કરવાનાં!"

ને પાંચની ગાડીમાં આવે તો સાત વાગે ઘેર આવી પહોંચે. જેમ જેમ સાંજ પડવા લાગી, તેમ તેમ ડોસા વધારે ને વધારે અકળાવા લાગ્યા. જરા વાર દીવાનખાનામાં બેસે, વળી પાછા ઊભા થઇ રસ્તા પર ખૂબ લાંબે સુધી આંટો મારી આવે. થોડે જઇ આવી વળી વિરક્તભાવે દીવાનખાનામાં આવીને બેસી પડે ને વચ્ચે વચ્ચે ઘેરા નિસાસા મૂકી દામોદરનું આવાહ્ન કરી, આવી માયાજંજાળમાંથી પોતાને મુક્ત કરવા માટે કાકલુદીઓ કરે!

સાંજના સાત, આઠ વાગી ગયા. ઘેરાં અંધારાં પથઘાટઝાડી ઘેરી

વળ્યાં. અંધારઘેર્યું સમગ્ર ગામ શાંત થઈ જવા આવ્યું. એ નિ:સ્તબ્ધતામાં દીવાનખાનાના ચોતરા પર અંધારામાં ડોસા એકલા બેઠા રહ્યા.

મહોલ્લાનો એક જુવાનડો રસ્તે થઇને ગાતો ગાતો જતો હતો—

આવ્યો આવ્યો કહી
શા માટે પીડે પ્રાણ તું મારા !
રડતાં રહેવા દઇ
નાસી જાયે ઓ ક્રૂર નઠોરા !

ઘોષાલ ડોસા જાણે સાસ થંભાવી કાન માંડી રહ્યા. ગીત વધુ સંભળાયું—

હોય તું જ્યાં લગી
આનંદથી પ્રાણ ઉભરાય મારા
પાય પડું, દઈ દર્શ
સજીવ કરો, દિલ મારા

ઓહ ! બધાં ય રડતાં મૂકીને ચાલ્યા જાય છે, આવ્યો આવ્યો કરી નથી આવતાં—ને સૌ કોઇ પાય પકડીને ધરી રાખવા ચાહે છે ! સંસારનું કેવું અટપટું રહસ્ય છે—ને કેવું દયામણું ! ઘોષાલડોસાની આંખો એ ઘેરા અંધારામાં પણ ઝીણી ઝીણી થઇ ગઇ—ભવાં ચઢયાં !

રાત્રે લગભગ નવ વાગ્યા, ત્યારે ડોસા હળવે હળવે ઘરની અંદર ગયા અને કપડાં બદલી દેવઘરમાં પેઠા.

દેવઘરમાંથી તેઓ બહાર નીકળ્યા એટલે રમા બોલી: “આજે તો ના આવ્યો, બાબા !”

આ આટલા વાક્ય પર ડોસાની ગુંગળાતી વ્યાકુળતા એક ક્ષણમાં તીવ્ર ગુસ્સાનું રૂપ ધારણ કરી રેલાઈ પડી. તડુકીને બોલ્યા: “હાં ! આવ્યો, નાવ્યો ! કોણે કહેલું જે આવશે ? મારે ને તેને નાતો શો વારુ, તે બોલ ને ! એક આ ઉછેરીપાછેરી જરા મોટો કર્યો, તેટલો ! તેના આવ્યા ના આવ્યામાં મારા બાપનું શું લુંટાઇ જવાનું હતું ? એ આવીને મારે માટે

સરગનિસરણી મૂકી આપવાનોછ શું જે ?"

સસરાજીનો ગુસ્સો જોઈ રમા વધુ કશું બોલી ના શકી. ડોસા જરા વાર થંભી રહી, હૈયામાંથી ઊંચે ચઢતો નિસાસો જોરાવરીથી છાતીમાં જ દબાવી દેતા બોલ્યા: "હે પ્રભુ, દામોદર! આ બધાં હરામીઓના હરામીવેડામાંથી મારો છૂટકારો કર, મારા વહાલા!"

ડોસા ઝડપી પગલે પોતાને ઓરડે જઈ અંધારામાં જ સૂઈ પડયા. રમાને હિંમત ના થઈ, કે તેમને જમવા બોલાવે.

ડોસા સૂતા તો ખરા, પણ ઊંઘી ન શકયા. રાત્રે સાડા નવે એક ગાડી આવતી હતી. એ ગાડીમાં બેતુ આવવાનો કશો ય સંભવ નહોતો તે છતાં ડોસા કાન માંડી જ રહ્યા. વખતે કોઈ દરવાજે ઠોકતુંઠેલતું સંભળાય!

મોડી રાત્રે દરવાજો એક વાર ખખડાતો સંભળાયો. ઘોષાલ ડોસા ઝપાઝપ ઊઠીને બેઠા થઈ ગયા અને આકળા આકળા બહાર આવી બૂમ મારી: "વહુ દીકરા, વહુ બેટા!"

રમાની આંખોમાં ય ઊંઘ નહોતી. તેણે પોતાની ઓરડીમાંથી જ જવાબ દીધો: "કેમ, બાબા!"

"કોઈકે બારણાં ખખડાવ્યાં ના ?"

"એ તો બિલાડી બારીમાંથી કૂદી બહાર ગઈ!"

ઘોષાલડોસાએ હતાશભાવે દીર્ઘ નિસાસો મૂકયો. પછી જરા રોષયુક્ત સાદે બોલ્યા: "તું હજુ સુધી ઊંઘી નથી, ખરું ને! પડી પડી પેલા અભાગિયાના વિચાર કર્યા કરે છે!"

વિચારફિકર કરનાર પોતે એકલી નહોતી એ જાણવા છતાં રમા કશું બોલી નહિ. ઘોષાલડોસા ક્ષુબ્ધ સ્વરે બોલ્યા: "હા! તમારે બધાંએ મળીને મને ઝાળ લગાડવી છે! એને ખાતર તારે આટલો ઉધામો શાને જોઈએ વારુ, કહે જોઉં! એ તે કયો સગલો છે, કે તેને સારુ વળી ખાવા ઉંઘવાનું ય છૂટે! ચાલ, જાગતી ના, હવે. સૂઈ જા—ઊંઘી જા!!'

વહુને ઊંઘવાનો ઉપદેશ દઈ ડોસા પોતાની ઓરડીમાં પેઠા, પણ પંડે ઊંઘી ના શક્યા. ઊંઘવા ખાતર જોરજબરાઈથી આંખો મીંચી રાખી, પણ ઊંઘ આવી નહિ, અને ઊલટી આંખો બળવા લાગી–જાણે કાંકરી પડી હોય તેમ. ડોસા આકળાબેબાકળા બની ગયા. તેઓ બેતુ પર ખીજાયા, વહુ પર ખીજાયા! છેવટે પંડ પર પણ ખૂબ ખીજાઈ ચીડાઈ ઊઠયા. છટ છટ–આટલી ઉંમરે–જીવનને સંધ્યાટાણે પારકા છૈયા પર આટલો મોહ! કોણ એ ક્ષેત્રનાથ, એક ઉછાંછળો, ધાંધલિયો, માથાફરેલ છોકરો! એ છોકરો મારા જેવા પીઢ, પ્રવીણ ડોસાને આમ નચાવે? કહ્યું ન માની, વડીલનો બોલ ઠેલીઠેલી ચાલ્યો ગયો છે–તેવા છોકરા માટે પોતે આકુળ-વ્યાકુળ બની ઊંઘ ગુમાવી ઉજાગરો વેઠે છે! છિઃ છિઃ લોક જાણે તો શું કહે? ને બેતુ ય જાણે તો કેવી ઠેકડી હસી ઉડાવે!

ઘોષાલ ડોસા મનને મક્કમ બનાવી દઢ પ્રતિજ્ઞા કરવા લાગ્યાઃ ના, બેતુના વિચારોને મનના એક ખૂણામાં ય ઠામ નહિ દઉં! જે મને આવી ઉમ્મરે મોહગતિમાં હડસેલી, નિષ્ઠુરભાવે મમતાના શૂળ ભોંકી ભોંકી મારવા બેઠો છે, તેની સાથે હવે કશો સંબંધ નથી રાખવો, તેની સામે પાછું ફરી જોવું ય નથી!

પણ......પણ આવીશ લખીને તે ન કેમ આવ્યો? ત્યારે શું મારી ઠેકડી કરવા માટે તો આવીશ એવું ન લખ્યું હોય! એટલો હયાસૂનો બની શકે ખરો? કંઈ માંદોબાંદો તો ન પડયો હોય, રસ્તામાં કંઇ આફતમુસી-બતમાં તો ના પડયો હોય? તેમ જ હોય, તો?

ડોસા બંને હાથે છાતી દાબતા, વ્યાકુળ કંઠે બોલી ઊઠયાઃ "દામો-દર! છેલ્લા દહાડાઓમાં પણ કરમકઠણાઈ–આ જંજાળયાતનાનો છેડો નહિ આવે, મારા નાથ?"

દડ દડ ટપકતાં આંસુ વડે ડોસાનો ઉપરણો ભીંજાવા લાગ્યો.

★

## ઘરડાનો ગુસ્સો

# ૧૮

સવારે ડોસા દીવાનખાનામાં બેઠા બેઠા હુક્કો પીતા હતા. ખરેખર હુક્કો પીતા હતા, એમ તો કહેવાય પણ નહિ. ડાબા હાથમાં હુક્કો પકડેલો હતો, પણ તેમાં દમ કંઇ ખાસ મારતા નહોતા. કોલસામાં રાખોડી ઝાંખી પવને પવને ઊડતી જતી હતી. સામે બકુલવૃક્ષની ડાળી પર બેસી એક કબૂતર ઊંચે સાદે ચાચિયારી પાડતું હતું અને દૂર દૂર ગામના અંતરિયાળેથી કોઈ કબૂતર તેને સામા જવાબ દેતું હતું. મંદ પવન વડે બકુલવૃક્ષનાં પાંદડાં કંપી-ધ્રૂજી રહ્યા હતા ને વચ્ચે વચ્ચે બેચાર ફૂલ ટપ ટપ ધરતી પર પડતાં હતાં. નજીકમાં જ ગાય ઊભી ઊભી વાછરડાનું ડીલ ચાટતી હતી, ને વાછરડું માડીના ડીલ પર માથું નાંખી રાખી. બીડાયલે નેત્રે માના મીઠા મમતાળુ સ્પર્શનું સુખ માણી રહ્યું હતું. રસ્તાકાંઠે એક કૂતરું આગલા પગમાં માથું ઘાલી પડી રહ્યું હતું અને ગાળે ગાળે મોં ઊંચું કરી ડીલ પર બેઠેલી માખીઓને નસાડવાકરડવાનો ચાળો કરતું હતું. મખિયારું ઊડીને નાસી જતાં, કૂતરું ફરી પાછું માથું નીચું ઘાલી નિદ્રાસુખ માણવાની તજવીજમાં પડતું હતું.

પણ આમાંનું કશું ધોપાલ ડોસાને દેખાતુંસંભળાતું ન હતું. તે તો દૂર, દૂર, રસ્તા પર નજર ઠેરવી શાંત, સ્થિર, નિસ્પંદભાવે બેસી રહ્યા હતા. ઘણીક વારે કોઇ કોઇ વાર વળી હુકાનો દમ મારતા હતા, પણ તે દમ મારવાથી ધુમાડો બહાર નીકળ્યો કે નહિ, તેનું જરા ય ધ્યાન

ન રાખતાં ફરીથી સૂના રસ્તા તરફ નજર નાંખતા હતા.

એવે સમયે નિતાઈ પાસે આવી તેમને વંદન કર્યું, અને તાડછાની ચટાઇ તાણી લઇ તે ચોતરાની નીચેથી જ બેઠો. ઘોષાલ ડોસાએ એક વાર તેની સામે જોયું ને પછી હુક્કાનો દમ માર્યો. ધુમાડો નીકળતો નથી જોઈ નિતાઈ હાથ લંબાવતો બોલ્યો: "ચલમ લાવો બાબા, દેવતા ફુંકી આપું."

ઘોષાલ દાદાએ ચલમ નિતાઇના હાથમાં આપી હુકો બાજુએ મૂકી દીધો. નિતાઇએ ચલમને બે હાથે પકડીને હલાવી ધુણાવી તો માલમ પડયું કે ચલમમાં દેવતા નામે નથી, એટલે ચલમ બાજુએ મૂકી દઈ તેણે નમ્રતાથી પૂછયું: "બાબા ઠાકુર! કંઈ વિચારવિમાસણમાં લાગો છો! છે તો બધી વાતે સારાંવાનાં ને?"

ઉદાસ ભાવે ડોસા બોલ્યા: "ખોટાં વાનાં ય શા છે?"

નિતાઈ કશું વધુ ન બોલ્યો. થોડી વારે ડોસાએ પૂછયું: "શું કામ પડેલું નિતાઇ?"

નિતાઇ હાથેહાથ ઘસતો બોલ્યો: "મોટી મુસીબતમાં આવી પડયો છું, બાબા ઠાકુર! છોકરો પટકાયો છે."

"શી બીમારી છે?"

"એક તો તાવ છે, ને સાથે વળી છાતીમાં કફ થયો છે. હરીશ દાક્તર કહી ગયો, કે બરાબર ઇલાજ નહિ થાય તો—"

તેને અટકાવી જરા ખીજવાટથી ઘોષાલ ડોસા બોલ્યા: "તેથી મને ઇલાજ કરવાને બોલાવવા આવ્યોછ, ખરું ને?"

બીતેડરતે અવાજે નિતાઇ બોલ્યો: "જી—જી, જરા કંઇ દશેક રૂપિયા આપો દાદા, તો છોકરું બચે મારું."

ઘોઘરે સાદે ડોસા બોલ્યા: "તારું છોકરું બચે કે ન બચે, તેમાં મારે શું? મારે તેટલા ખાતર પૈસા શાને દેવા ભઇ?"

નિતાઇ અચરજભરી નજરે થોડી વાર ડોસાના મોં સામું ટગર ટગર જોઇ જ રહ્યો. પછી નમ્ર ભાવે બોલ્યો: “આપ તો અમારા મા-બાપ કહેવાઓ.”

મોં કટાણું કરી ડોસા બોલ્યા: “હા, ને તેથી વાત વાતમાં ઘરનું નાણું કાઢી કાઢીને તમને આપ્યા જવાનું! કેમ કંઇ એવું ગુલામીખત મેં તમને લખી આપેલું છે શું?”

ધ્રૂજતે થથરતે સાદે નિતાઈ બોલ્યો: “જી, બાબાઠાકુર......”

તડૂકીને ‘બાબાઠાકુર’ બોલ્યા: “એક રાતી પૈ આપવાનો નથી. શા સારુ આપું? કયો તું મારો સાત પેઢીનો સગો લાગેછ વારુ?”

નિતાઈ ઘોષાલ ડોસાની આજની બોલાચાલી હાવભાવ જોઇ અચંબામાં ગરકાવ થઈ ગયો! આગળ કશું બોલવાની હિંમત જ તેને ના થઇ. ચુપચુપ નીચી મૂડીએ બેઠો જ રહ્યો. ડોસાએ ગંભીર સાદે પૂછ્યું: “તારી કને કેટલું લેણું ચઢયું છે કહે, જોઉં!”

નિતાઈ બોલ્યો: “સાડાતેર રૂપિયા.”

ડોસાએ કહ્યું: “હા, ને વ્યાજ? આજે આખા વરસમાં એક દોઢિયું વ્યાજનું દીધું છ કે તેં?”

નિતાઈ બોલ્યો: “કયાંથી દઉં, બાબા ઠાકુર, જાણો જ છો આપ, મુઠ્ઠીભર ધાન પણ ખળાંમાંથી ઘરે નથી આવ્યું!”

ગુસ્સેથી ચીચિયારતા ડોસા બોલ્યા: “તારે ઘરે ધાન આવ્યું ના આવ્યું, તેમાં મારે શું? મેં તો રૂપિયા દીધા છે, ને રૂપિયા લેવાનો! આપવાનો છે કે નહિ, બોલી દે.”

નિતાઇ હાથ જોડી રડતો રડતો બોલ્યો: “ના કેમ દઉં બાબા ઠાકુર, આપનો એક પૈસો ય ખોટો નથી કરવાનો! પણ મારા સમ બાબા ઠાકુર, આજે દશ રૂપિયા તો આપો જ આપો, નહિ તો મારો દાસુ નહિ બચે, દાદા!”

નિતાઇએ ધોતિયાના છેડા વડે આંખો લૂછી. ડોસા ઊઠીને એકદમ ઊભા થઇ ગયા. ગુસ્સાથી થરથર ધ્રૂજતે સાદે બોલ્યા: "કોણ બચે ને કોણ મરે તે જોવાજાણવાની મારે જરૂર નથી. એક મહિનાની અંદર મને મુદ્દલ ને વ્યાજ બધું નાણું જોઇએ. નહિ તો હું ફરિયાદ દાખલ કરી દઇશ ને ઘરબાર, ઢોરઢાંખર બધું હરાજ કરી વસૂલાત કરીશ. મારું નામ રામતારણ ઘોષાલ છે; હું કોઇના સમસોગંદ માનતો નથી. મારે તો રૂપિયા જોઇએ. બધા હરામખોર મળ્યા છો, પણ હું ય હવે કોઈને છોડવા–જતા કરવાનો નથી ને જંપવાનો નથી!"

એમ ચીચિયારતા ચીચિયારતા ડોસા ધ્રૂજતે પગલે ઘરની અંદર ચાલ્યા ગયા. નિતાઈ અત્યંત વિષાદપૂર્ણ ચિત્તે ઘેર ગયો.

ડોસા અંદર જતાં રમાએ પૂછ્યું: "કોની સાથે આ બધી ધાંટાઘાંટ ચાલતી'તી બાબા?"

આગળ જેવે જ સાદે ચીચિયારતાં ડોસા બોલ્યા: "પેલો નિતાઇ પાલ! કહે છે, છોકરો માંદો છે, રૂપિયા આપો! કેમ, હું તે શું કંઇ રૂપિયાનું ઝાડબાડ છું, કે મેં શું કોઇને કંઇ ચોરખત લખી આપ્યાછ જે?"

રમા બોલી: "રોગ કંઇ ભારે છે, બાબા?"

ડોસા બોલ્યા: "ભારે ના હોય તો કોઈ કંઈ દેવું કરી દાકતર બોલાવે, કહે જોઉં?"

રમા બોલી: "ત્યારે થોડાક રૂપિયા આપ્યા હોત તો?"

ડોસા બોલ્યા: "રૂપિયા આપું? શાણે વારુ? કેમ, કંઇ મારી પાસે રૂપિયા રાખવા ઠામ નથી શું? કહેછ કે છોકરો મરી જશે! તેનો છોકરો મરેજીવે, મારે શું તેમાં? હું શું તેને બે હાથે પકડી રાખવાનો હતો? આ મારે મારો છૈયો ગયો, છૈયાનો છૈયો ગયો, લીલીછમ વાડી આખી ભાંગીને ભૂકો થઇ ગઈ! કોણે પકડી રાખી વારુ તે, બોલ જોઉં! એક રાતો સવાકો ય નહિ આપું! બધા માળા નિમકહરામ છે, વહુ બેટા,

હરામખોર નર્યા !"

"કોણ નિમકહરામ છે, દાદામશાઇ?"

ઘોષાલડોસાએ ચમકીને પાછું વાળી જોયું–તો મંદ મંદ હસતો ઊભો છે, ક્ષેત્રનાથ ! હરખથી ઉભરાતે સાદે ડોસાના મોંમાંથી બોલ નીકળી પડયો: "ખેતુ ? !"

ક્ષેત્રનાથ આગળ ધપી દાદાની ચરણરજ કપાળે અડાડીને હસતો હસતો બોલ્યો: "ના દાદા, ખેનિયો !"

ડોસાએ તેને સજ્જડ બાથમાં ભીડી લીધો.

જમી પરવાર્યા પછી ઉપરણો ખભે નાંખી ડોસાએ બહાર જવાની તૈયારી કરતાં રમાએ પૂછ્યું: "અરે, આવા કરડા તડકામાં જમીઊઠીને તરત જ ક્યાં જાઓ છો, બાબા ! લગાર આડા નથી પડવું ?"

જરા ખીજવાટથી ડોસા બોલ્યા: "હા, આડો પડું ! લોક મને આડો પડવા દે ખરા ને પાછા ! પોલ ફાટયો ના ફાટયો ત્યાં તો નિતિયો આવી કહી ગયો કે દીકરો માંદો છે ! જોઇ આવું જરા દવાદારુની શી તજવીજ કરી, તે. નહિ તો પોરિયો વગર મોતનો મરી જશે ! દીકરાના મોતનો ઘા કંઈ જેવો તેવો હોય, બેટા ? કદા દુશ્મનને ય ભગવાન એવો ઘા ન કરો !"

ડોસાનો અવાજ ઘાટો થઇ ગયો. રમાએ પાલવ વડે આંસુ લૂછયાં. ડોસા સપાટિયાં પગમાં ભેરવતાં ભેરવતાં બોલ્યા: "પણ મારાથી હવે આવું બધું નથી બનતું, વહુ બેટા ! કોઇનો છૈયો માંદો, તો કોઇને અનાજના વાખા, તો વળી કોઇના ઘરબાર હરાજ થવાં બેઠાંછ–એ બધું જોવા લાગી ઉમ્મર હતી ત્યારે તો બહુ યે ધ્યાન રાખ્યું. હવે આ ઉમ્મરે એવી બધી જફા તે બને ભઇ ? ને વારુ ગામમાં શું બીજા માણસ નથી ? મને તો થાય છે વહુ દીકરા કે એક વાર વૈકુંઠ ચાલ્યો જાઉં ને પછી જોઉં કે આ અભાગિયા લોકોની શી ગત થાય છે !"

બબડતા ફફડતા ડોસા ઘર બહાર નીકળ્યા. સવારે જેણે નિતાઇ પાલને એક દોઢિયું ન દેવાની પ્રતિજ્ઞા કરેલી, તેને આ કરડા બપોરી તડકામાં સામા મદદ કરવા ધાતા જોઈ રમાને જરાય નવાઈ ના લાગી. કેમકે હવે એ સસરાજીને બરાબર ઓળખી ગઇ હતી. મોઢે જેમ ફાવે તેમ ભલે બોલે, બીજાની આફત જોઈ તેનાથી કદી ઠરાતું નહિ. તે સિવાય વળી સવારે તેમના ગુસ્સાનું જે કંઇ આદિ કારણ હતું તે ક્ષેત્રનાથ આવ્યાથી સંપૂર્ણપણે દૂર થઇ ગયું હતું. તેથી સવારે પોતે ગુસ્સાના ભરમાં વિવેક-બુદ્ધિથી વિરૂદ્ધ જે અપકૃત્ય કર્યું હતું તેનું પ્રાયશ્ચિત્ત કરવા તેઓ અત્યારે તડકીરણ વખતે દોડયા હતા. રમા બરાબર જાણતી હતી કે નિતાઈપાલના દીકરાનો સારવાર સંભાળનો પાકો બંદોબસ્ત કર્યા વિના સસરાજી પાછા ફરનાર નથી, ને તે માટે દશને બદલે કદાચ વીસપચીસ રૂપિયા ખરચાઇ જશે, તો પણ પાછી પાની નહિ કરે. સસરાજીની બધી વાતોનો વિચાર કરતાં કરતાં રમાની આંખો સજળ બની. મનમાં ને મનમાં તે બોલી: હે ભગવાન ! હે દયાળુ ! આવા માણસનું છેક જ આમ નસંતાન કેમ વળ્યું હશે, પ્રભુ !

નિતાઈ પાલને ઘેર જઇ ડોસાએ પહેલપરથમ તો દર્દીની ભાળ લીધી. પછી નિતાઇને થોડીઘણી છોલાટી; ને તે પછી દાકતરને તેડું મોકલ્યું. દાકતરે આવી દવા આપી અને સારવારની બધી સૂચના આપી. ડોસાએ દાકતરની વીઝીટ ફી, દવાદામ વગેરે ચૂકવી દીધા પછી દર્દીની સારવારમાવજત બરાબર થાય તે માટે વારંવાર ટોકી ટોકીને સૂચના આપી, અને પછી નિતાઈના હાથમાં દસ રૂપિયા ગણી આપ્યા ને બહાર નીકળ્યા. પણ નીકળતાં નીકળતાં નિતાઇને પાછું યાદ દેવડાવતા ગયા કે મારી લેણી મુદ્દલ રકમ વ્યાજ સાથે સઘળી તાબડતોબ પાછી વાળી દેવાની છે, નહિ તો ફરિયાદ માંડી ઢોરઢાંખર, ઘરબાર જમીન હરાજ કરાવી લેણું વસૂલ કરતાં હું સહેજ પણ અચકાવાનો નથી !

ઘેર આવી ડોસાએ વહુને બૂમ મારી પૂછ્યું: "ખેતો ક્યાં ગયો,

વહુ બેટા ?"

રમાએ કહ્યું: "ઘણું કરી બહાર ભમવાભટકવા ઉપડયો લાગે છે."

ડોસા સપાટિયાં કાઢી ઉપરણો ખીંટીએ લટકાવતાં લટકાવતાં બોલ્યા: "આવે વખતે વળી કયાં ગયો ? પણ હેં, વહુ બેટા ! આ થોડાક મહિનામાં તો છેક જ ફેરવાઈ ગયો લાગે છે, નહિ ?"

રમા બોલી: "હા, જરા ફેરવાયો છે ખરો !"

મોટે ઘાંટે ડોસા બોલ્યા: "જરાક કેમ ? ઘણો જ બદલાઇ ગયો છે. મને તો જાણે થાય છે કે આ જાણે પહેલાંનો એતો જ ના હોય—વાતચીત, ચાલચલણ બધું જ પલટાઈ ગયું છે ! ને ના કેમ પલટાય ? તે થાનક જ કેવું ! તેથીસ્તો પેલી કહેવતવાળી વાત છે ના, કે શહેર તે શહેર, ને ગામડું તે ગામડું !"

રમાએ કશો જવાબ ન દીધો. ડોસા હોકોચલમ લઇ તૈયાર કરતાં બોલ્યા: "રજા દોઢ મહિનાની છે ને ?"

રમા બોલી: "હા, પણ પંદરેક દહાડા રહીને ચાલ્યા જવાનું કહેતો'તો !"

અતિ અચંબો પામતાં ડોસાએ પૂછયું: "ચાલ્યો જશે ? કેમ ?"

રમાએ કહ્યું: "કહેતો'તો, કે નહિ જાઉં તો ભણવાનું બગડે !"

છણકો કરતાં ડોસા બોલ્યા: "મોટો પંડિત જોયો ના હોય તો ! ભણેછ તો બધી દુનિયા ! પણ વહુ બેટા, તારો ક્ષેત્રનાથબાબુ તો હવે મોટો ભણીગણીને જજબાલીસ્ટર થવાનો. હવે તને ફિકરચિંતા શી છે ? પણ આ ડોસાના નસીબમાં એ બધું જોવાનું નથી લખેલું...ને જોઈને કામ પણ શું છે ? હું તો હવે આ સીધે સરવાળે ચાલ્યો જાઉં તો ગંગા નાહ્યો !"

ડોસા આમ બોલી ગંભીર ભાવે હોકો તૈયાર કરવા લાગ્યા અને કોલસો સળગાવી ચલમ પર મૂકી ચોતરા પર જઈને બેઠા. તે પછી વહુને ઉદ્દેશી કહેવા લાગ્યા: "સાંભળ્યું વહુ બેટા ? આ છોકરો માળો સમજેછ કે ડોસો સાવ મૂરખ છે. પણ કોણ બબૂચક ને કોણ ચાલાક છે તે પણ હું એને એકવાર બતાવી આપવાનો, જોજે ને !

★

## ચાંદલા

# ૧૯

ને ખરેખર ક્ષેત્રનાથ ખૂબ જ બદલાઈ ગયો હતો. જે ક્ષુલ્લક બામણહાટી ગામને તે સાવ નપાટ ગણતો હતો, તે બામણહાટી ગામ, પાંચ મહિનાના કલકત્તાવાસ પછી ફરતાં, ખાડા ટેકરા ને મોરી ઝાડવાંથી ભરપૂર ગલીચ ગામડું લાગવાને બદલે તેને જાણે કોઇ અભૂતપૂર્વ સૌંદર્યના ભંડારરૂપ લાગી, તેની આનંદચકિત નજરને ઠારી રહ્યું ને તેથી તે મુગ્ધ બન્યા વિના ના રહ્યો. આ નમાલા ગામનાં રસ્તા, કેડી, ઘાટ, વૃક્ષો વગેરે માર્દવમાધુર્યથી ઉભરાતાં દેખાયાં, પ્રત્યેક માણુસ રહેવાસીમાં પણ કંઈ અપૂર્વ આકર્ષણ પ્રગટ થયેલું ભાસ્યું, અને તે વડે તેને અચંબો જ ન થયો, રોમાંચ પણ થયા. તેને મનમાં થયું—દુનિયામાં જે કંઈ સુખ, આનંદ, માધુર્ય હોય તે બધું જાણે આ ગામમાં જ ભર્યુંપૂર્યું છે. એને બાદ કરી દેતાં જીવનનાં સકળ સુખ ઊણાં અધૂરાં બની જાય. જેમ જેમ ક્ષેત્રનાથ આ ભાવકલ્પનાને વાગોળવા લાગ્યો, તેમ તેમ તેને પોતાના આગલાં ગેરવાજબી વર્તન માટે મનમાં ને મનમાં જ લાજ લાગવા લાગી.

ક્ષેત્રનાથની બધી ઉચ્છૃંખલતા, બધું ય દુંપદ—બધી આપવડાઇ ઓગળી ગઇ ને તે ડાહ્યોડમરો, શાંત, શિષ્ટ, જુવાન બની ગયો!

ક્ષેત્રનાથ દિવસભર આ ઘેરથી તે ઘેર ભટકયો. બધાની ખબરઅંતર પૂછી, સૌને પોતાની હકીકત જણાવી. એ રીતે ભમીભટકી નમતે પહોર માસીબાને ઘેર જઇ પડયો. માસીબા તે વેળા ઘીનો દીવો કરવાની ખટપટમાં

હતાં. ક્ષેત્રનાથે જઇ તેમને પ્રણામ કર્યા, અને ચરણરજ લીધી. માસીબાએ નિમિને દીવો કરવા સૂચના આપી અને પોતે ખેતુ સાથે વાતો કરવા બેઠાં. નિમિએ દીવો કરી આચકા લીધા અને અંદર બેસી સોપારી કાતરવા લાગી.

ખેતુએ માસીબાને કલકત્તાની ઘણી ઘણી વાતો સંભળાવી. પોતાની વ્રજસુંદરી માસીને ત્યાં રહ્યાની વાત, કાકીમાની વાત, પોતાના નવભણતરની હકીકત, મનોરમાની હકીકત—બધું કંઈ પણ બાદ રાખ્યા સિવાય કહ્યું. મનોરમાની પ્રશંસા કાને પડતાં નિમિની આંખો ઝીણી ઝીણી થઈ ગઈ—ભવાં ચઢયાં, અને સોપારી કાતરવાનું બંધ કરી તે ગુપચુપ બેસી રહી.

માએ બૂમ મારી: "અરે નિમિ! અંદર બેઠી બેઠી શું કરે છે? એકાદું પાનબાન તો બનાવી આણ!"

નિમિએ પાન બનાવી ડબ્બીના ઢાંકણામાં મૂકી લાવી ક્ષેત્રનાથની સામે ધર્યું. ક્ષેત્રનાથે તેના તરફ જોઇ પૂછયું: "કેમ છે, નિમિ?"

બીજી તરફ મોં રાખી નિમિએ ટૂંકો જવાબ દીધો: "સારું છે."

ક્ષેત્રનાથે પાનપટ્ટી મોંમાં નાંખી કહ્યું: "ઓહો, તું તો સાવ ડાહી-ડમરી બની ગઈ લાગે છે!"

નિમિએ કશો જવાબ ના દીધો. ક્ષેત્રનાથ પાન ચાવતાં ચાવતાં અચાનક મોં કટાણું કરી બોલી ઊઠયો: "એંહ! તેં આ તે કેવુંક પાન બનાવ્યું છે! તીખું ને વળી કડવું ય તેટલું! આવી મોટી લડધી થઇને હજુ પાન બનાવતાં ના શીખી?"

નિમિ ગુપચુપ અંદર ગઇ અને લાવીને કાથો આપ્યો. ક્ષેત્રનાથે જરાક કાથો મોંમાં મૂકતાં કહ્યું: "અરે, કલકત્તામાં તારા જેવડી છોકરી જોઈ હોય તો આંખ જાણે અંજાઇમીંચાઈ જાય! કેવાં કેવાં સરસ કામ કરે!"

નિમિ કશું બોલી નહિ. ક્ષેત્રનાથ બોલ્યો: "મૂગી થઇ ગઇછ કે શું ?"

નિમિની મા પણ બોલી: "ખરે જ નિમિ ! આજે કેમ કંઇ બોલતી નથી ? નહિ તો રોજ ખેતુદાદા ક્યારે આવશે પૂછી પૂછી દમ કાઢી નાખતી હતી !"

જરા હસી ક્ષેત્રનાથ બોલ્યો: "એમ કે ? ખરેખર ?"

નિમિની મા બોલી: "અરે રોજ એની એ વાત, ભૈ શા માટે કલકત્તે ગયા, ક્યારે આવશે, કેમ છે, શું કરે છે—રોજ બે વાર મારે એ બધી વાતના ખુલાસા દેવા પડે."

માના વદન પ્રત્યે એક રોષભરી તીરછી નજર નાંખી નિમિ ઝટપટ અંદર ચાલી ગઈ.

ક્ષેત્રનાથે પૂછ્યું: "એના લગનનું પછી કંઇ ગોઠવાયું, માસીબા ?"

માસીબા બોલ્યા: "કશુંય નથી થયું ભૈ. ક્યાં ને કેવી રીતે કરવું, બોલ ?"

ક્ષેત્રનાથ વિચારમાં પડી જઇ બોલ્યો: "તેરતો. હવે બહુ મોટી થઈ ગઇ !"

માસીબાએ કશું ન બોલતાં નિસાસો મૂકયો. ક્ષેત્રનાથ બોલ્યો: "જરા રૂડીરૂપાળી હોત તો પણ સહેલાઇથી રસ્તો થાત. મારા મનમાં હતું, કે કલકત્તામાં કંઇ તજવીજ કરીશ, પણ બાપ રે ! ત્યાં તો છોકરી નામે પરી જેવી અને વળી સાથે ત્રણચાર હજાર રૂપિયા ! અહીં આ બાજુ કંઈ ભાળ કાઢીને દેવી પડવાની."

માસીબા કશું ન બોલ્યા. ક્ષેત્રનાથ બોલ્યો: "તે ગમે તેમ, માસીબા ! પણ હવે ઢીલ મા કરો. ખટપટ કરવા માંડો."

માસીબા નિરાશાભરપૂર સાદે બોલ્યાં: "જેવી વિધાતાની ઇચ્છા ! તે જોગ બેસાડે ત્યારે બને !"

તે પછી ક્ષેત્રનાથ થોડી બીજીત્રીજી વાતો કરી ઊઠી ગયો. તે ગયો

પછી નિમિ અંદરથી બહાર આવી અને ખીજવાટભર્યે સાદે માને કહેવા લાગી: "પેલા આપણા પૈસા પાછા આપી ગયા કે?"

દીકરીના મોં સામું જોઇ ગુંગળાતે સ્વરે મા બોલી: "તારાથી તો તોબા નિમિ, ભૈ ! તું ય ઘા પર મીઠું ભરે તેવી છો તો !"

નિમિની માએ જે સૂક્ષ્મ આશાતાંતણા પર આટલા દિવસ સુધી આધાર રાખેલો, તે આશાતાંતણો ક્ષેત્રનાથની આજની વાતોથી તૂટી ગયો! ને હવે તેને શોધ્યે પણ કશો આરો ન દેખાયો. વિચાર કરવાની, નજર પહોંચાડવાની તેની તાકાત પણ જાણે ઓગળી ગઇ !

પણ ક્ષેત્રનાથ સાવ નચિંત નહોતો બન્યો; તેણે બીજી બધી વાતો ભેળી નિમિની વાત પણ ફોઇબાને કરી અને પોતે નિમિના વિવાહ બાબતમાં ફિકરમાં પડયો છે એવો ભાવ પણ દર્શાવ્યો. તે સાંભળી રમાને પણ વિમાસણ થઇ.

રમાએ વાત સસરાજીને જણાવી. ડોસા તે સાંભળી બોલ્યા: "તે એ પોરિયાને નિમિ માટે એટલી માથાદુ:ખણ શી વળી ?"

રમા બોલી: "નિમિની મા એને બહુ લાડ લડાવે છે ના, તેથી ! ને એતુને પણ છોકરી પર ઘણું હેત છે."

ડોસા જરી વિચાર કરી બોલ્યા: "લગનનું બજાર આજકાલ એવું સસ્તું નથી વહુ બેટા ! પણ જો તારે જ સાસુવેડા કરવા માટે આણવી હોય તો સોંઘામાં બની જાય ખરું."

રમા જરા હસીને બોલી: "તેમાં ય શી હરકત છે તે ?"

ડોસા હસતાં હસતાં બોલ્યા: "હરકતમાં તારા બાપુજી આ ડોસાને ધડ પર ડોકું ય ના ટકવા દે એ, બીજું શું ?"

તે દિવસે બપોર પછી ડોસા ખાતેદારો પાસે ઉઘરાણી કરી પાછા ફરતાં ફરતાં નિમિના ઘરમાં પેઠા અને દાખલ થતાં થતાં બોલ્યા: "નિમિ, ઓ અલી નિમાઇમણિ !"

નિમિની મા તે વખતે ઘરના ઉંબરિયામાં બેસી જનોઇના દોરા બનાવતી હતી. નિમિ સૂતરને આમળા દઇ આપી તેને મદદ કરતી હતી. ડોસાજીનો અવાજ સંભળાતાં નિમિની મા ઝટપટ ઘૂમટો ખેંચી ઊભી થઈ ગઇ. નિમિ બોલી: "કોણ, દાદાજી? આવો આવો!"

ડોસા બોલ્યા: "નસીબ મારું કે આવવાનું બોલ્યાં બહેનબા! નહિ તો હું તો પહોંચી જ ગયો'તો!"

નિમિ હસીને બોલી: "પહોંચી જાય ને અલાબલા! પહોંચી શાના જાઓ, દાદાજી? જનમેજનમ આવ્યા જ કરવાનું."

ડોસા હસતાં હસતાં જવાબ દેવા લાગ્યા: "શા ભોગ લાગ્યા બહેન મારી! આ એક જ જન્મારો મને બસ થઇ ગયો. પહોંચ્યા! આવી જ રીતે જો જન્મોજન્મ આવવાનું હોય તો—ના, ના મારાં નિમાઇમણિબહેન! આપણી તો લગારે મરજી નથી."

નિમિ બોલી: "ભલે ને ના હોય...તમારી મરજી! અમે કેમ છોડવાનાં હતા?"

એટલી વારમાં નિમિની માએ કામળનું આસનિયું બિછાવી દીધું હતું. ડોસા તેના પર ગોઠવાયા અને ગંભીર ભાવે બોલ્યા: "ભલે ભલે, આવવા દે ને એ દહાડો—કેમ નથી છોડતી તે બતાવી આપીશ હું જ! તમે બધાં પાસે ખડા રહી હાય, હાય કરતા કૂટશોરડશો, ને હસતો હસતો તમને અંગુઠાથી ઠીંગો કરી નાસી જઇશ!"

બોલી તેઓ જરા હસ્યા, પણ એ હાસ્યમાં પ્રસન્નતાને સ્થાને વિષાદની ઘેરી છાયા જ પ્રગટી ઊઠી. નિમિ જરા સરકીને પાસે આવી અને થંભો પકડીને ઊભી રહી અને પછી પૂછવા લાગી: "હં વારુ, કહો હવે કેમ, પધારવું થયું?"

ડોસા મલકીને બોલ્યા: "બહુ જ ફક્કડ કારણે પધાર્યો છું. લગન કરવા આવ્યો છું."

નિમિ બોલી: "બસ્સ! એકદમ લગન!"

હસીને ડોસા બોલ્યાઃ "હા, હા, નાતરું નહિ, વિવાહ નહિ એકદમ બસ લગન! તને ય તે વર નથી સાંપડતો, ને મને ય હવે આ ઉંમરે કોઇ કપાળમાં ઠોકે તેમ નથી. એટલે તારો ને મારો ઠીક મેળ મળશે. બોલ હવે તારો વિચાર થાય છે કે નહિ, કહે તો!"

નિમિ હસીને બોલીઃ "તૈયાર છું."

ડોસા થોડે જ છેટે ઊભેલી નિમિની મા તરફ જોઇ બોલ્યાઃ "ને તું શું કહેછ વહુ બેટા?"

નિમિની માએ ઘૂમટાની ભીતરથી મંદ મંદ હસતાં સંમતિસૂચક ડોકું ધુણાવ્યું. એટલે ડોસા નિમિ તરફ પ્રફુલ્લ સાદે બોલ્યાઃ "બસ ત્યારે, હવે બાકી શું રહ્યું? ચાલ મારી સામે બેસી જા, જોઉં?"

નિમિ હસતી હસતી સામે બેસી ગઈ. ડોસા નિમિની માને સંબોધન કરી બોલ્યાઃ "કેમ વારુ વહુ બેટા! ઊભાં કેમ રહ્યાં, હેં? થોડું દરભ ઘાસ, ચોખા, કંકુ લાવો ને! ખરી છે મારી બાઇ! આવી મોટી હેડંબા જેવી લડવી સંઘરી રાખી છે, તો ય જરા ઝડપવેગ પણ છે કંઈ?"

નિમિની મા ગમ્મત જોવાને દરભ ઘાસ અને ચોખા વગેરે લઇ આવી. ડોસાએ દરભ, ચોખા હાથમાં લઇ નિમિ તરફ જોઈ હસીને કહ્યુંઃ "પણ જરા વિચાર કરી જો નિમિ! આ ડોસો પસંદ પડશે તને?"

નિમિ ડોકી ધુણાવી મોટે ઘાંટે બોલીઃ "ખૂઊઊઊબ!"

ડોસા બોલ્યાઃ "કેમ ના પડે? માત્ર આ વાળ થોડા ધોળા થયા છે, ને બેચાર આગલા દાંત પડી ગયા છે! તે સિવાય નાપસંદ પડવા જેવું છે ય શું? ને છતાં છેવટે ના જ પસંદ પડયો તો પેલો બેતો પોરિયો છેસ્તો–તેની સાથે અદલોબદલો કરી નાંખ્યો એટલે ચાલ્યું! શુભસ્ય શિઘ્રં! જય દુર્ગા માતા! બુધે બાણ તૃતીયકં! અલ્લાબલ્લા પંચકવતીપાત સૌ ઊડી ગયાં! જય દામોદર!"

ધોળાલ ડોસાએ ચોખાદરભ નિમિના માથા પર નાંખ્યાં, કંકુથી ચાંદલો

કર્યો અને તરત જ ઓટીમાંથી બે રૂપિયા કાઢી નિમિના હાથમાં આપી દીધા. ને પછી હસતાં હસતાં બોલ્યા: "ચાલ ચાલ છોકરી, પગે પડ, ચરણ-રજ લે! ને અલી એઇ વહુવારુ, શંખ તો વગાડ કંઇ, એ ય બધું કહેવું પડશે શું?"

નિમિએ માથું નમાવી દાદાજીની ચરણરજ લીધી. ડોસા તેના માથા પર બંને હાથ મૂકી હરખથી ગળગળા સાદે બોલ્યા: "બહુ થયું, બહેન બહુ થયું! જીવતાં રહો ને લક્ષ્મીનારાયણ જેવી સુખીસંતોષી જુગલજોડ બનો. ને છેલ્લે દહાડે બંને મારી સામે ખડાં રહો. લક્ષ્મીનારાયણ જેવી જુગલમૂર્તિ જોતો જોતો લક્ષ્મીનારાયણનાં ચરણોમાં હસતાં હસતાં ચાલ્યો જઇશ."

ડોસાની આંખોમાંથી દડ દડ આનંદાશ્રુ ટપકી નિમિના માથા પર પડયા. અને મંગળ ધ્વનિ વડે એ ઉનાળુ સંધ્યા જાણે મઘમઘી ઊઠી!

★

## બેદિલ !

# ૨૦

નિમિનો ચાંદલો કરી ઘેર આવી ડોસાએ પુત્રવધુને પૂછ્યું: "હેં વહુ બેટા, તેં દીનુ ચક્રવર્તીની છોકરીની દીકરી નિમિને જોઇછ કે?"

રમા બોલી: "જોઇ છેસ્તો કેમ? આપણે ઘેર આગળ ઘણીક વાર આવતી ય હતી."

ડોસા બોલ્યા: "છોકરી કેવીક છે વારુ?"

રમા બોલી: "કંઈ છેક ખોટી નથી."

જરાક ખીજવાટભર્યા સાદે ડોસા બોલ્યા: "ખોટી નથી! અરે, આવી સરસ છોકરી છે ને! હા, રંગ એવો ઊજળો નથી એટલું ખરું. પણ તે બાદ કરતાં બીજો શો અવગુણ છે, કહે જોઉં?"

જરા સંકોચભાવે રમા બોલી: "ના, એવો તો કંઇ અવગુણ નથી!"

ગુસ્સાભેર ડોસા બોલી ઊઠ્યા: "કંઈ શું, કશો જ અવગુણ નથી વળી. ને કદાચ કંઇ હોય પણ જરાતરા, તેથી કંઈ તેના લગન ના થાય, વારુ?"

ઢળેલે વદને રમા બોલી: "તે તો થાયસ્તો, કેમ ના થાય વળી!"

માથું ડોલાવતા ડોલાવતા ડોસા બોલ્યા: "ને, કહે જોઉં, રૂપમાં તે શો દહીં બળ્યો છે? રૂપના ચાટામાં કંઇ નથી દીકરા, કંઇ નથી; ગુણ જોઇએ ગુણ! તારી સાસુની જ વાત કરની! એનું રૂપ તો તેં જોયલું જ છે ને! પણ બીજી બાજુ ગુણ કેવા હતા, કહેની જોઉં?"

રમા બોલીઃ "અરે, તેમની વાત તો છોડી જ દેજો બાબા! તે તો સાક્ષાત દેવીનો અવતાર હતાં!"

ડોકી ધુણાવતાં ડોસા બોલ્યાઃ "ખરેખર, સાક્ષાત દેવી અવતાર હોં! આ આપણા જમીન, ખેતરાં, ધનદોલત, જે કંઈ છે તે તેને પગલે ને તે ઉપરાંત સેવાચાકરી કહો, લાગણી કહો, પ્રેમ કહો—એનામાં શું કમી હતું, બોલ? રાત દહાડો વૈતરું કર્યું છે, પરસેવે રેબઝેબ થયો છું પણ દુઃખ કોને કહે છે તે મને એક દહાડો સરખું જાણવા દીધું નથી લે! બહારથી ગમે તેવો બળ્યોઝળ્યો આવું, પણ ઘરમાં પેઠો કે ઠંડા-ગાર! એમ જ લાગતું કે જાણે આગના ભડકામાંથી બરફના કોઠારમાં આવી પડયો!"

ભૂતકાળને સંભારણે ડોસાને જરા સાસ ભરાવ્યો, અવાજ પણ ધ્રૂજવા લાગ્યો, પાંપણો ભીંજાઈ. રમા ગળગળે સાદે બોલીઃ "અરે, તેવી બાઈ તો હજારમાંથીય એક ના મળે, બાબા!"

વિહ્વળ સાદે ડોસા બોલ્યાઃ "હજાર કેમ વહુ બેટા! લાખમાંય એક સાંપડે કે નહિ તે શકની વાત છે. જવા દો, હે દામોદર! જેવી તારી ઇચ્છા!"

વૃદ્ધના વેદનાવ્યાકુળ હૃદયનો વલોવી નાંખતો એક ક્ષીણ પણ દીર્ઘ નિસાસો નીકળીને હવામાં મળી ગયો. ડોસા જરાક વિરમી જઇ, વિહ્વળ ચિત્તને કંઇક શાંત કરવા કઈ, ઉભરો આવરી લઇ બોલ્યાઃ "એટલે જ કની વહુ બેટા, બહારના રૂપનો કશો મેળ નથી, માત્ર દેખાવનો નખરો! પણ ભીતરમાં ખરા ગુણ હોય, તો પછી છોકરી કાળી હોય, કદરૂપી હોય—ગમે તેવી હોય તોય શું લુંટાઇ જવાનું હતું?"

નિમિને રૂપાળી ઠેરવવા માટે સસરાજી આટલો બધો કેમ આગ્રહ લઇ બેઠા છે તેની રમાને સમજ ન પડી, તેથી સસરાજીની વાતમાં તાલ પૂરી તે મૂગી રહી. ડોસાએ પૂછ્યું: "વારુ વહુ બેટા, એમ ધાર કે નિમિ

તારે જ ત્યાં વહુ થઈને આવે તો તે કંઈ તને નબળું લાગેછ વારુ?

રમા બોલી: "ના, ના. નબળું લાગે? આપણું ખાનદાન ઘર—"

હસીને ડોસા બોલ્યા: "હં, તું બરાબર બોલી. આપણા ગરીબ ખાન-દાનમાં રૂપાળી વહુ લાવીને શું વળે? ઠીક, ઠીક. ત્યારે તું પણ વિરુદ્ધમાં તો નથી જ, ત્યારે!"

અજાયબીસૂચક સ્વરે રમા બોલી: "તે તમે નિમિ સાથે બેતાનું લગન કરવાનો વિચાર કર્યો છે?"

મોટો ઘાંટો પાડી ડોસા બોલ્યા: "વિચાર કર્યોછ શું—હું તો ચાંદલો પણ કરીને આવ્યો!"

રમા તો ડઘાઈને સસરાજીના મોં સામે ટગર ટગર જોઇ જ રહી. ડોસા ગરદન ટટાર કરી ગર્વફુલાતે સાદે બોલ્યાં: "મારે તો મનમાં કદી ડામાંડાળી હોય જ નહિ! રામતારણ ઘોષાલ જે કંઇ ધારે તે હાથોહાથ કરી બતાવીને જ થંભે!"

રમા ચૂપ રહી. ડોસા જરાક અકળાતે સાદે બોલ્યા: "તું તે શું વહુ બેટા! કંઈ ખોટું નબળું કર્યું?"

રમા જરા અચકાતી અચકાતી બોલી: "નબળું તો નહિ, બાબા! પણ—"

અધીરાઇથી ડોસા બોલ્યા: "નબળું ના હોય તો પછી 'પણ' શું ને 'બણ' શું! તને જે કંઇ ખોડખામી લાગતી હોય તે બાકીસાકી રાખ્યા વિના ખુલ્લેખુલ્લું કહી દે ને, જોઉં બેટા!"

રમા બોલી: "એવી તો કશી મણા નથી, બાબા! પણ બેતાને જરા પૂછી લીધું હોત તો, મકું, ઠીક થાત."

ડોસા હાહાહાહા કરતા હસી પડયા. હસતાં હસતાં બોલ્યા: "ઓહો-હોહો એ મોટી વાત! જો ને વહુ દીકરા, તમને લોકોને લાગે છે કે ઘરડાપો આવે એટલે લોકોનાં ભાનસાન બધાં જતાં રહે. પણ એમ નથી!

વાળ પાકે તેમ તેમ ડોસાઓની બુદ્ધિ પણ ઓર ખીલી ઊઠે છે! ને એથી લોકો જરા બોલે, બગાસું ખાય કે તેમના પેટમાંની બધી વાતો પટ કરતીક જાણી જવાય છે!"

રમાએ જરા ભોંઠી પડી નીચું જોયું. તે વેળા ત્યાં ત્રીજું કોઈ પણ માણસ હોવાનો તલપુર સંભવ ન હતો, તો પણ ડોસાએ આમતેમ જરા સાવધ નજર નાંખી એકદમ ધીમા કોમળ સાદે કહ્યું: "તું તે કંઇ મને એવો છેક ગાંડોઘેલો ધારે છે, વહુ બેટા, કે એના મનની વાત સમજ્યા-બૂઝ્યા વિના જ મેં આ કામમાં હાથ ઘાલ્યો હશે? એની પૂરેપૂરી મરજી છે, આ નિમિની સાથે પરણવાની. અરે, હાથમાં ગીતા લઈને કહેવા હું તૈયાર છું. ને નહિ તો, એમ કર ને, ગઈ વખતે ય લગનની વાત તો તેં કાઢી હતી, આ વખતે ય પાછી કાઢીને જો ગમ્મત!"

રમા જરા હસી. ડોસા બોલ્યા: "બહુ જોઇવિચારીને મેં આ કામ કર્યું છે. એનું ય મન જરા ઝૂકેલું છે, છોકરી ય સારી છે, ને ઘર પણ ખાસ્સું જાણીતું છે. અને આ મોટા બાબુજી વાતવાતમાં ઘૂરકી ઊઠેછ, ને મને તને ઠેલીઠેકીને નાસી જાય છે, એ બધું ય પતી જશે. અરે, લગન શાનાં? એ તો છે સંસારની બેડી, બેડી! એ બેડી તોડી નાસવાનું સહેલાઈથી બનવાનું જ નથી, સમજી?"

રમા બોલી: "ત્યારે લગન પણ હાલ હમણાં કરી જ નાંખ-વાના જે?"

ડોસા બોલ્યા: "તે હમણાં થાય, કે બે મહિને થાય, તેમાં કશું લુંટાઈ જતું નથી. ચાંલ્લા થઈ ગયા છે, એટલે એમ જ સમજ ને હવે, કે લગન જ થઈ ગયાં!"

રમા બોલી: "પણ બાબા, એ લોકો તો છેસ્તરી (શ્રોત્રિય) ને બેતો તો કુલિન ખાનદાનમાં ગણાય!"

ડોસા એ વાત પર તડૂકી ઊઠ્યા. ગુસ્સાથી ઝબકતે સાદે બોલ્યા:

"હવે રહેવા દે તારી બધી ખાનદાનીબુનિયાદીની વાતો! બુનિયાદ હાલમાં છે જ કયો સા—! કુલીન કોણ કહેવાય, જાણેછ? નવ ગુણ, 'આચારો વિનયો વિદ્યા' વગેરે વગેરે નવ ગુણો જોઇએ. નવમાંથી એકે ય ગુણ છે કોઇનામાં? બધી વાતો છે વાતો!"

સસરાજીને ખફા થતા જોઈ રમા ધીમે ધીમે બોલીઃ "તે બાબા, તમે કહોછ—"

તેને અટકાવી ડોસા ઉછળતે સાદે બોલ્યાઃ "હું શું કહેવાનો હતો? મારો પોતીકો છોકરો થોડો જ છે જે! હું તો તેને કાકલુદી કરીને કહીશ કે હે મુરબ્બીશ્રી કુલિન પુત્ર! કૃપા કરી આ હલકા કુળને પાવન કરો! જહન્નમમાં જાય ને કુલિનનાં મોઢાં! તું તારે બેનિયાને પૂછી લેજે કે વિચાર છે કે નહિ! ને ના કહે–તો છોને ના કહે, કંઇ દુનિયામાં બીજા છોકરા નથી? પણ સાથે સાથે કહી મૂકું છું વહુ દીકરા, કે નિમિના લગન પાછળ હું બધું ફના કરીશ! મેં જ્યાં હાથ નાંખ્યો છે, ત્યાં હવે સહેજે છોડવાનો નથી. મારું નામ રામતારણ ઘોષાલ છે, સમજી!"

કોઇ પણ જાતના જવાબની અપેક્ષા રાખ્યા વિના ડોસા ઊઠી ઝટપટ બહાર ચાલ્યા ગયા.

રમાએ વખત વિચારીને હકીકત ક્ષેત્રનાથને કહી. ક્ષેત્રનાથ વાત સાંભળી હા, ના, કશું ન બોલ્યો. રમાએ તેના મૌનભાવને સંમતિ તરીકે માની લીધો અને સસરાજીને હરખભેર એ સમાચાર કહ્યા. ડોસા સાંભળી ખૂબ હરખમાં આવી જઈ બોલ્યાઃ "જોઇને વહુ બેટા, જોઈને આ ડોસાની અક્કલ! હાં હાં! રામ હવે જવાનાછ ક્યાં વારુ? જોઉંછ્ને દીકરાજી હવે ગુસ્સો કરીને કેમ ઇધરઉધર નાસી જાય છે!"

રમા આનંદિત થતી બોલીઃ "પણ બાબા! આ રજામાંજ લગન આટોપી નાંખો."

ડોસા બોલ્યાઃ "વારુ, જોઉં છું. પણ ઠાઠમાઠ કશો કરવો નથી.

ભવાના લગનમાં દીવારોશની ને વાજાંઢોલીમાં બેહજાર પોળિયાં ખરચી નાંખ્યા'તાં !"

ડોસાએ જરા ખોંખારો કરી ગળું સાફ કર્યું ને પછી બોલ્યાઃ "હવે એવી બધી ઝાકઝમાળની મરજી નથી થતી, વહુ બેટા ! એમ ને એમ વર ને બ્રાહ્મણ લઇ સાવધાન સાવધાન કરી કોઈપણ રીતે પતાવી નાંખ્યું એટલે ગંગા નાહ્યા."

રમા જરા વિષાદભર્યા ગંભીર અવાજે બોલીઃ "તે તો ઠીક બાબા, તોય પણ—"

જરા હસીને ડોસા બોલ્યાઃ "તોય પણ વળી શું ? તારે થોડી ધામધૂમ કરાવવી છે, એ જ ને ? હું ક્યાં તમને લોકને ઓળખતો નથી ? પણ બેટા, એકાદ હજાર બસ થઈ જશે, એની ઉપર એક પૈસો પણ હું ખરચ કરવાનો નથી, કહી રાખું છું. તે પર તારે ખોરવવું હોય તો ખોરવજે. ને શાના પર ખોરવાય ? હું તે ક્યાંથી લાવું ? મારે કયા સાત-પાંચ દીકરા વેપાર ખેડવા ગયા'તા, કે મારે કંઇ વૈતરું કરવા જોગી ઉંમર રહી છે તે !"

તે પછી ડોસા પંચાંગ ખોળી કાઢી લગનનું મૂરત જોવા બેઠા.

પણ લગનની આ બધી તૈયારીધમાલ જોઈ ક્ષેત્રનાથને બહુ જ ચીઢ ચીડી. તેણે ફોઈબાને કહ્યું: "તમને લોકને તો દરેક વાતમાં બસ દોડાદોડ ને ઉતાવળ! પણ મારાથી આટલી તાકીદથી લગન નહિ થશે."

રમાએ અચરજ પામી કારણ પૂછતાં ક્ષેત્રનાથે જવાબ દીધોઃ "હાલ મારું પરીક્ષાનું વાંચવાનું ચાલે છે. પરીક્ષા આપ્યા વિના હું લગન નથી કરવાનો."

રમાએ ડરતાં ડરતાં એ વાત સસરાજીને કહી. ડોસાએ તે પર જરા ય ગુસ્સો ન દાખવ્યો. સહજ, શાંત ભાવે બોલ્યાઃ "ભલે વહુ બેટા.

એનું મન એટલાથી રાજી થતું હોય તો ભલે એમ થાય. છો ને, કંઇ આધું તો નથી !"

રમા જાણે જરાક ખીજવાટ બતાવતી બોલી: "પણ બાબા, એમ કંઈ એ વેંત જેવડું છોકરું કહે, ને તે આપણે માનવાનું ?"

ફિક્કું વિષાદભર્યું હસી ડોસા બોલ્યા: "તે સિવાય રસ્તો બીજો શો, વહુ બેટા ? એ કંઇ તારો પેટનો છૈયો છે વારુ ?"

સસરાજીની ધીરજ જોઇ રમાને ભારે નવાઈ લાગી.

મૂળ વાત એવી હતી કે નિમિ સાથે પરણવાની ક્ષેત્રનાથની પૂરી-પાધરી મરજી ન હતી. એક વાર તેને એવી ઇચ્છા હતી ખરી અને એ ઇચ્છાને આધારે જ તે નિમિની માને દીકરી વિષેની ફિકર તજી દેવાનો દિલાસો આપી ગયેલો એ વાત પણ સાચી. પણ તે વેળા તેણે કલકત્તા નગરી જોઇ નહોતી. મનોરમા જેવી બાળાઓ પણ જોઇ નહોતી. તે વેળા તે ગામડાંની કુદરતી સુંદરતા પર જ મુગ્ધ હતો. પણ કુદરતી સૌંદર્ય પણ સજાવટ વડે કેવું ઝળાંઝળાં ઊઠે છે, કેવું તીવ્ર આકર્ષણવંતુ બને છે, તે સમજવાનો જોગ એને આવ્યો ન હતો. હવે તો ગામડાંની નિમિ અડોઅડ નગરની મનોરમાને ખડી કરી બંનેની સરખા-મણી કરવાનો અવકાશ એ પામ્યો, ને એ રીતે બંનેના સૌંદર્યમાં રહેલો તફાવત ભાળી નિમિ તરફ કંઈક બેદિલ થયા વિના રહી ન શક્યો. ચન્દ્રમા કને જેમ નક્ષત્ર, ગુલાબ પાસે જેમ નાનકડું જૂઇફુલ, તેમ મનોરમાને પડખે નિમિ તેને નાની–ખૂબ ઉત-રતી દેખાઈ!

તેથી કંઈ ક્ષેત્રનાથ એવી આશા નહોતો કરતો કે મનોરમા સાથે પોતાના લગન થશે. પણ તેથી નિમિના જેવી અભણ, ઘડતર વિનાની, રૂપસમૃદ્ધિ વિનાની બાળાને જિંદગીની ભાગીદારણ તરીકે સ્વીકારી લેવા તૈયાર નહોતો. પણ તે વિષયમાં સ્પષ્ટ જવાબ દઇને દાદાજીના દિલને

દુ:ખી કરવું તે પણ એને સાવ અયોગ્ય અને અસભ્ય લાગ્યું. ને દુ:ખી માત્ર દાદાજી જ ના થાય–નિમિની મા, ને ખુદ નિમિ પોતે પણ દાદાજી કરતાં ખૂબ ખૂબ દુ:ખી થાય! એટલા બધા ક્રૂર, હૈયાહીણા થવાનું ક્ષેત્રનાથથી ન બન્યું. તેથી હાલ તરત તો પરીક્ષાનું બહાનું કાઢીને તેણે મુદ્દાની વાતમાંથી છૂટકારો મેળવ્યો.

આમ લગનની વાત મુલતવી રહી. રજા પૂરી થતાં ક્ષેત્ર-નાથ કલકત્તે ચાલ્યો ગયો.

*

## તડકામાં વાદળી

# ૨૧

મનોરમા ધીમે ધીમે ક્ષેત્રનાથ પર મુગ્ધ-અનુરક્ત બનતી જાય છે એવો શક ફક્ત જામિનીના જ નહિ, કરુણામયીના મનમાં પણ ઉદય પામ્યો હતો. તેથી તેણે આવા ગેરવાજબી અનુરાગ વિરુદ્ધ સ્વામીને ફરિયાદ કરી તેણે કહ્યું કે અત્યારથી જ સાવધાન ન થયા તો આવા પ્રેમનું પરિણામ કડવું આવશે, ને તેમાંથી કેવળ મનોરમાને જ નહિ આખા કુટુંબને છેવટ પસ્તાવાપણું થશે!

દેવબાબુ પણ એ તો સમજ્યા. પરંતુ તે છતાં દીકરીની સ્વતંત્ર ઇચ્છામાં આડખીલી નાંખવી એ તેમને યોગ્ય અને સુસંગત ના લાગ્યું. તેમણે તો કેવળ ઇશ્વરની દયા પર આધાર રાખી નિરાંત સેવી.

બીજી બાજુ જામિનીનાથ કરુણામયીનું ઉત્તેજન પામી મનોરમાનો પ્રેમ ખેંચવા માટે મથન કરવા લાગ્યો. કરુણામયીએ મોઘમ રીતે તેને સૂચવી દીધું કે તેની જ સાથે મનોરમાના લગનનું નક્કી જેવું છે, ને તે જ મનોરમાનો હાથ પામવા—પ્રેમ પ્રાપ્ત કરવા સંપૂર્ણ યોગ્ય પાત્ર છે. જે કંઇક વાંધાસાંધા જેવું દેખાય છે તે કેવળ બાળકબુદ્ધિ સિવાય બીજું કશું નથી. કરુણામયી પાસેથી એવી આશાપ્રાપ્તિ થતાં જામિનીનાથ નવેસરથી મનોરમાનો હૃદયદુર્ગ જીતવા તત્પર બન્યો—તજવીજ કરવા લાગ્યો.

ને ફક્ત કરુણામયી જ નહિ મનોરમાનું ય તેને કંઇક આશ્વાસન રૂપ

વર્તન દેખાવા લાગ્યું, ને કરુણામયીની વાત સાવ સાચી છે એવી પતીજ તેને પડવા લાગી. આવી પતીજ પડવાનું કારણ પણ હતું. તે દિવસે જાણ્યેઅજાણ્યે વિના હેતુ જામિનીનાથનું અપમાન જેવું થઇ ગયું તેથી મનોરમાને જરા શરમ આવી ને સાથે સાથે એમ પણ લાગ્યું કે આવું વર્તન છેક અસંસ્કારી ગણાય. ભવિષ્યમાં એવું કંઇક પોતાને હાથે ફરીથી બની જવા ન પામે તે વિષે તેણે પૂરતી સાવચેતી રાખવા માંડી. ત્યારથી તે વાતેચિતે, હાવેભાવે એવો જરાય આભાસ દેખાડતી નહિ, જેને લીધે જામિનીનાથે તેની આ પ્રયત્નપૂર્વકની સાવચેતીને પ્રેમનું જ લક્ષણ માની લીધું અને એ પ્રેમ વૃદ્ધિગત બને તે માટે ખરા અંતરથી મથન કરવા લાગ્યો. એ ગાળામાં ક્ષેત્રનાથ પણ રજાને લીધે દેશ ગયેલો હતો, તેથી જામિનીનાથને પણ આ બીનહરીફ સંજોગમાં મનોરમાનું હૃદયસિંહાસન કબજે કરવાનું વાજબી અને સૂતરાશભર્યું લાગ્યું.

ફક્ત જામિનીનાથ જ મનોરમા કને આવ્યા કરતો હતો એવું નહોતું. વચ્ચે વચ્ચે મનોરમા પણ માની સાથે ઘોષ સાહેબને ઘેર જતી. જામિનીનાથ વાતો કરતો તે ખૂબ ધ્યાન દઇને એ સાંભળતી. જવાબહોકારો જે કંઈ દેતી તે પણ રાજીપાથી—ઉલ્લાસભેર. કોઈ કોઈ દહાડો મોટરમાં બેસી જામિનીનાથ સાથે ફરવાય જતી. જામિનીનાથ ફૂલનો ગુચ્છો કે એવી કંઇક ભેટ દે તો તે મીઠું હસીને અને આનંદસૂચક આભારદર્શન સાથે સ્વીકારતીય ખરી. ને ત્યારે જામિનીનાથને સ્વર્ગ જાણે હાથવેંતમાં લાગતું. ધીમે ધીમે બંનેનો આવો મેળ એટલો વધ્યો કે કરુણામયી બંનેનાં લગન કરી નાંખવા માટે સ્વામીને વારંવાર ટકોરવા લાગી.

એક દહાડો જામિનીનાથ મનોરમાને લઇને ઇડન બાગમાં ફરવા ગયેલો. દેશી અને યુરોપીય સ્ત્રીપુરુષોના સમુદાય વડે બાગ તે વેળા કંઇ અવનવી શોભાથી દીપી રહ્યો હતો. ઘણાં જોડકાંય ભ્રમણ કરતાં હતાં. તેમના મીઠા કલરવ—ગુંજન વડે નિર્જીવ બાગ પણ જાણે સચેતન બની

ગયો હતો. શાંત, હળવા પવનની લહરીઓ વડે યુવતિઓના બાલ જરાતરા ઊડતાલહરતા—નમતા પહોરનાં કુમળાં કિરણો આવી વૃક્ષપલ્લવ, પુષ્પો તથા યુવતિઓના અધરવદનવપુને રતુમડે રંગે નવરાવી દેતાં હતાં !

એક નિર્જન કુંજની પાસેના એક બાંકડા પર બેસી જામિનીનાથ અને મનોરમા વાતો કરતાં હતાં.

જામિનીએ કહ્યું: "મને તો લાગે છે કે આ લાજઘુમટાપડદામાંથી મુક્ત બન્યા સિવાય સ્ત્રીજાતિનું સૌંદર્ય કદી પૂર્ણ વિકાસ નથી પામવાનું."

મનોરમા બોલી: "પણ એવી મુકિત વડે સ્ત્રીનું સ્ત્રીત્વ પણ સાવ ઊતરી જશે."

આ અભિપ્રાય સાંભળીને જામિનીનાથે એવી અચંબાભરી નજરે મનોરમા પ્રતિ જોયું કે તેણે આવો જવાબ સાંભળવાની જરા ય આશા રાખી ન હતી એવું સ્પષ્ટ સમજાઇ ગયું. તેની એ વિસ્મયપૂર્ણ નજર પરથી મનોરમા એ પામી ગઇ અને સમજી જઈને બોલી: "આ બધું સ્ત્રીપુરુષોનું છૂટભર્યું મિલન, સગપણસંબંધ વિનાના પુરુષો સાથે આવી ઠઠ્ઠામસ્કરી, એ બધામાં દુષણ માનવા જેવું કંઇ જ નહિ હોય કે ?"

મક્કમ અવાજે જામિની બોલ્યો: "સટ'નલી નોટ. (નહિ જ વળી.) તો ય જેનાં મન હલકટ હોય તે તો એવામાં દુષણ શોધવા નીકળે ખરું."

"પણ એ ય દિલગીરીભર્યું છે. જો કે જગતમાં ઈશુ કે બુદ્ધ માંડ એકાદે જ જન્મે છે !"

મનોરમા જરા કટાક્ષભર્યું હસી. જામિનીનાથે સહેજ ચૂપ રહ્યા પછી પૂછ્યું: "ત્યારે આ હિસાબે તમે લાજપડદાના રિવાજની જ તરફેણ કરો છો ?"

મનોરમાએ પડખે પથરાયલી એક વેલી પરથી એક પાંદડું તોડી તેને નખ વડે ખોતરતાં ખોતરતાં જવાબ દીધો: "તરફેણ ના કરું તો ય તેની અંદર એવું કંઈ લાંછન તો મને નથી જ દેખાતું, જેને લઇને એ રિવાજ ટકે તો તેથી દુનિયાનું ભારે મોટું અકલ્યાણ થઇ જાય !"

અચરજભરી નજરે જામિનીનાથ બોલ્યોઃ "લાંછન નથી લાગતું ? જીવ માત્ર ખુલ્લાં વાયુપવન, પ્રકાશ પામવાનો–માણવાનો અધિકાર ધરાવે છે. ને આ ક્રૂર નિષ્ઠુર પ્રથા એ કુદરતી હક છીનવી લઇ તેમને ચાર દીવાલોમાં ગુલામની પેઠે ગોંધી રાખે છે, તેમને સ્વતંત્ર વિચારસરણીનો પણ અવકાશ ન આપતાં તેમનાં મન–આત્માને અજ્ઞાનના અંધારકૂવામાં હડસેલી રાખે છે,—એવા આ રિવાજમાં તમને કંઇ લાંછન નથી દેખાતું ? શી વાત છે ?"

મનોરમા સહેજ હસી. પણ એ મંદ હાસ્યના અંતરિયાળમાં તીવ્ર કટાક્ષ–ઉપહાસનો ભાસ જોઇ જામિનીનાથે શરમાઈને મોં ફેરવી નાંખ્યું. મનોરમા શાંત, ગંભીર, ઠરેલ સાદે બોલીઃ "કેવળ આપ જ નહિ. સ્ત્રીસ્વતંત્રતાના હિમાયતી છે તેઓ બધા જ આપની પેઠે–અરે, વધારે જોરાવર, આકરી રીતે પડદાપ્રથાના ગેરલાભનાં વર્ણન પર વર્ણન કરતા રહે છે ! પણ આપ લોકોનાં એ બધાં વર્ણન સાચાં હોત, તો તો પડદેનશીન સ્ત્રી-સમુદાયનું અસ્તિત્વ સુદ્ધાં ભુંસાઇ ગયું હોત !"

જરા અકળામણથી જામિનીનાથે કહ્યુંઃ "ત્યારે શું તમે એ બ્યાન-વર્ણનોને મીઠાંમરચાંવાળાં માનો છો ?"

મનોરમા બોલીઃ "તદ્દન. ઘણાં ય હિન્દુ પરિવારો સાથે મારે બેઠક-ઊઠક છે. પણ ધોરી રસ્તાઓનો મોકળો પવન, કે મેદાનોનાં રળિયામણાં અજવાળાંને અભાવે તેઓ રોજ વિનાશ તરફ ઘસડાઈ રહ્યાં હોય, અથવા તો સ્વતંત્ર વિચારશક્તિ વગર તેમનાં ચિત્ત અંધારસાગરમાં ડૂબકિયાં ખાઇ રહ્યાં હોય એવી તો કશી નિશાની, સાબિતી મારા જોવામાં આવી નથી તે ખાતર દિલગીર છું."

જામિનીનાથ ગુપચુપ બેસી લાકડાની અણીયાળી બાજુ પોતાના પગરખાં પર ઠક ઠક ઠોકવા લાગ્યો. મનોરમા થોડે દૂર ઊભેલા, ઠઠ્ઠામશ્કરીમાં મશગૂલ એક ગોરા જોડકા તરફ ભાળી રહી.

જામીનીનાથે અચાનક મનોરમા તરફ ફરી પૂછયુંઃ "પણ ત્યારે

સ્ત્રીસ્વતંત્રતાનું કશું જ સુફળ તમને નથી જણાતું? આ બધાં નરનારીઓ વિના સંકોચ અરસપરસ વિચારઊર્મિઓની આપલે કરે એ ય એનું સુફળ ન લેખાય?"

હસીને મનોરમા બોલી: "સ્ત્રીસ્વતંત્રતાનાં સારાં પરિણામો ઝાઝાં છે એની હું ક્યાં ના કહું છું? કબૂલ છે. પણ આમ વિનાસંકોચે વિનાહરકતે સ્ત્રીપુરુષ ભળેહળે એને તો હું એ પદ્ધતિનું કુફળ જ લેખું છું."

જામિનીનાથ અચંબાથી બોલી ઊઠ્યો: "કુફળ?"

મનોરમા બોલી: "આમ હળવાભળવાનું પરિણામ ઘણે ઠેકાણે ભારે ખરાબ આવ્યું છે અને ક્યાંક ક્યાંક તો બહુ કરુણ અંજામ થયો છે થયો છે એ તો તમારાથી ય નાકબૂલ થાય તેમ નથી."

જામિનીનાથ જરાક ઝંખવાણો પડી નીચું જોતો બોલ્યો: "એકાદ બે ઠેકાણે ખેદજનક પરિણામો આવ્યાં યે હોય. પણ વધુ અંશે–ઘણુંખરું એમાંથી હૈયાંનું સાચું મિલન નીપજે–જેને ઇંગ્રેજીમાં 'લવ' કહે છે, તે એમાંથી જ નીપજે એ વિષે તો કશો શક નથી."

જરા તીખે સાદે મનોરમા બોલી: "ભર મેદાનમાં, વચગાળે ઊભાં રહી ઠઠ્ઠા, ગમ્મત કર્યા વિના હૈયાંનો સાચો મેળ ના જામે એવું હું તો નથી જ માનતી. તે ખાતર આટલા બધા ડોળદેખાવની કશી ય જરૂર નથી."

"પણ એવા બાહ્ય દેખાવદર્શન વિના હૃદયની સાચી પિછાનની તક પણ ના મળે." જામિનીનાથ બોલ્યો.

"દેખાવદર્શન વડે કંઇ હૈયાની સાચી પ્રકૃતિનો પરિચય નથી થતો. બલકે જે સાચ્ચા ભાવ હોય છે તેને દાબીઢાંકી બહારની તદ્દન બનાવટી લાગણીઓ દેખાડી લાલચની જાળ પાથરવાનું બને ખરું. હૈયાનું જે સાચું મિલન છે તે તો બધા દેખાવ દમામને તરણાસમ લેખી એવી અબોલ રીતે, અડોળરૂપે પ્રગટ થાય છે કે તે જોઇ આ બધાં નિષ્ફળ આડંબરપ્રેમી આકર્ષણ કરનારાંઓ ડઘાઇ ગયા વિના રહે જ નહિ!"

આ છેલ્લા શબ્દો મનોરમા એટલા વધારે પડતા ભાર જોરપૂર્વક બોલી કે તેથી જામિનીનાથનું મોં ઝાંખુઝપ્પ બની ગયું ! તે જોઇ મનોરમાએ પછી તદ્દન કોમળ સૂરે કહ્યું: "આપને માઠું લગાડવાનો મારો હેતુ નથી. તેવા હેતુથી હું કશું બોલી નથી. ફક્ત વાદવિવાદની એક દલીલ રૂપે જ એ ગણશો એવી ઉમેદ છે."

ફિક્કું હસીને જામિનીનાથ બોલ્યો: "અરે, કોઇ રીતે એવો સંદેહ મેં તમને ઉપજાવ્યો હોય તો હું ય તમારી માફી ચાહું છું. તમારી સૂક્ષ્મ વિચારશક્તિ પર હું મુગ્ધ બન્યો છું એ ય સાથે સાથે જણાવી દઉં."

મનોરમાએ આવી સહૃદયતા માટે તેને ધન્યવાદ આપ્યો.

જામિનીનાથ થોડી વાર મૂગો રહી પછી ધીમે ધીમે બોલ્યો: "પણ એ સંબંધે વાદવિવાદ કરતાં પહેલાં, એ પ્રથા ખરેખર વખોડવાજોગ હોત તો સભ્ય પ્રજાસમાજોમાં તે કદી પ્રચલિત ન થાત એ પણ વિચારવા યોગ્ય છે."

લગાર હસી મનોરમા જવાબમાં બોલી: "આપ જો ઇંગ્રેજ સમાજને જ માત્ર સભ્ય–સંસ્કારી તરીકે માની લઇને વાત કરતા હો તો તે પ્રત્યેનો વાંધો બાજુએ રાખીને હું એટલું જ કહીશ કે આજકાલ ઇંગ્રેજી સમાજમાં સ્ત્રીસ્વતંત્રતાના જે પ્રકારનાં ઝેરી ફળ નીપજવા લાગ્યાં છે તેથી ઘણાક ઇંગ્રેજ વિચારકો પણ ફિકરમાં પડી ગયા છે અને એ પદ્ધતિ ફેરવવાનો વિચાર કરવા લાગ્યા છે."

વારંવાર વાદવિવાદમાં હાર ખાધા પછી હવે વધારે ચર્ચા કરવાનો જામિનીનાથનો ઇરાદો ન રહ્યો. સાંજ લગભગ પડી ગઇ હતી. તેથી મનોરમાને લઇ તે બહાર નીકળ્યો અને બંને મોટરમાં બેસી ઘર તરફ ઊપડયાં.

મનોરમા ઘેર આવી ત્યારે સાંજ વીતી ગઇ હતી, દીવા પ્રગટી ચૂકયા હતા. મનોરમાનો હાથ ઝાલીને જામિનીનાથ દીવાનખાનાના ઓરડામાં દાખલ થયો. પણ બારણાંમાંથી અંદર દાખલ થતાં જ ચમકીને

-ડઘાઇને ઊભો થઇ રહ્યો ! સહસા ભૂતપ્રેત જેવો બિહામણો આકાર દેખતાં માણસ જેમ થથરી ઊઠે, તેમ તે પણ થથરી ઊઠ્યો !

ઓરડાની ભીતરમાં બારણાં ભણી મુખ કરીને એક ખુરસી પર ક્ષેત્રનાથ બેઠેલો હતો.

ક્ષેત્રનાથને જોઈ મનોરમા પણ જરા ગભરાઇ ઊઠી. તેણે જામિનીના હાથમાંથી પોતાનો હાથ છોડવી નાંખ્યો અને આગળ થઇને મોઢે પણ જરા ધ્રૂજતે સાદે બોલીઃ "અરે, આપ ક્યારે પધાર્યા ?"

ક્ષેત્રનાથ અત્યાર સુધી મનોરમા તરફ એકીટસે જોઈ રહ્યો હતો. હવે નજર સહેજ ખસેડી નાંખી ગંભીર ભાવે બોલ્યોઃ "ગઇ કાલે આવ્યો.

જરા અચકાતાં અચકાતાં મનોરમા બોલીઃ "સારા તો છો ને ?"

"હું-" કહી ક્ષેત્રનાથ ખુરસી પરથી ઊઠી ઊભો થયો અને ધીરે ધીરે જામિનીનાથને પડખે થઇને બહાર નીકળી ગયો. જામિનીનાથ અને મનોરમા બંને મૂગાં, નિસ્પંદ-ડઘાયલાં જેવાં ઊભાં રહ્યાં !

જરાક વારે જામિનીનાથ એ નીરવતા ખંડિત કરતો બોલ્યોઃ "કેવો અસભ્ય માણસ છે ! નમસ્કાર સરખો—"

વચ્ચે જ કઠોર સ્વરે મનોરમા બોલીઃ "માફ કરજો. હું બહુ જ થાકી ગઇ છું. હવે જરા આરામ જ લેવો છે."

જામિનીનાથનું મોં ફિક્કુંફચ પડી ગયું. પણ બીજી જ પળે સ્વસ્થ બની જઇ ધીરગંભીર રીતે ઓરડાની બહાર નીકળી ગયો. મનોરમા વિલાયલે વદને ખુરસીમાં બેસી પડી.

*

## ખેતુના ખ્યાલ

# ૨૨

દુર્ગાદેવીએ પૂછ્યું: "ખેતુ, તને શું થયું છે?"

ઉદાસભાવે ક્ષેત્રનાથે જવાબ દીધો: "કશું ય નહિ."

"તે હાલ પહેલાં જેવું વાંચતોભણતો નથી દેખાતો ?"

"રાતદહાડો વાંચ્યા જ કરવું કંઈ ઠીક લાગે–ગમે ?"

"તે વાંચશે નહિ તો પાસ કેમ કરી થવાનો ?"

"તે ફિકરમાં તો મને રાત્રે ઊંઘ નથી આવતી !"

આ સાંભળી દુર્ગાદેવી અચરજ પામી. જે ક્ષેત્રનાથે ભણવા ખાતર ઊંઘખોરાક તજી દીધેલાં, તેના ભણતર પ્રત્યેના આવા અણગમાનું કારણ તેને ન સમજાયું. પૂછ્યું: "ઘરની કંઈ ફિકરમાં પડયોછ શું ?"

ફિક્કું હસીને ક્ષેત્રનાથ બોલ્યો: "મારે વળી કયાં મા, બાપ, ભાઇ, બહેન ઘેર પડયાં છે કે તેને ખાતર ચિંતામાં પડું, કાકીમા ?"

આ જવાબથી દુર્ગાદેવી વીલાં પડયાં, એટલું જ નહિ, તેમને અંતરમાં દુઃખ પણ થયું. વાત ફેરવી નાંખવાને ઇરાદે બોલ્યાં: "હાં, અરે, તું દેવેનબાબુને ત્યાં મળવા ગયો'તો કે ?"

મોં ફેરવી નાંખી ઉદાસભાવે ક્ષેત્રનાથ બોલ્યો: "ગયો'તો."

"શું બોલ્યા ?"

"બોલે શું, વળી ?"

"કેમ એમ ? કંઇ બોલે નહિ, તારા પર આટઆટલું હેત રાખે છે ને !"

બેદકારીથી ક્ષેત્રનાથ બોલ્યો: "હા, હેત રાખે ! તમે ય તે શું કાકીમા ? એ પડયા ભેમજ્ઞાની, એમનો તે વળી પ્રેમ ? એમને તે વળી પોતાપણું ?"

અચરજથી દુર્ગાદેવી બોલ્યાં: "આગળ તો તું બહુ બહુ વખાણ કરતો'તો !"

ખીજાઈને ક્ષેત્રનાથ બોલ્યો: "વખાણ કરતો'તો તેથી શું સકળગુણ-સંપન્ન થઈ ગયાં, એમ ?"

"શી ખામી દેખાઈ, વારુ ?"

"બધી જ ખામી છે. કંઈ લાજ, કંઇ માનઆબરૂ, કંઇ નહિ. મોટી મોટી છોકરીઓ જેનીતેની સાથે વાતો કરે, હળેભળે, મોટા રાગડા તાણી તાણીને ગાય !"

હડપચી પર આંગળી રાખી દુર્ગાદેવી બોલ્યા: "શેના રાગડા તાણે વારુ ?"

વાંટો ચઢાવી ક્ષેત્રનાથ બોલ્યો: "ફક્ત રાગડા કેવા ? પરપુરુષ સાથે દોસ્તીઓ કરે, મોટરમાં બેસીને બાગબગીચે ભટકે. ના, ના. એમની તો વાત જ જવા દો કાકીમા ! એમની નટખટ જોઇને હું તો ઝાળ ઝાળ થઈ ગયો."

જરા ચૂપ રહી દુર્ગાદેવી બોલ્યાં: "જવા દે ત્યારે દીકરા, એમની સાથે બહુ ઘરોબો ના રાખવો ને એમને ઘેર ખાધુંપીવું ય નહિ. ઠીક છે, ભણ્યાખરચ દે છે, તો તું તારે ભણવાનું આટપી લે કે થયું."

ક્ષેત્રનાથ બોલ્યો: "અરે, મારાથી બનતું હોત તો તેમનો એ ભાર પણ માથેથી ઉતારી નાંખત. પણ કરવું શું ?"

દુર્ગાદેવી બોલ્યાં: "હવે કરવાબરવાનું કંઈ નહિ. જેમ ભણતો આવ્યો છે, તેમ ભણ્યા કર."

"તેસ્તો—" કહી ક્ષેત્રનાથ વિષાદભર્યા વદને જતો રહ્યો. દુર્ગાદેવી પણ તેના હાવભાવ જોઈ જરા ફિકરમાં પડ્યાં. જે ક્ષેત્રનાથની મનોરમા તથા દેવેનબાબુના વખાણમાં જીભ થાકતી નહોતી, તે ક્ષેત્રનાથ કયે કારણે અચાનક તેમના પર એટલો વંકાઈ ગયો છે, તે ઘણો ય વિચાર કરવા છતાં તેમની સમજમાં આવી ના શક્યું.

કેવળ દુર્ગાદેવી જ નહિ, ક્ષેત્રનાથને પંડને પણ એ કારણ જડતું કે સમજાતું નહોતું. દેશમાંથી પાછા ફર્યા પછી તે દેવબાબુને મળવા ગયો ત્યાં સુધી બ્રાહ્મસમાજનું કોઈ જાતનું આચરણ તેને નબળુંનઠારું નહોતું લાગ્યું. પણ દેવબાબુ કે મનોરમા સાથે મેળાપ કરવા ખાતર વાટ જોયા પછી, જ્યારે મનોરમાને જામિનીનાથનો હાથ ઝાલીને ઘરમાં દાખલ થતી જોઈ, ત્યારથી જ તેના મનમાં બ્રહ્મસમાજ સામે ધમધમાટ વિરોધ જાગ્યો—બળવો ઊપડ્યો. તે ગુસ્સો એટલો વધી પડ્યો કે એક પ્રકારનો અસ્વાભાવિક ઘૃણાભાવ સ્પષ્ટ પ્રગટ કરી તે તદ્દન અવિવેકી રીતે જ ત્યાંથી ઊઠીને નીકળી ગયો. જતાં જતાં મનોરમાને વંદન કરવાનો વિવેક પણ તેને ન સાંભર્યો!

બહાર નીકળ્યા પછી ક્ષેત્રનાથે સમગ્ર રસ્તો લગભગ ભ્રમિત ચિત્તે જ વટાવ્યો. છિઃ છિઃ આ લોકોને લાજમરજાદનો કશો ખ્યાલ નથી દેખાતો! આવડી મોટી છોકરી એક સાહેબશાઇ જુવાનિયાનો હાથ પકડી તેની સાથે નિઃસંકોચભાવે ઠઠ્ઠામશ્કરી કરે! કોઇ હિન્દુને ઘેર એવું બને તો—ઓહ! કેટલો મોટો ઉત્પાત થઈ જાય! શું ક્ષેત્રનાથ એવો બેશરમ મામલો મૂગો મૂગો જોયા કરત? જોઈ શકત શું? પણ આ તો પંથ જ ન્યારો—સમાજ જ જુદો! તેવા સમાજની બાબતમાં માથું મારવાને એને અધિકાર નહિ! નહિ તો—

ક્ષેત્રનાથ ગુંગળાતા ગુસ્સાના આવેગમાં ઉછળતે શરીરે ઘેર આવ્યો.

પણ વાત ક્યાં સાવ નવી હતી? ક્ષેત્રનાથે કેટલી ય બ્રાહ્મ રમણીઓને પારકા—સગપણ સંબંધ વિનાના પુરુષો સાથે ફરતીહરતી ગમ્મતઠઠ્ઠા

કરતી જોઇ હતી! તે વેળા તો એને કશો ગુસ્સો ન આવેલો! એ તો બ્રાહ્મસમાજની ચાલતી આવતી રીત છે કહી વાત એણે માંડી વાળેલી. આજે ય એ જ રીતે એણે માંડી વાળવું જોઇતું હતું, તે જ યોગ્ય હતું— પણ પોતે કેમ તે ન કરી શકયો, એ વાત તેને પોતાને જ ન સમજાઇ.

છતાં ય ક્ષેત્રનાથને અંતરભીતર ધમાલ તો મચી જ રહી. તેને કશું ઠીક ના લાગ્યું, વાંચવામાં ચિત્ત ન પરોવાયું, કંટાળો આવ્યો. એટલે સુધી કે દેવેનબાબુ સાથેનો સંબંધ પણ તેને અળખામણો લાગવા માંડયો. મન ઘરમાં ન ચોંટયું, ને તે બહાર નીકળ્યો.

રસ્તામાં તે વેળા દીવાઓ બળતા હતા. સેંકડો લોકોનો અવરજવર હતો. કોઈ થાકયાપાકયા દેહે ઘર ભણી જતા હતા, તો કોઇ ઠેરેરો કરીને લહેરમાં ફરવા નીકળ્યા હતા. ફેરીવાળાઓ ફળફુલોની ઠેલણગાડીઓ હાંકી જતા હતા, બરફવાળાઓ પણ બૂમો મારતા હતા, અને છાપાંના ફેરિયા શોરબકોર કરતા કરતા રસ્તાને આ નાકેથી પેલે નાકે દોડાદોડી કરી રહ્યા હતા.

ક્ષેત્રનાથ ચાલતો ચાલતો સીધો ગંગાઘાટે પહોંચ્યો. ત્યાં પણ થોકબંધ લોક હતું. પાંચસાત કયાંક ગપ્પાં મારતા બેઠા હતા, કયાંક ધર્મચર્ચા ચાલતી હતી, કયાંકથી હાસ્યના હિલોળા ઊઠતા હતા. ક્ષેત્રનાથ સાવ એકાંત જેવી નિર્જન જગા પર બેઠો. થોડે દૂર બેસી એક જુવાનિયો મૃદુ સાદે ગાતો હતો—

> આવો એવાં નોતરાં દીધાં,
> પછી શેણે અપમાન કીધાં?........

ભવાં ચઢાવી ક્ષેત્રનાથ ત્યાંથી જઇને આઘે બેઠો.

તે રાત્રે તેણે ભૂખ નથી કહી ખાધું નહિ, ને વહેલો વહેલો સૂઇ જ ગયો. ઊંઘમાં તેણે સમણું દીઠું. તેની એક બાજુ પર નિમિ ને બીજી બાજુ પર મનોરમા આવીને ઊભાં છે. નિમિ લાલતગતગતી માથું ધુણાવી બોલે છેઃ "માએ આટઆટલું ખવડાવ્યું, પીવડાવ્યું, આપ્યું, દીધું,

તો ય તમારાથી મને પરણાયું ના, કેમ? છિઃ"

ક્ષેત્રનાથે આંખો ઝીણી કરી મનોરમા ભણી જોયું. પણ મનોરમાએ ન તો મોં ઊંચું કરી તેની સામે જોયું, ન એક હરફ બોલી. નિમિ જમણા હાથની ટચલી આંગલી દાખવી કરડાકીથી બોલીઃ "કેમ, આ ભેમ્મો છોકરીના વહાલ જોઈ લીધા ને? નાક ક્યાં રહ્યાં?"

જવાબમાં ક્ષેત્રનાથ નિમિને એકાદી સોજ્જીસરખી બોણાવવા ગયો, પણ તેનાથી બોલાયું જ નહિ, ગળામાંથી જરા ય અવાજ નીકળી ના શક્યો. નિમિ હાહાહા કરતી હસી ઊઠી. ક્ષેત્રનાથ તેને મારવા માટે પકડવા દોડ્યો. પણ બે ડગલાં ગયો ન ગયો ત્યાં તો તેના પગ અકડાઈ ચોંટી ગયા. નિમિ વધુ જોશભેર હસતી હસતી નાઠી!

★

## સંમતિ

# ૨૩

થોડી વાર ઉદાસ પડી રહ્યા પછી મનોરમા કંઇક ઠર પડી, ત્યારે પોતાના આવા લાગણીપલટા પરત્વે મનમાં ને મનમાં તે લજવાયા વિના ન રહી. છિ છિઃ કેવી નબળાઈ! માસ્તરસાબને જોઈ મારે એટલું ગભરાઈ પડવા શું કારણ હતું? પોતે એવું અજુગતું શું કર્યું હતું જેથી આટલી ગભરામણ ઊપજી? તે અણકુદરતી ન હોય? એથી વ્હાલ સાહેબને મનમાં કેવુંક લાગશે? એમના મનમાં સન્દેહનો આવિર્ભાવ તો નહિ થાય-કોઈ ખોટા, અમૂલક, નિંદ્ય સન્દેહનો? તેના સમક્ષ હલકી તો ન પડું?

મનોરમા ગભરાટમાં બેઠી થઈ ગઈ અને ઝટ ઝટ જઇ કપડાંબપડાં બદલીકરી પિતાના ખંડમાં ગઈ.

દેવેન્દ્રબાબુ તે વેળા ઉપાસના પતાવી લઈ બંગાળી ચોપડી લઈ વાંચવા બેઠા હતા. મનોરમાએ હળવે હળવે ઓરડામાં દાખલ થઇ વિના અવાજે તેમની પાસેના બાજઠ પર સ્થાન લીધું. દેવેન્દ્રબાબુ ચોપડીમાંથી મોં ખસેડી ઊંચું જોઇ હસીને બોલ્યાઃ "આજે તો, વિચાર હતો કે, સાથે જ ઉપાસના કરીશું. થોડી વાર તારી રાહ સુદ્ધાં જોઇ. પણ તારી વાટ જોતાં—"

જરા ડઘાઇને મનોરમા બોલીઃ "હા બાબા, આજે અમને ઘણું મોડું થઇ ગયું."

દેવબાબુ બોલ્યા: "તે થાય. તેમાં ભોંઠા પડવા કારણ નથી."

મનોરમા પિતા સમક્ષ પડેલી ચોપડી બતાવી પૂછવા લાગી: "એ કઈ ચોપડી છે, બાબા?"

દેવબાબુ બોલ્યા: "એ તો કેશવબાબુનાં ભાષણોનો બંગાળી તરજૂમો છે."

"હું ધારું છું કે મને તો સમજાય જ નહિ."

"સારી પેઠે સમજાય. પણ આ અનુવાદમાં મૂળની ખૂબી જળવાઇ નથી. તોય એકંદરે ભાવ ઠીક સચવાયો છે."

દેવબાબુ પુસ્તકમાંથી એક પાનું શોધી ત્યાંથી વાંચવા લાગ્યા. મનોરમા સ્થિરભાવે બેસી સાંભળવા લાગી. અઘરો ભાગ હતો, ત્યાં દેવબાબુ વિગતવાર સમજ પાડવા લાગ્યા.

થોડી વારે કરુણામયી આવીને સામેની ખુરસી પર બેઠી. દેવબાબુએ વાંચવાનું બંધ કરી તેના ભણી જોયું એટલે તે બોલી: "એક જરૂરી વાત કહેવાની છે."

દેવબાબુએ દીકરી તરફ જોયું. મનોરમા હળવે હળવે બહાર ચાલી ગઇ. દેવબાબુએ નિશાની રાખી ચોપડી બંધ કરી દીધી અને ચશ્મા કાઢી સરખા થઈને બેઠા. કરુણામયી ટેબલ પર ઢળી પડીને બોલી: "મનોના લગન ઝટપટ ઉકેલી લેવાય તો ઠીક."

દેવબાબુ બોલ્યા: "એટલી બધી ઉતાવળનું કંઈ કારણ છે?"

જરા રીસભર્યા સાદે કરુણામયી બોલી: "બધી જ વાતમાં કારણ શોધવા જઇએ તો તો જીવવું ભારે થઈ પડે."

હસીને દેવબાબુ બોલ્યા: "તોય કારણ વગર કોઇ જ કાર્ય બનતું નથી."

કરુણામયી ગંભીરભાવે બેસી રહી. જરાક રહીને બોલી: "ઢીલ કરવાથી આવું સરસ પાત્ર હાથથી જશે, એવી બીક લાગે છે."

દેવબાબુએ પૂછ્યું: "કયું સરસ પાત્ર?"

બીજાયલે સાદે કરુણામયી બોલીઃ "તમે પ્રોફેસરું શી રીતે કરતા હતા તે જ હું તો વિચારી રહી છું."

લગાર હસીને દેવબાબુ બોલ્યાઃ "પ્રોફેસરું કરવામાં પાત્ર–પાત્રીઓની ફિકર કરવાપણું કદી આવ્યું નહોતું."

"હું જામિનીની વાત કરું છું."

સફાળા દેવબાબુ બોલ્યાઃ "ઓહો જામિની ! તેનાથી છૂટવાનો કંઇ સંભવ દેખાય છે ?"

કરુણામયી બોલીઃ "છટકી જતાં તે કેટલી વાર લાગે ? મોટા લોકનો છોકરો ને ઉપરથી બેરીસ્ટર ! કેટલીય પરી જેવી છોકરીઓ તેને વરવા ઇંતેજાર છે !"

દેવબાબુ બોલ્યાઃ "છતાં ય તે આપણી આ સાદીસીધી છોકરીને પરણવા તત્પર છે ?"

વ્યંગ નહોતો છતાં આ વાક્ય લગભગ તેવે સ્વરૂપે કરુણાને કાને અથડાયું. તે ગુસ્સાભેર બોલીઃ "તમારી દીકરી તેને જરાય બંધબેસતી નથી, એ વાત તો તમને કદી સૂઝી નહિ હોય."

દેવબાબુ તો શાંત સ્વરે જ બોલ્યાઃ "એ વિષયનો મને વિચાર જ નથી આવ્યો તો કયાંથી સૂઝે ? હશે. ત્યારે આ લગન કરવા જામિની સંમત છે ?"

"હા. એણે મારી સમક્ષ એક લેખે સંમતિ આપી ય છે."

"ને મનો ?"

"મનોની તો છે જ વળી. સંમતિ ના હોય તો કંઇ તેની સાથે ટોળટપ્પા કરે, કે ફરવા જાય ?"

"ગાડીમાં બેસી ફરવા જાય કે વાતો કરે તેથી કંઇ પરણી જવા તૈયાર હોય એ મારે ગળે નથી ઊતરતું."

ધેરા સાદે કરુણામયી બોલીઃ "ત્યારે ગળે ઉતારવા માટે વળી શું

કરવું પડશે ?"

"કશું ય નહિ. મારે તો સ્પષ્ટ સ્વીકાર સાંભળવો જોઇએ."

"ને સ્પષ્ટ કબૂલાત ન આપે, તો ?"

દેવબાબુ મૂગા મૂગા બેસી રહ્યા. કરુણામયી મક્કમ, ગંભીર સાદે બોલી: "મને તો પાકી ખાતરી છે કે તેની સંમતિ જ છે."

દેવબાબુ બોલ્યા: "દરેક બાબતમાં બધાને કંઈ એકસરખી ખાતરી ન હોય."

કરુણામયી થોડી વાર ધુમ્મ જેવી બેસી રહી. તે પછી ખીજવાયલે સાદે બોલી: "વારુ, હું તેને બોલાવું છું. રામા......"

દેવબાબુ બોલ્યા: "હાલ રહેવા દો."

ચીડાયલે, ઊંચે સાદે કરુણા બોલી: "ના. હું આ વાતનો અત્યારે ને અત્યારે છેડો લાવવા ઇચ્છું છું. કોઇ બાપડા ભલા માણસને ખોટા ભરમમાં રાખવાનું વાજબી નથી. રામા......"

નોકર આવીને બારણામાં ઊભો. કરુણામયીએ મનોરમાને બોલાવી લાવવા તેને હુકમ કર્યો. નોકર ચાલ્યો ગયો. કરુણામયી સ્થિરગંભીર બેસી રહી.

દેવબાબુ બોલ્યા: "મારે મતે તો હજુ એ લોકને વિચાર કરવાનો વધુ વખત આપવો ઘટે છે."

આકરે સ્વરે કરુણામયી બોલી: "જરા ય નહિ. એવી જાતનું દીર્ઘસૂત્રીપણું મારાથી નથી સંખાવાનું."

હસીને દેવબાબુ બોલ્યા: "જગતના કેટલાક નિયમ એવા છે કે જ્યોમેટ્રીના સિદ્ધાંતો જ જોઇ લેવા. તારે કે મારે કબૂલ ના હોય તો યે તે નિયમ અટલ રહેવાના. ઉતાવળ કરવાથી કંઇ કાચું જ કપાઈ જાય."

ગુસ્સાભેર કરુણામયી બોલી: "તે કપાવાનું હોય તો ભલે કપાય. હું

હવે એક પળ પણ થોભવાને તૈયાર નથી. આ બાબતનો જે તે નિકાલ આજે જ કરી નાંખવો છે."

દેવેન્દ્રબાબુ કશું બોલ્યા નહિ. થોડી વારે મનોરમા આવીને તેમની પાસે ઊભી રહી. કરુણામયી તેની સામે આકરી નજરે ટગર ટગર જોતી ગંભીર સાદે પૂછવા લાગી: "હું જામિનીનાથ સાથે તારા લગનનું ગોઠવવા માંગું છું. મને લાગે છે કે એ લગનમાં તારી—"

તેને અટકાવી દેવબાબુ બોલ્યા: "એટલી બધી અકળામણ—"

તીખે સાદે કરુણા બોલી: "એનું નામ અકળામણ નહિ, એનું નામ ઉકેલ."

તે પછી દીકરીને સંબોધીને બોલી: "એ લગનમાં તારે કશો વાંધો નહિ જ હોય."

મનોરમાએ નીચી નજરે મૃદુ સાદે જવાબ દીધો: "ના."

દેવબાબુ બોલ્યા: "એ વિષયમાં મારા તરફથી કશી ભલામણઅટકામણ નથી. તારે જે કંઇ વિચાર મન સાથે કરવો હોય તે કરી—"

મનોરમાએ નીચી નજરે મૃદુ પણ જરા ધ્રૂજતા સાદે કહ્યું: "મેં વિચાર કરી જોયો છે, બાબા!"

સ્વામીના વદન તરફ ગર્વપ્રફુલ્લ નજરે જોતી કરુણામયી બોલી: "આશા છે કે હવે તમારે વાંધાવચકાનું કશું કારણ રહેશે નહિજી!"

જવાબની રાહ જોયા વિના જ ધબ ધબ કરતી કરુણામયી બહાર ચાલી ગઇ. મનોરમા આગળ મુજબ જ, નીચી નજરે નીરવ, નિશ્ચલ ઊભી રહી.

દેવબાબુ બોલ્યા: "મનો!"

મનોરમાએ એક વાર ઊંચું જોયું ને ફરી પાછી નજર ઢાળી દીધી. દેવેન્દ્રબાબુએ હાથ લંબાવી તેને પોતાની સોડમાં ખેંચી લીધી. છાતીસરસી ચાંપી સ્નેહાળ કોમળ અવાજે બોલ્યા: "કેમ આવી ખોટી સંમતિ આપી દીકરા?"

બાપના ખભા પર માથું ઝૂલાવી મનોરમા ડૂસકે ડૂસકે રડી પડી.

દેવેન્દ્રબાબુએ તેનાં આંસું લૂછતાં ધીર શાંત સ્વરે જણાવ્યું: "એ કદી નહિ બને બેટા, તારી ઇચ્છાવિરુદ્ધ તને જગતના સમ્રાટના હાથમાં ય નહિ આપું."

ગદ્ગદ્ અવાજે મનોરમા બોલીઃ "પણ બાબા, તેથી તમને એટલો બધો પરિતાપ સહન કરવો પડશે—"

જરા હસીને દેવેન્દ્રબાબુ બોલ્યા: "પરિતાપ? સંતાન ખાતર કેટકેટલું સહેવાનું શક્ય છે તે મા થયા વિના તને નહિ સમજાય દીકરી!"

મનોરમાનું અશ્રુરેલાયલું વદન ક્ષણભર હાસ્યને અજવાળે ઝબકી ઊઠયું. વાદળઘેર્યા દિવસમાં જરીક વાર સૂર્યદેવ ડોકિયું કરી જાય, તે રીતે.

દેવેન્દ્રબાબુ પ્રફુલ્લ નજરે તે વદનમંડળ તરફ જોઈ જ રહ્યા.

★

# ૨૪

મનોરમાએ ધારેલું કે જામિનીનાથ સાથે લગનની હા પાડવાથી પોતાની લજ્જા, મનની નબળાઇ વગેરે સર્વ કંઈ ઢંકાઈ જશે, દબાઇ જશે. એક સામાન્ય મહેતાજી જેવા ક્ષેત્રનાથ સાથે પોતાને કશો સંબંધ નથી, તે તો કેવળ પોતાની દયા-કરુણાનું જ પાત્ર છે, એ બધા સમક્ષ છતું થશે. તેથી જ તેણે ઝટપટ સંમતિ આપી સ્વહૃદયની નિર્બળતાને ઢાંકી દેવાનો યત્ન કર્યો હતો. પણ એ સંમતિને અંતરિયાળ, નાનકડા 'હા' અક્ષરના ભીતરમાં જીવનનાં કેટલાં સુખદુ:ખનો આધાર રહેલો હતો તે વિચારવાજોગી તક તેને નહોતી સાંપડી.

એ તક સાંપડી ત્યારે તેને લાગ્યું કે એક નજીવી લજ્જાને ઢાંકવા ખાતર તેણે કેવી ભયંકર ભૂલ કરી નાંખી હતી. કોઈ દિવસ પણ જામિનીનાથને તે પ્રેમદૃષ્ટિએ નિરખી શકી ન હતી. છતાં હમણાં હમણાં જે કંઇ ઘનિષ્ઠતા બતાવતી હતી તે કેવળ વિવેક ખાતર, સામા માણસના માનપાન ખાતર. જામિની ઉપર તેને જરા ય પ્રેમ ઊપજ્યો ન હતો, ઊપજવાની કલ્પના સરખી ય તેના મનમાં ઉદય પામી નહોતી એ વાત તેની જાણબહાર નહોતી. પણ ફક્ત ધૂનમાં-ક્ષણિક ઝોકમાં આવી જઇને જામિનીનાથ સાથેના લગનમાં પોતે સાવ સહેલાઇથી સંમતિ આપી દીધી હતી!

તે ધૂનનું-ઝોકનું કારણ છેક નજીવું નહોતું. પેલે દિવસે અચાનક

ક્ષેત્રનાથને જોઇને પોતે જામિનીનાથ સમક્ષ જે જાતને ભાવ પ્રગટ કર્યો હતો તે પરથી જામિનીનાથને કુદરતી રીતે જ લાગે તેવું હતું કે પોતે ક્ષેત્રનાથના પ્રેમમાં છે. પણ છિ! ક્ષેત્રનાથ જેવા અભણ ગામડિયા પર પોતાનો પ્રેમ હોવાનો શક જામિનીનાથના મનમાં જાગે તેના જેવું શરમભરેલું બીજું શું હોઈ શકે? અને એ બધો શકસંદેહનો મામલો ફક્ત જામિનીનાથના મનમાં સાંત્યો નહિ રહે, સમગ્ર ઘરમાં તેની હોહો થઇ પડશે એ પણ મનોરમા નક્કીપણે જાણતી હતી. તેમ થાય તો પછી પોતાની શરમ ક્યાં ને કેવી રીતે છુપાવવી? ફક્ત શરમ જ કેમ, માતાના તિરસ્કારયુક્ત ટોણાંટપણાં વડે પોતાને જ નહિ, પિતાને સુદ્ધાં અકળાઈ જવા વારો આવે. આ બધી શરમભરી સ્થિતિને દબાવી દેવા ખાતર જ મનોરમાએ અંતરાત્માની વિરુદ્ધ જઇ સંમતિ આપી દીધી!

પણ હવે જામિનીનાથ સાથે જ પરણવું પડે તો? મા જે રીતે કામે મંડી ગઈ છે તે જોતાં તો એ જ બનાવનું. ઓઃ કેવી ભયંકર આફત! મનોરમા થરથર કંપી ઊઠી. તેને થયું લાવ જીભ ખેંચીને બહાર ફેંકી દઉં. આ 'હા' શબ્દનો 'ના' કરી નાંખવાનો શું હવે કશો ઉપાય નથી? કાગળ પર લખેલું હોત, તો તો મનોરમાએ જરા પણ અચકાયા વિના ક્યારનો **હ** ભૂંસી **ન** લખી નાંખ્યો હોત. આ એક **હાની ના** કરી નાંખવા માટે મનોરમાનું મન તરફડ તરફડ થવા લાગ્યું. દેવેન્દ્રબાબુ સિવાય તેની માનસિક વ્યાકુળતા બીજું કોઇ પામી ન શક્યું.

મનોરમાની સંમતિ ખરા અંતરની નહોતી એમ તે જ ક્ષણે દેવેન્દ્ર-બાબુ અંતરદૃષ્ટિ વડે બરાબર સમજી ગયા હતા. તેથી મનોરમાની સંમતિ પર અકળાવા લાગ્યા. પણ આ કારણે કદાચ તેમને જ બેપાંચ સાંભળવી પડે, વખતે પાછું ક્ષેત્રનાથનું નામ આગળ આવે, એવી એવી શંકાને કારણે મનોરમાએ એટલા જોરજોશથી પોતાની સંમતિ પ્રદર્શિત કરી, કે દેવ-બાબુએ મનના વહેમ મનમાં જ દાબી દયાળુ મંગળકર્તા શ્રી હરિ ઉપર અવલંબન રાખ્યું.

પણ મન માર્યું નથી મરાતું. મનોરમા ય એબાકળી બની વિચારવા લાગી કે બધી વાત દિલ ખોલીને જામિનીનાથને કહી દઉં. પણ છિઃ જેને પોતે ગૂળે જ પ્રેમનજરે નહોતી જોઇ શકતી, તેની પાસે આવી હીનતા દાખવવી?—સ્વીકારી લેવી? અરેરે, કેવી અપશુકનિયાળ ઘડીએ પોતે તે દહાડે ફરવા ગયેલી! કેવી અભાગણી પળે ક્ષેત્રનાથ દીવાનખાનામાં આવીને બેઠેલો!

ખુલ્લા હારમોનિયમ પર જ મનોરમા બેઠી હતી પણ તે એ બજાવતી નહોતી. તે બજાવી મનને જરા શાંત કરવા માટે બેઠેલી ખરી; પરંતુ ચાવીઓ તાણી, પગ વડે પર્દો દબાવતાં હારમોનિયમાંથી કંઇ એવો ભેંસાસૂરી, બિહામણો અવાજ નીકળ્યો કે એવે અવાજે મરશિયા પણ કોઇ ના ગાય. મનોરમાએ તાબડતોબ પગ ઉંચકી લીધા અને હડપચી હાથ પર ટેકવી, કોણી પડદા પર રાખી ગુપચુપ બેસી રહી. સામેની બારીમાંથી નમતા પહોરનો તડકો આવી તેના ખભાને અજવાળવા લાગ્યો.

અચાનક જોડાનો ચમ ચમ અવાજ સાંભળી ચમકીને પાછળ જોયું તો જામિનીનાથનું હસતુંચમકતું વદન નજરે પડયું. મનોરમાએ પણ જરા લૂખું હસીને તેને આવકાર આપ્યો. જામિનીનાથે મનોરમાની ખુરસીની નજીક એક ખુરસી તાણી તે પર બેઠક ઝમાવી. મનોરમા નીચી મૂંડીએ હારમોનિયમના પડદાઓ પર અમસ્તી આંગળીઓ ટકોરવા લાગી.

જામિનીનાથ હસીને બોલ્યાઃ "મેં ય ધારેલું કે તમે આ ઓરડામાં એકલાં જ મળશો."

મનોરમાએ બહુ જ ક્ષીણ સ્વરે પૂછ્યુંઃ "આપ હમણાં જ આવ્યા?"

જામિનીનાથ બોલ્યોઃ "એમ તો વીસેક મિનિટથી આવ્યો છું. અત્યાર સુધી કાકીમા પાસે બેઠો હતો. પણ તેઓ તો એવી બધી ગરબડમાં—"

મનોરમાના મોં તરફ જોઈ જામિનીનાથ જરા હસ્યા અને જવાબમાં

એવા જ હાસ્યની આશા રાખી રહ્યા. પણ તેમની એ આશા બર ન આવી. મનોરમાએ તો ઊલટું મોં ફેરવી નાંખ્યું. જામિનીનાથને લાગ્યું કે આ તો સ્ત્રીસુલભ લજ્જાશરમ છે માત્ર! એટલે તેણે બારી તરફ જોઇ ખુશખુશાલ અવાજે કહ્યું: "કાકીમા પોતે તો ગરબડમાં છે જ, પણ મને ય ગભરાવી ગભરાવી નાંખે છે. મને તો લાગે છે કે આટલી બધી ઉતાવળનું કંઈ જ પ્રયોજન નથી."

અચાનક મનોરમાએ મોં ખોલી જરા કઠોર અવાજે પૂછ્યું: "ખરેખર?"

એટલું બોલી તેણે તાબડતોબ મોં ફેરવી નાંખ્યું. જામિનીનાથે ચમકીને પૂછ્યું: "શું ખરેખર?"

મનોરમા મૂગી રહી. જામિનીનાથને લાગ્યું કે આ તો ફક્ત ગમ્મત હશે. તે મનમાં ને મનમાં જરા હસ્યો, કે સવાલ ખોટા દેખાવ રૂપી હતો. જરા ચૂપ રહ્યા કેડે તેણે કહ્યું: "એકાદું ગીત ગાવા વિનવું તો અઠીક નહિ ગણાય!"

મનોરમાએ કશો જવાબ ન દીધો, પણ ટટાર થઇને બેઠી ને હારમોનિયમના સૂર મેળવી ધીમે ધીમે ગાવા લાગી—

કોઈ કોઈ દિ તારાં
દર્શન થાય.
રોજ ન દર્શન થાય,
તારાં રોજ ન દર્શન થાય!
હૈયાનાં આકાશ
વાદળ ઘેરે
ત્યારે છબી ન દેખાય!
ક્યાંથી વાદળ આવી ઘેરાય?

જામિનીનાથ મુગ્ધ નજરે મનોરમા પ્રતિ ટગરટગર જોતો બેસી રહ્યો. સંગીતનાં ઝરણ તેના કાનમાં કોઇ અવનવું અમી રેડવા લાગ્યાં.

મનોરમા ગાવા લાગી—

ક્ષણભર તેજે
આંખોને પલકે
રૂપ તારું મલકાય
મુજને મીઠડા દર્શન થાય.
એ ગયું, એ જશે
એ ભય અતિશે
એમાં તો ગુમ થઈ જાય
સ્તંભિત ભાવે
જોતી રહું ત્યાં,
દર્શન ક્યાં ઊડી જાય—

ગીત પૂરું થતાં શાબાશી આપી જામિનીનાથ બોલ્યો: "ભજનનાં ગીત પણ મીઠાં લાગે છે, પણ તમારે મોઢે પ્રેમનાં ગીત વધારે મીઠાં લાગે એ વિષે મને શંકા નથી. પણ આજે હવે તકલીફ આપવાની ઇચ્છા નથી, કેમકે ટૂંકમાં જ એ તકલીફ કર્તવ્યનું રૂપ ધારણ કરે એ પ્રસંગ આવવાનો છે. એ પ્રસંગની વાટ જોવામાં ય મને હરખ આવે છે."

જામિનીનાથ ઊઠીને ઊભો થયો અને હસતાં હસતાં આગ્રહપૂર્વક તેણે મનોરમાનો હાથ ખેંચ્યો. પરંતુ મનોરમાએ આકળી બનીને હાથ એવો તો ખેંચી લીધો કે જામિનીનાથ વિસ્મય પામીને ડગલુંભર પાછળ હઠી ગયો! મનોરમા એકે હરફ બોલી નહિ, પણ ચોરની પેઠે પોતાની ભયભીત આંખો વડે જરાક ઊંચું જોઈ નજર પાછી ઢાળી દીધી. તેનાં મુખ-મંડળ ને આંખનો ભાવ જોઇ જામિનીનાથના અચરજનો પાર રહ્યો નહિ. તેણે મનોરમા તરફ નજર કરી શંકાભર્યા સૂરે પૂછ્યું: "એક વાત પૂછી શકું?"

મનોરમાએ કહ્યું: "પૂછો."

"મેં સાંભળ્યું છે કે તમે સ્વમુખે આપણા લગન માટે સંમતિ આપી છે."

"હા."

"તો પછી હું એવી આશા અવશ્ય રાખું કે આ સંમતિ સ્વેચ્છા-પૂર્વક અને પરસ્પરના પ્રેમમાંથી ઉદ્ભવી છે."

થરથર ધ્રૂજતે છતાં મક્કમ અવાજે મનોરમાએ જવાબ દીધો: "ના."

જામિનીનાથ વીજળી પડી હોય તેમ બેસી પડયો. મનોરમાએ મોં અવળી દિશામાં ફેરવી નાંખ્યું. થોડી વારે ચિત્તને કંઈક સ્વસ્થ કરી જામિનીનાથે પૂછ્યું: "ત્યારે મારે એમ જ સમજવાનું કે તમે હવે એ લગનથી વિરુદ્ધ છો ?"

ગદ્ગદ્ કંઠે મનોરમા બોલી: "મને માફ કરો."

"પણ આ વિરોધનું કારણ મને જાણવા નહિ મળે ?"

"ના !"

"જાણવા જેવું હોત તો જરૂર મને તે જાણવા મળત."

મનોરમા મૂગી રહી. તીવ્ર, કઠોર અવાજે જામિનીનાથ બોલી ઊઠયો: "ત્યારે આ તો પેલો અભાગિયો મહેતલો જ આ બધાંનાં મૂળમાં છે !"

મનોરમાએ હવે ઊંચું જોઇ લૂખ્ખે સાદે કહ્યું: "આપના જેવા ભણેલાગણેલાને મોઢે આવી હલકટ વાત સાંભળવાની મેં આશા નહોતી રાખી."

જામિનીનાથ તડુકીને બોલ્યો: "ને મેં ય તમારા જેવી ભણેલી યુવતિ પાસે આવા નીચ વહેવારની આશા નહોતી રાખી."

જામિનીનાથ ઊઠીને ઊભો થયો અને ટોપી માથે ચઢાવી ગાંડા પેઠે બેબાકળે ડગલે ઓરડામાંથી ચાલી ગયો. તેના હાવભાવ જોઇ નોકરો પણ જરા ગભરાઇ ઊઠયા. જામિનીનાથ દરવાજો વટાવીને સીધો રસ્તા પર જઈને ઊભો.

પણ રસ્તા પર જઇને જામિનીનાથે જે જોયું તેનાથી વળી તેની સારાસાર બુદ્ધિ છેક જ ઘુમરી ખાઈ ઊઠી! જુએ છે તો બરાબર તેની પાસે થઇને જ ક્ષેત્રનાથ જાય છે અને તે એ ઘરમાં દાખલ થવા માટે જ. ભુખાળવો વાઘ શિકારની ઉપર એકાએક તરાપ મારી તૂટી પડે, તેમ જામિનીનાથ અક્કલ ગુમાવીને ક્ષેત્રનાથની ઉપર તૂટી પડયો અને તેને કંઇ સમજાય તે પહેલાં તો તેના કપાળમાં કચકચાવીને એક ધુસ્સો લગાવી દીધો. રસ્તાના લોકો આ મામલો જોઇ અચંબો પામ્યા પણ મારવાવાળાનો સાહેબશાઇ પોશાક જોઇ કોઇની બોલવાની હિંમત ના થઇ.

અચાનક સખત મુક્કો પડયો એટલે ક્ષેત્રનાથ જરા લળી પડયો. સાહેબે બીજી મુક્કી ઉગામી પણ તે વાગે તે પૂર્વે તો ક્ષેત્રનાથ સરખો થઈ ગયો અને સાહેબનો મુક્કાવાળો હાથ એવા જોરથી પકડી લીધો કે સાહેબ હાથ ઊંચોનીચો પણ કરી ન શકયા. ત્યારે તેમણે પગ ચલાવવા માંડ્યા. ક્ષેત્ર-નાથે તે તરફ ન જોતાં બંને હાથે સાહેબને સજ્જડ પકડી લીધા ને જરાક હચમચાવી છોકરાઓ રમત કરે છે, તેમ છૂટા મૂકી દીધા. જામિનીનાથ બેત્રણ વાર દૂર ધબ્બ દઇને પડ્યા! રસ્તામાં હવે લોક ઝામી પડયું હતું, બધા હોહોહાહા હસી પડયા. નોકરોની બૂમાબૂમ અને રસ્તાના કોલાહલવડે દેવેન્દ્રબાબુ બારીએ આવીને ઊભા રહ્યા હતા. વળી ઘરનાં બૈરાંઓ પણ બારીએ આવ્યાં હતાં, તેઓ 'હાયહાય' પોકારી ઊઠયાં!

પડવાથી જામિનીનાથને સારી પેઠે વાગ્યું હતું પણ તે વાગ્યાનું દુઃખ છુપાવીને જ તેને ઊભા થવું પડયું. તે વેળા રસ્તા પર થોડું પાણી રેલાયલું હતું એટલે તેના કપડાં કાદવે લદબદ થઈ ગયાં. તેણે ઊભા થઈને મોટે સાદે 'પોલિસ, પોલિસ!' એવી બૂમો મારવા માંડી. ક્ષેત્રનાથ સામે જ ઊભો રહીને હળવું હળવું હસવા લાગ્યો. બીજી બાજુ લોકોના ઠઠ્ઠાઠેકડીભર્યા અવાજથી સાહેબ બહુ જ ચીડાઇ ઊઠયા. તેણે મદદની આશાથી ઊંચે જોયું તો મનોરમાનું આકરું, હાસ્ય કરતું વદન ત્યાં દેખાયું. હવે

જામિનીનાથને ઊભા રહેવાનું ય ભારે લાગ્યું, એટલે તેમણે ઝપાટાભેર ચાલતું મૂક્યું. એક માણસે મોટેથી બૂમ પાડી કહ્યું: "અરે સાહેબ, મહેરબાન ! આપની ટોપી તો આ રહી ગઈ!"

પણ સાહેબે પાછું ફરી ન જ જોયું. અચાનક થોડે દૂર પહેરાવાળાની લાલ પાઘડી દેખાઈ. તે નજરે પડતાં જ ભીડ એકદમ ઓસરી જવા લાગી. લોકની થોક જોઇને પહેરાવાળો તે તરફ જ આવતો હતો. પણ તે આવી પહોંચે તે પૂર્વે જ દેવબાબુ નીચે ઊતરી આવ્યા અને ક્ષેત્રનાથનો હાથ પકડી તેને ઘરની અંદર લઈ ગયા.

## ડહાપણ આવ્યું !

# ૨૫

ક્ષેત્રનાથ કાગળ લખતો હતો તે લખતાં લખતાં એવા મોટા અવાજે ખડખડ હસી પડયો કે બારણાંની બહાર સૂતેલું કૂતરું ડરનું માર્યું ચીસાડા પાડતું નાસી જઈ દસબાર હાથ દૂર જઈને ઊભું. ક્ષેત્રનાથ આજે ઘણે દિવસે પેટ ભરીને હસ્યો. હસ્યો જ હસ્યો !

થોડા દિવસ વિચાર કરતાં આખરે ક્ષેત્રનાથને સમજ આવી પોતાનું વર્તન સાવ ખરાબ થતું જાય છે, ત્યારે પોતાના આચરણ માટે મનમાં જ તે ખૂબ શરમાઈ ગયો. પોતે કેવા શમણામાં પડેલો હતો ! મનોરમાની સાથે વળી મારે સંબંધ શો ? તે બ્રાહ્મ છે, હું હિન્દુ છું. તે પૈસાદાર છે, હું ગરીબ છું; તે દાનદાતા છે, હું તેમને દ્વાર ભિખારું જેવો છું—એટલે મનોરમા સાથે મારે એવો કશો સંબંધ નથી જેને પોતીકા તરીકે લેખી શકું; ને એ મનોરમાને ખાતર હું આ કરવા શું બેઠો છું—કરી શું બેઠો છું ? પ્રેમાળ, મમતાળુ, ઘરડા દાદાજીના અંતરને આઘાત પહોંચાડયો, ફોઈબાને પણ દુઃખ દીધું, માસીબાને પણ આઘાત લગાડયો. છિઃ છિઃ નર્યું ગાંડપણ !

ક્ષેત્રનાથ પસ્તાતે મને દાદાજીને એક કાગળ લખવા બેઠો—તેમની માફી માંગવા માટે પણ થોડુંક લખ્યા કેડે વળી તેને થયું—આ ય તે શું ગાંડપણ ! એવું તે કયું ગેરવર્તન હું કરીને આવેલો છું કે તે ખાતર

સૌની માફી માંગવી પડે ? દાદાજીએ નિમિ સાથે પોતાનો વિવાહ નક્કી કર્યો છે ને તે વાતમાં પોતે કોઇ જાતનો વાંધોસાંધો કાઢ્યો નથી, માત્ર મુદ્દત પાડી છે એટલું જ. તેટલા ખાતર આવું બધું દોઢડહાપણ કરીને માફી માંગવી પડે ! એ તો વળી ગાંડપણની ઉપર સવાઇ ગાંડપણ !

એવા પોતાના ગાંડપણ પર ક્ષેત્રનાથ પોતે જ ખડખડ હસી ઊઠ્યો. તે પછી કાગળની કચ્ચર કચ્ચર કરીને તેણે બારીમાંથી ફેંકી દીધી અને ઓરડાનાં બારણાં બંધ કરી અંદર ગયો.

અંતરિયાળ જઇને ક્ષેત્રનાથે મોટેથી બૂમ પાડી: "કાકીમા !"

દુર્ગાદેવી તે વેળા રસોડામાં બેસી છોકરાંઓ સારું નાસ્તો તૈયાર કરતાં હતાં. ક્ષેત્રનાથની બૂમ સાંભળીને તેઓ બોલ્યાં: "શું છે રે બેતુ ?"

ક્ષેત્રનાથ સપાટિયાં બહાર કાઢી રાખી રસોડાને ઉંબરે ઊભો રહ્યો અને અંદર ડોકી લંબાવી બોલ્યો: "બહુ ભૂખ લાગી છે, કાકીમા ! કંઇ ખાવાજોગું છે ?"

જે ક્ષેત્રનાથને કેટલાક દિવસથી ખાસ ટોકીટોકીને ખવડાવવું પડતું હતું, તેની ભૂખ આજે ઊઘડી ગયેલી જોઇ દુર્ગાદેવી અચંબો પામ્યાં, જરા રાજી પણ થયાં. હરખાતે અવાજે બોલ્યાં: "ઘણું સારું લ્યો ! આજે કયે ઘાટે મેં મોં ધોયું હશે રે ?"

ક્ષેત્રનાથ બોલ્યો: "અહીં વળી બીજો કયો ઘાટ મળવાનો હતો, કાકીમા ! અહીં તો છે આ એક પૂરા નળરાજ ! તેમાં ધોવું હોય તો ત્યાં ધોજો, પણ મારા તો પેટમાં કકડીને લાગી છે."

દુર્ગાદેવી બોલ્યાં: "શું ખાઇશ ? હવે અત્યારે ભાત તો નહિ ખાય ને ?"

ક્ષેત્રનાથ બોલ્યો: " એક દિવસમાં બે વાર તે કંઈ ભાત ખવાય ?"

દુર્ગાદેવી બોલ્યાં: "ત્યારે જરા બેસ. હું થોડીક રોટલી બનાવી દઉં !"

ક્ષેત્રનાથ બોલ્યો: "અહોહો ! તો તો બહુ વાર લાગશે. હજુ તો આ લોટમાં પાણી હમણાં જ રેડયું."

દુર્ગાદેવી બોલ્યાં: "તે રેડયું'સ્તો. પણ તને થોડીક ઝટપટ બનાવી દઉં !"

દુર્ગાદેવીએ ઝટપટ થોડા લૂવા બનાવી લઈ રોટલી વણવા માંડી. ક્ષેત્રનાથ બોલ્યો: "તમે બેએક વણીને શેકવા માંડો. બાકીની હું વણી આપું છું."

જરા હસીને દુર્ગાદેવી બોલ્યાં: "તું વણી આપશે? તો તો પછી જોઇએ જ શું ?"

ક્ષેત્રનાથ સગર્વ બોલ્યો: "તે હું એવો સાવ નકામો માણસ છું ? ના, ના. જરા મને આવડેછ કે નહિ, તે તો જુઓ."

ક્ષેત્રનાથે જરા આગળ જઇ કાકીમાની પાસેથી વેલણ ઝુંટવી લીધું દુર્ગાદેવીએ હસતાં હસતાં બેત્રણ રોટલી વણી નાખી હતી, તે તેઓ શેકવા બેઠાં ને તાવી ચઢાવી. ક્ષેત્રનાથે રોટલી વણવાનું શરૂ કર્યું. પણ એક વણતાં વણતાં ક્ષેત્રનાથને પોતાની અણઆવડતનો પૂરો ખ્યાલ આવી ગયો. રોટલી કોઇ પણ પ્રકારે ગોળ થઈ જ નહિ, કંઈક ત્રિકોણ જેવી, વળી કંઈ છખૂણિયા જેવી, એમ ઘાટઘાટમ વગરની થઇ. તેમાં આડણી પર તે એવો તો વેલણ ઝીંકવાઠોકવા લાગ્યો કે આડણી ડોલમડોલા થાય. એ જોઇને દુર્ગાદેવીને ખૂબ હસવું આવ્યું. હસતાં હસતાં બોલ્યાં: "તોબા પરમેસર બેતુ ! જવા દે તારી એ બધી બહાદુરી ! નહિ તો મારો આખળિયો ય હાથથી જશે !"

ક્ષેત્રનાથ હસતો હસતો ઊઠીને ઊભો થયો ને બોલ્યો: "ખરેખર કાકીમા ! ઇચ્છા ગમે તેટલી હોય તેથી માણસ કંઈ બધું જ કામ કરી શકતો નથી."

જે થોડી રોટલી શેકાઇ ગઈ હતી તે થાળીમાં પીરસી દેતાં દુર્ગાદેવી બોલ્યાં: "બધાથી બધું કામ થાય તો તો પછી જોઇએ જ શું ? તું તારે ખાવા બેસ, હું તને બનાવી આપું છું."

ક્ષેત્રનાથ ખાવા બેઠો. દુર્ગાદેવી ફરીથી થોડી રોટલી વણીને શેકવા

લાગ્યાં. શેકતાં શેકતાં પૂછવા લાગ્યાં: "હાં, તે ખેતુ ! આ થોડા દહાડા તને થયું'તું શું ? ઘરની ફિકરમાં પડયો હતો, તેનો બોજો હતો ?

ક્ષેત્રનાથ બોલ્યો: "મગજ પર બોજો તો હતો, કાકીમા, પણ ઘર બાબત નહિ."

"ત્યારે કોને માટે ?"

"કોને માટે તે તો બરાબર કહી નથી શકતો, પણ મારી ગરદન પર એક ભૂત ચડી બેઠેલું, એટલું તો ખરું !"

"પછી ?"

"પછી તો ભૂત જેમ ફડાક દઇને ચઢી બેઠેલું, તેવું જ આજે તડાક દઈને ઊતરી ગયું !"

દુર્ગાદેવી જરા વહેમાલે સાદે બોલ્યાં: "ભઇલા, તું હવે રાતેસાંજે એમ ગંગાકાંઠે જા નહિ. તે દિવસે ગંગાકિનારે ફરીને આવ્યો ત્યારથી જ તને આવું થઇ ગયું'તું !"

ક્ષેત્રનાથ હસીને બોલ્યો: "એ ગંગાકાંઠાનું ભૂત ન હોય કાકીમા ! એ તો પેલું શું કહે છે, નથી જાણતાં ? માથે ગુમડું ને પગ પર પટ્ટી ! એમ ને એમ માણસ ગાંડો થઈ જાય છે. અરે અરે, આ શું કાકીમા ! માફ કરો, આ તો બશેર લોટ બધો મારા પેટમાં જ પેસી જવાનો."

ઠપકાને અવાજે દુર્ગાદેવી બોલ્યાં: "તું તે શું બશેર લોટ ખાવાનો હતો, કપ્પાળ મારું ! લે થોડો ગોળ દઉં છું, ખાઇ લે થોડો. આ થોડા દહાડા તું તે કંઇ ખાતો હતો ? આ થોડા દિમાં તો શરીર અડધું થઇ ગયું !"

હસતાં હસતાં ક્ષેત્રનાથ બોલ્યો: "કશી ધાસ્તી નથી કાકીમા ! થોડા દહાડા તમારા હાથની રોટલીઓ જમીશ એટલે પાછો દોઢોબમણો થઈ જઇશ !"

"આ છોકરાનો બોલ તો કોઇ સાંભળો !" કહી દુર્ગાદેવી પાછાં કણુક

બાંધવા બેઠાં. એવામાં વ્રજસુંદરીએ આવી પૂછ્યું: "રોટલી થઈ ભાભીજી? ધીરાને ભૂખ લાગી છે."

દુર્ગાદેવી બોલ્યાં: "નથી થઈ હજુ, આ હજુ તો તૈયારી ચાલે છે. ખેતુએ કેટલાય દહાડાથી બરાબર ખાધું નહોતું, તે આજે ભૂખો ડાંસ થઈ ગયો'તો, તેથી ઝટપટ થોડીક કરી એને ખવડાવ્યું."

વ્રજસુંદરી જરા લચકાતી લચકાતી બોલી: "તે ખુશાલ ખવડાવો ના, તે માટે કોણ કંઇ બોલે છે ય તે! પણ છોકરો ભૂખે પેટે રડે છે તેથી હું તો કહેવા આવી."

દુર્ગાદેવી જરા ઊંચે સાદે બોલી: "એમાં વળી કહેવાબોલવાનું શું હોય વળી? કહેવા આવી તો કર્યું! હું ય આ બનાવું જ છુંસ્તો!"

વ્રજસુંદરી બોલી: "એવું તે હું શું બોલી ભાભીજી, કે તમને મરચું લાગી ગયું? તમારે તો આજકાલ કંઇ એવું થઇ ગયું છે કે તમારી સાથે બે બોલવામાં ય માલ નહિ?"

દુર્ગાદેવી તડૂકીને બોલી: "જો નાની વહુ! ભલી થઇને ચાલી જા અહીંથી. મારી સાથે ઝાઝું બોલીને કંઇ કામ નથી."

સારી પેઠે મોં મચકોડી વ્રજસુંદરી ચાલી ગઇ અને પોતાને ઓરડે જઇ છોકરાને ઠપકારી કહેવા લાગી: "અભાગિયા, ભૂખો થયો છે તો ખા ને ધૂળરાખ! તારે ત્યાં કંઈ રસોઇયણબામણી રાખેલી છે કે તને જોઈએ ત્યારે ખાવાનું બનાવી દે? એટલી આગ બળતી હોય પેટમાં, તો કહું રસોઇયણ રાખવાનું!"

દુર્ગાદેવી ધુમ્મ થઇને બેઠી બેઠી કણક ગૂંદવા લાગી. ક્ષેત્રનાથ જમવાનું પતાવી તેની સામે જોઇ હસીને બોલ્યો: "કાકીમા, હજુ થોડીક રોટલીની ભૂખ છે, શેકી આપશો ના?"

દુર્ગાદેવીએ જવાબ ના દીધો. ફક્ત ઊલટી હથેળીએ આંખો લૂછી. ક્ષેત્રનાથ બોલ્યો: "છિઃ કાકીમા! તમે તો રડી દીધું! પણ જુઓ હું તો

બધી રોટલિયાં પેટમાં પધરાવી હસતો હસતો ચાલ્યો. તમે કશી ફિકર ના કરશો, કાકીમા ! મને તો એવી વાતો અંગે ય નથી અડતી !"

ક્ષેત્રનાથ હાથમોં ધોઇ પોતાને ઓરડે ગયો અને કપડાંબપડાં લગાવી દેવેન્દ્રબાબુના ઘર તરફ ઊપડયો. પણ તે ઘરને દરવાજે પહોંચતાં, અંદર જવું કે કેમ અને જવું તો કયે બહાને, વગેરે વિચાર કરતો રામાટામા કરતો હતો એટલામાં અચાનક જામિનીનાથ ઘરમાંથી બહાર નીકળ્યો અને પોતાના પ્રેમહરીફને જોઇને મિજાજ સમાલી ન શકયો અને સારાસાર બુદ્ધિ ગુમાવી તેના પર તૂટી જ પડયો !

*

## ૬૬૦ રૂપિયા!

# ૨૬

જતીનબાબુએ પૂછ્યું: "આ મહિનાની ખોરાકીનાં નાણાં ના મળ્યાં, ભાભી!"

દુર્ગાદેવી બોલ્યાં: "આપીશ. પણ તે પહેલાં મારા પગારનો હિસાબ કરી નાંખો, જોઇએ!"

જરા નવાઈ પામી જતીનબાબુએ પૂછ્યું: "તમારો પગાર?"

દુર્ગાદેવી તડૂકીને બોલ્યાં: "કેમ, હું તમારે ત્યાં તદ્દન વગર પગારની રસોઇયણ જ છું?"

જતીનબાબુ ગંભીર ભાવે બોલ્યા: "એવું જ લાગે છે."

ગુસ્સાના આવેશમાં દુર્ગાદેવીએ કહ્યું: "લાગેઇશ બાગેઇશ નહિ. મારો પગાર હિસાબ કરીને ચૂકવી આપો, ને નહિ તો બીજું માણસ ગોતી લેવા તજવીજ કરો."

"પણ હિસાબ કઇ તારીખથી ગણવો?"

"કેમ કઇ તારીખથી વળી? જ્યારથી તું સગીર મટી મોટો થયો, ને નોકરી કરવા માંડી ત્યારથી!"

"ઓહોહો! તે મને તો નોકરી કરતાં અગિયાર વરસ થયાં!"

"બસ, તે એ અગિયાર વરસનો પગાર મને પૈએ પૈ ગણીને

ચૂકવી દો."

"ને પછી ?"

"પછી પોસાય તો મને મહિને મહિને પગાર આપતા જાઓ; ને ના પોસાય તો બીજી સગવડ કરો."

"ભલે. તેમ હોય તો ખોરાકીપોશાકી બાદ કરતાં મહિને પાંચ રૂપિયા લેખે વરસના ૬૦ રૂપિયા અને અગિયાર વરસના અગિયાર છકુ છાસઠ એટલે છસો સાંઠ રૂપિયા. કેમ, બરાબર ને ?"

દુર્ગાદેવી જરા વિચારમાં પડી બોલ્યાં: "છસો સાંઠ રૂપિયા, એટલે કેટલા દોકડા થયા ?"

જરા હસીને જતીન બોલ્યો: "અલ્લા જાણે મારી, ભાભી ! એ બધો દોકડિયો હિસાબ મને તો નહિ આવડે. હું તો તમને નાણાં આણી આપીશ. તમે તમારે પછી દોકડાફોકડા ગણ્યા કરજો."

"ક્યારે આપશો ?"

"ઘરમાં તો કંઈ એટલા રૂપિયા થોડા જ ભરી મૂક્યા છે ? કાલે બેંકમાંથી ઉપાડી લાવીને આપીશ."

"પણ હવે પછી દરેક મહિને મહિને આપ્યા જવું પડશે."

"તે તો બહુ રૂડું. મને ય ભારે નહિ પડે."

દુર્ગાદેવી કશું ન બોલતાં જઈને પોતાને કામે વળગી.

વ્રજસુંદરી આવીને કહેવા લાગી: "ભાભીજીનો અન્યાય તો જુઓ, વારુ ! ગુનો હોય મારો, તો એટલો કે કાલે સાંજે ધીરો ભૂખો થઈને મને પજવતો હતો, ને રસોડામાં ભાભીજી થોડી રોટલી આગળથી તૈયાર કરી ખેતુને જમાડતાં હતાં. ગુનો એટલો કે, મેં જઈને કહ્યું કે ભાભીજી, છોકરો ખાઉં ખાઉં કરે છે, તો ઝટપટ બેચાર રોટલી તૈયાર કરી એને ખવડાવો. બસ એટલું જ. તેમાં તો આ બધું વાતનું વતેસર !"

જરા હસીને જતીનબાબુ બોલ્યા: "તું ઠંડી પડ ને, એટલાં ખાતર

તો હવે પગાર બાંધી રસોઇયણ કર્યાં છે. હવે ઊંચાંનીચાં થવાનો, મોં મચકોડવા વારો નહિ આવે."

વ્રજસુંદરી બોલી: "પણ મહિને પાંચ પાંચ રૂપિયા! ખાધેપીધે કપડાં સાથે ત્રણ સાડાત્રણ રૂપિયામાં તો જોઈએ તેટલાં રાંધવાવાળાં મળી રહે છે!"

જતીનબાબુએ કહ્યું: "તે તો મળે, પણ તેમાં બામણી ખોળી કાઢવાની મહા પંચાત છે. ગોપાળબાબુને ઘેરે રસોઇયણ હતી, તે પાછળથી ધોબણ નીકળી; એટલું જ નહિ, થોડા દહાડા ચકલે પણ કાઢી આવેલી!"

માથું ધુણાવી વ્રજસુંદરી બોલી: "તે બધાં કંઈ એવાં હોતાં હશે? એમાંથી ય તે કંઇ ઓળખપિછાનવાળું કોઇ ના મળે?"

જતીનબાબુ બોલ્યા: "તે તો મળેસ્તો. પણ તાબડતોબ કંઇ મળે છે? ભલે, તું ય જરા ખટપટમાં રહેજે. તેટલા દહાડા એ ભલે રહે."

હવે વ્રજસુંદરીને વાંધો લેવા જેવું કશું ના રહ્યું.

બીજે દહાડે જતીનબાબુએ કચેરીમાંથી આવી કપડાં બદલતાં પહેલાં જ દુર્ગાદેવીને બૂમ પાડી અને તે આવતાં જ ગજવામાંથી નોટાનો થોકડો કાઢી તેમના હાથમાં આપ્યો. દુર્ગાદેવી અચરજથી મોઢું ફાડી તે થોકડા સામે જ જોઇ રહ્યાં. જતીનબાબુએ કહ્યું: "ગણી લો."

દુર્ગાદેવીએ ઊંચું જોઈ અચરજભર્યા સાદે કહ્યું: "આ કેટલા રૂપિયા છે?"

જતીનબાબુએ ગંભીર ભાવે કહ્યું: "છસો ને સાઠ રૂપિયા!"

દુર્ગાદેવી બોલી: "એમ કેમ? આ તો બહુ બધી નોટો છે."

"બધી દસદસની છે—કુલ છાસઠ નોટ. ગણી જુઓ."

"પણ એટલા બધા રૂપિયા લઈને હું કરું શું?

ગુસ્સાપૂર્ણ સ્વરે જતીનબાબુ બોલ્યા: "ફેંકી દો—ચૂલામાં નાંખી

બાળી નાંખો ! તમારે શું કરવું, તે હું શું જાણું ?"

દુર્ગાદેવી વિષાદમય વદને નોટોનો થોકડો હેરવીફેરવી જોવા લાગ્યાં. જતીનબાબુ ઊંચે સાદે કહેવા લાગ્યાઃ "સાંભળો, તમને પેટભર ખોરાકી, મહિને પાંચ રૂપિયા પગાર, દર વરસે બે જોડ લુગડાં, અને બે અંગુછા મળશે. દશેમને દહાડે ચાર પૈસા ખરચવા મળશે. એટલાથી ખુશી હોય તો રહેવું, નહિ તો કાલથી રસોડામાં અડવાની જરૂર નથી."

મોં ફેરવી નાંખી જતીનબાબુએ અંગરખાનાં બોરિયાં ખોલવા માંડયા. દુર્ગાદેવીએ બૂમ મારીઃ "દિયરજી !"

જતીનબાબુ મૂગા રહ્યા. દુર્ગાદેવીએ ફરી બૂમ મારીઃ "જ...તી...ન !"

રીસભર્યા સાદે જતીનબાબુ બોલ્યાઃ "કેએએએમ ?"

શરમસંકોચથી સજ્જડ શા કંઠે દુર્ગાદેવીએ કહ્યુંઃ "મારી ભૂલ થઈ, જતીન !"

જતીનબાબુ મોં ફેરવી ગુસ્સાથી થરથર કાંપતે સાદે બોલ્યાઃ "ના, તમારી ભૂલ નથી થઇ. ભૂલ બધી મેં કરી છે. તમારે કહ્યે હું ભણ્યોગણ્યો, તમારે હુકમે લગન કર્યાં, તમારી મદદથી સંસારનો પથારો પાથર્યો. મને તે વેળા નહોતી ખબર કે તમે આટલાં મતલબી છો !"

દુર્ગાદેવી બોલ્યાંઃ "હવે બસ થયું. બંધ રાખ. ગુસ્સો ના શોભે."

ચીસાડો પાડી ઘર ધ્રુજાવતા જતીનબાબુ બોલ્યાઃ "ગુસ્સો ના શોભે? એટલે મને કેવોક ધાર્યો વારુ ? આજે આવી, ઘરેણાં ગીરો મૂકી બેતુની ખોરાકી આપો, કાલે આવીને મારી પાસે પગારનો દાવો કરો. કેમકે તમારો હુકમ તે મારે વેદનું વાક્ય, ગુરુની આજ્ઞા, એટલે તમે જાણે કે ડરતાં ડરતાં આવો ને મને વિનવણાં કરો ? એટલે કે મને શું ધાર્યો છે તમે ? હું તે માણસ છું કે ઢોર ? ના, તમારે આ રકમ લેવી જ જોઈશે, અને મહિને મહિને પગાર લઈને મારી બૈરીની રસોઇયણ થવું જ પડશે. ને નહિ તો તમારા જ સોગંદ ખાઇને કહું છું—"

જતીનબાબુથી હવે આગળ ના બોલાયું. તેમનું ગળું—તેમનો સાદ

ગુંગળાઈ ગયો. તે એકદમ હતાશ થઇને ખુરસી પર બેસી પડયો. આંસુથી ગદ્દગદ્દ બનેલે સાદે દુર્ગાદેવી બોલ્યા: "ભલે, ભલે. તેમ થાય. હું લઇ જાઉં છું રૂપિયા. તું પહેલાં ઠંડો પડ."

દુર્ગાદેવી નોટોનો થોકડો એક હાથમાં લઈ બીજે હાથે આંખોમાં ઊભરાતાં આંસુ લૂછતી લૂછતી ઝટપટ ત્યાંથી ભાગી છૂટી. બહાર વ્રજ-સુંદરી જાણે વીજળી માથે પડી હોય તેમ ગુપચુપ, નિશ્ચલભાવે ઊભી હતી. ઓરડાની અંદર દાખલ થવાની તેની મકદુર નહોતી !

★

## નિરાશામાં આશા

## ૨૭

"આ બધું શું થાય છે?"

"શું બધું?"

"કહેછૂ મનોએ જામિનીના મોઢા પર સ્પષ્ટ ના સંભળાવી દીધી છે!"

જરા ય અચંબો દેખાડ્યા વિના દેવબાબુ સાવ કુદરતી સાદે બોલ્યા: "તેમ બન્યું જ હશે. મેં ધાર્યું જ હતું."

કરુણામયી અચરજપૂર્ણ સાદે બોલી: "તમે ધારેલું હતું?"

"હા, કેમકે મને ખબર હતી કે એને જામિનીનાથ ગમતો જ નહોતો."

"ત્યારે તે દહાડે હા કેમ કહી?"

જરા મૃદુ પણ ગંભીરભાવે હસી દેવબાબુ બોલ્યા: "તે જ મને સમજાતું નથી."

તેમના વદન પર હાસ્ય જોઇ કરુણામયી હાડેહાડ સળગી ઊઠી. તડૂકીને બોલી: "પણ એથી જામિનીનાથની ફજેતી થઇ તે કંઇ જાણો છો? તેણે તો મિત્રસગાંઓમાં બધે કહી પણ દીધું હતું!"

દેવબાબુ ઠરેલ, શાંત સૂરે બોલ્યા: "તેમાં શું લુંટાઇ ગયું? કેટલીક વાર માંડવેથી ય વર પાછો ફરે છે!"

નાકનું ટીચકું ચડાવી કરુણામયી બોલી: "તે તમે જામિનીનાથને પણ તેવી જ કોટિનો વર ધાર્યો શું?"

"તેમ તો નહિ પણ મેં અધીરા થવાની તો ના કહી જ હતી."

"તે તમારા જેવા દીર્ઘસૂત્રી થવાથી તો કશું કામ ના થાય."

ખૂબ આકળા થવાથી ય તે કરુણામયી કામ કરી ન શકી એવો જવાબ સૂઝવા છતાં તે ન દેતાં દેવબાબુ તો ગુપચુપ જ બેસી રહ્યા. કરુણામયી બોલી: "એથી માત્ર જામિનીની જ નહિ, દુનિયામાં આપણી પણ ફજેતી થઈ છે ને થશે."

"કંઇ કારણ ?"

"કારણ પેલો માસ્તરડો ! અત્યાર સુધીમાં એને નામે કેટલા ગપાટા શરૂ થઈ ગયા !"

"એ બાપડાનો કંઈ વાંક ?"

બહુ જ સંતાપભર્યા સાદે કરુણા બોલી: "વાંક ? તમારી આવી આ દીકરી એના પ્રેમમાં પડી છે."

"તે ભલે પડી. તેમાં શું બગડી ગયું ?"

છણકાલહેકે કરુણા બોલી: "બગડી એ...ગયું, કે એની સાથે કંઈ દીકરીજીનાં લગન ન થઇ શકે. એ તો હિન્દુ છે."

"તે બંગાળી હિન્દુ ન હોત ને મરાઠી હોત તો ? કે ખ્રિસ્તી હોત તો?"

"તો વાત જુદી હતી."

હળવું હસી દેવબાબુ બોલ્યા: "ત્યારે એ પરથી લાગે છે કે તમારે બધાને ફક્ત હિન્દુને જ નાતબહાર કરવા છે ?"

"હિન્દુઓ તો મૂર્તિપૂજક છે !"

"દુનિયામાં મૂર્તિપૂજક ન હોય એવી કોઈ જાત હશે કે કેમ તે ઘણો ઘણો વિચાર કરતાં ય નક્કી કહી શકાતું નથી. જે ખ્રિસ્તી પાદરીઓ હિન્દુઓને મૂર્તિપૂજક કહીને હીણે છે, તેઓ પોતે પણ ઇસુની સાકાર પૂજા તો કરે કરાવે જ છે."

સ્વામી પ્રત્યે એક કરડી નજર ફેંકી કરુણામયી ગંભીર સાદે પૂછવા લાગી: "ત્યારે તમે આ હિન્દુ છોકરા સાથે તમારી મનોદીકરીને પરણાવશો, કેમ ?"

દેવબાબુ અવિચળ સાદે બોલ્યા: "એ બંને વચ્ચે પરસ્પર ખરો પ્રેમ જામ્યો હોય તો મને તો એમાં કશો વાંધો નથી જણાતો."

અતિ અતિ વિસ્મયવશ બની કરુણા આંખો ફાડીને જોઇ રહી. ફાટેલી આંખે થોડી વાર સ્વામી ભણી ટગર ટગર જોયા કેડે તેણે પૂછ્યું: "પણ એક છે હિન્દુ, બીજું છે બ્રાહ્મો—એ બેનો મેળ સુખી થશે એવું તમને લાગે છે ? બંનેના સમાજો એમને નહિ પજવે ?"

દેવબાબુએ જવાબ દીધો: "તે તો જેમને મેળ કરવો હોય તેમણે પહેલેથી તોળી લેવું ઘટે."

સંતાપભર્યા સાદે કરુણા બોલી: "અને તમે ઠંડે કલેજે બેઠા રહી એવા ખોટાણાને આશરો આપશો ?"

હસતાં, વિનોદભર્યા સાદે દેવબાબુ બોલ્યા: "ખોટાણાને તો જિંદગીમાં કદી આશરો આપ્યો નથી, અપાવાનો પણ નથી."

કરુણામયી ઊઠીને ઊભી થઇ અને થરથરતે સાદે તડૂકીને કહેવા લાગી: "ને પછી સમાજમાં મોં બતાવાશે કે ?"

દેવબાબુ ઠરેલ ગંભીર સાદે જવાબ દેતાં બોલ્યા: "પ્રભુ પાસે મારી પ્રાર્થના છે કે શરમ ખાતર કે લોકનિન્દાભયે સચ્ચાઇના સૂક્ષ્મ માર્ગ પરથી મને ચળિત ન કરશો."

ગુસ્સાથી મોટા મોટા નિસાસા મૂકતી કરુણામયી બોલી: "તેથીસ્તો કાલે પેલા મહેતલાએ જામિનીનાથને અધમૂઓ કરી ફેંકયો, તો પણ તેને પાછા હાથ પકડીને ઘરમાં લાવ્યા, ને લાડેકોડે ઘરમાં બેસાડયો ! પણ એટલું નકકી જાણજો, કે દુનિયામાં બધા તમારા જેવા ન્યાયપરાયણ હોય ને, તો જગત એક જ દિવસમાં ઉલટપાલટ થઇ જાય."

હસીને દેવબાબુ બોલ્યા: "પણ એવી ધાસ્તી રાખવાનું કારણ જ નથી, એટલે રાજી થવા જેવું છે."

સ્વામીના વદન પ્રત્યે એક કરડી નજર નાંખી કરુણામયી ઝટપટ બહાર ચાલી ગઈ. દેવબાબુ આરામખુરસીમાં પડી આંખો બીડીને નિરાંતે આડા પડયા !

થોડી વારે મનોરમા આવીને સોડમાં ઊભી રહેતાં દેવબાબુએ નેત્રો ઉઘાડયાં. મનોરમા તેમના મોં પ્રતિ જોઇને સંકોશીલ સાદે બોલી ઊઠી: "આજે તમને શું થયું છે, બાબા ?"

હળવું હસીને દેવબાબુ બોલ્યા: "કશું ય નથી, દીકરા !"

મનોરમા ડોકું ધુણાવી બોલી: "ના, ના. કંઇક થયું છે એ નક્કી. બાબા ! તમને શરીરે કંઈ અસુખ છે ?"

હસીને દેવબાબુ જવાબમાં બોલ્યા: "આ ઉમ્મરે હવે શરીર રોજ જરા ઊતરતું તો જાય જ ના–હવે વળતાં પાણી કહેવાય !"

મનોરમા બોલી: "તે ભલે હોય, પણ ચાલો, થોડા દહાડા કયાંક બહારગામ ફરી આવીએ."

જરા ટટ્ટાર બેસી દેવબાબુ બોલ્યા: "ફરવા તે કયાં જઇએ ? ના, ના, બેટા ! હવે આ ઉંમરે ફરવાઘૂમવાનું ય ઠીક નથી લાગતું."

બાપનો હાથ પોતાના હાથમાં ઝાલી, મનોરમા મોટે સાદે બોલી: "અરે, બહુ ઠીક લાગશે, હું કહુંછ ને, બહુ સારું લાગશે. બહુ દૂર ના જવું હોય તો ચાલો, એક મહિના પૂરી જઈ આવીએ."

દીકરીની આગ્રહભરી નજર પર પોતાની આંખો સ્થાપિત કરી દેવબાબુ બોલ્યા: "પણ એ રીતે ફેરવીહેરવીને તારા બાપને કેટલાક દિવસ તું પકડી રાખવાનીછ વારુ ?"

બાપનો હાથ તરછોડી મૂકી, મોં ફેરવી નાંખી કૃત્રિમ ગુસ્સાથી મનોરમા બોલી: "જાઓ, તમારી સાથે હું બોલવાનીજ નથી. બહુ નઠારા

થઇ ગયા છો તે !"

દીકરીનો હાથ પકડી તેને ખૂબ સોડમાં લાવતાં દેવબાણુ હસતા હસતાં બોલ્યાઃ "હા, તે છોરુ કછોરુ થાય પણ કંઈ માવતર કમાવતર થાય છે થોડાં જ ? છોકરાં તો નફ્ફટ જ હોય હંમેશ, પણ મા તો એ નફ્ફટ છોકરાંને જ લાડ લડાવે ને ?"

મનોરમા ગંભીર વદને બોલીઃ "પણ પહેલાં કહો કે જવુંછે કે નહિ ?"

દેવબાણુ બોલ્યાંઃ "જઇશું, પણ આ વેળા પૂરી નહિ. પશ્ચિમ તરફ રાજપૂતાને ફરી આવવાની મરજી થાય છે."

"તે ય ઠીક છે બાબા"–કહી મનોરમાએ ખૂબ હસીને પિતાના સૂરમાં સૂર પૂર્યો. પછી કયાં જવું ઠીક પડે, કયું સ્થળ જોવા જેવું છે ને હવા-પાણી ય ઠીક છે–કેટલે દિવસે પહોંચાશે, કોને કોને સાથે લેવાં વગેરે ચર્ચા થઇ.

બધી ચર્ચાને અંતે થોડી વાર મૂગા રહ્યા પછી દેવબાણુએ અચાનક હાક મારીઃ "મનો !"

ચમકી હોય તેમ મનોરમાએ પિતાના વદન ભણી જોયું. દેવબાણુ બોલ્યાઃ "એક વાત મને કહીશ ?"

અચરજભર્યા સાદે મનો બોલીઃ "એવી કઇ વાત હોય, બાબા ! કે તમને ન કહું ?"

દેવબાણુ પ્રફુલ્લ સાદે બોલ્યાઃ "તે તો જાણું છું, પણ તો ય કોઇક વાત એવી છાની હોય છે, જે કોઇને જ ન કહેવાય."

મનોરમા ઠરેલ સાદે બોલીઃ "બીજા કોઇને ન કહેવાય, પણ તમને તો કહેવાય જ."

"વારુ"–કહી દેવબાણુ જરા ટટાર થઇને બેઠા. તે પછી દીકરીના વદન પ્રત્યે સ્નિગ્ધ નજર નાંખતાં પૂછ્યુંઃ "તું ક્ષેત્રનાથને ચાહે છે ?"

મનોરમાની છાતી ધડક ધડક થઈ ગેઠી. શરમે મોં લાલચોળ

બની ગયું. હવે તેને સમજ પડી કે જે કોઇને ય ન કહેવાય, તે બાપની પાસે પણ ખુલ્લે મને કબૂલી લેવાનું સુકર નથી. મનોરમા ઢળેલે વદને બોલી: "બાબા—"

દેવબાબુ બોલ્યા: "હું એ ચીજને ગુનો ગણીને નથી પૂછતો, પણ ફક્ત જાણવા ખાતર જ જાણવું છે."

જરા શંકાતુર સાદે મનોરમા બોલી: "પણ એમાં મારો કંઈ વાંક-ગુનો થયો છે, બાબા?"

દેવબાબુ બોલ્યા: "વાંક—નહિ વાંકનો નિર્ણય કરનાર તો પોતીકી વિવેકબુદ્ધિ જ હોય, હું નહિ. ને જ્યાં ખરેખર પ્રેમ જ જાગે છે, ત્યાં પછી ગુણદોષ, હિતાહિત, શુભાશુભ એ બધાંનો વિચાર આવતો જ નથી."

પિતાની લાગણીભરી હુંફ મળતાં મનોને મોટી મુક્તિ સાંપડતી લાગી. દેવબાબુ જરા વિચાર કરીને બોલ્યા: "પણ એક વાત—"

મનોરમા ઉત્સુક નજરે પિતાના વદન તરફ નિહાળી રહી. દેવબાબુ બોલ્યા: "પણ એ લગનની કશી શક્યતાસંભવિતતા છે?"

મનોરમાએ જવાબ દીધો: "ના."

આ 'ન'કાર શબ્દ છાતી ચીરીને કોઈ આર્તનાદ નીકળતા હોય તેવી રીતે જ નીકળ્યો. દેવબાબુ હળવો નિસાસો મૂકી ગંભીર પણ શાન્ત સ્વરે બોલ્યા: "એમ એકદમ નિરાશ ના થઇ જા, દીકરી! ઇશ્વર મંગળમય છે. તેની કલ્યાણકારિતા પર કદી આપણને ભરોસો ના ઉપજે, બેટા!"

શ્રદ્ધા અને ભક્તિની પ્રતિભા વડે દેવબાબુનું મ્લાન બનેલું મોં ઝળ-કીઝળકી ઊઠયું. મનોરમાના હતાશ, ઝાંખા વદન પર પણ આનંદની હળવી જ્યોતિ પ્રસરી ગઇ.

*

## આશામાં નિરાશા

# ૨૮

મનોરમાને રાતદહાડો મનમાં થયા કરતું હતું કે પોતે કંઇક ખોટાણું કરી નાંખ્યું છે. પણ એ ખોટાણું શાથી થયું–ક્ષેત્રનાથ પર ભાવ રાખ્યાથી, કે જામિનીનાથનો ઇન્કાર કર્યાથી કે શાથી–તે એને બરાબર સમજાતું નહોતું. તો પણ જામિનીનાથ સાથે ગેરવાજબી વર્તન–અતિ કઠોર વર્તન થયું છે એ તો તેને બરાબર લાગતું જ હતું–સમજાતું જ હતું. પોતે પહેલેથી જ વાતનો નિકાલ કરી નાંખ્યો હોત, માના જવાબનો સાફ જવાબ દઇ દીધો હોત, કે જામિનીનાથ મને પસંદ નથી, તો આ બધી ધમાલ મટી જતે, ખોટાણું મૂળે જનમવા જ ન પામત. પણ પોતાથી એ ના બોલાયું; ને મન પર જબરાઇ કરવા જતાં ભીતરમાં જ મોટો ઝગડો ઝામ્યો.

પણ આ બધા ભીતરી ઝગડાનું, આ બધા ખોટાણાનું મૂળ જોવા જાય તો ક્ષેત્રનાથ લાગ્યો. આ નવાઈ જેવા સ્વભાવવાળો ગામડી જુવાન કઇ રીતે પોતાનો પ્રેમ આકર્ષી શકયો હશે તે ઘણો વિચાર કરવા છતાં મનોરમાને ના સમજાયું. પાંચ રૂપયડી પગારના મહેતાજીને ગરીબડે વેશે એ તેમના ઘરમાં દાખલ થયો; વારુ. ઘરમાં દાખલ થયા પછી ય તે તેણે મનોરમા સાથે એવી કોઇ ઘાટી પિછાન ઝમાવી નહોતી–દાખવી નહોતી. હાવભાવ બોલીચાલીમાં પ્રેમનો કંઇ ઇશારો પણ પ્રગટ કર્યો નહોતો, એવી કોઇ ચિત્તરંજક નવલી વાતચીતો વડે પણ ચિત્ત ચોર્યું નહોતું, કે મનોરમા

તેનામાં લુબ્ધ થઈ પડે. આટલા દિવસોમાં તેની સાથે ચારપાંચ વાર જરાતરા રૂબરૂ વાતચીત થયેલી તે જ–તેથી વધુ તો કંઇ બન્યું ન હતું. ને જે વાતો થયેલી તેમાં પણ પ્રેમનો, કે અનુરાગઆકર્ષણનો કશો આભાસ નહોતો–આછો પડછાયો સરખો નહોતો. વાતચીતમાં બહુ તો કોઇ વાર ક્ષેત્રનાથે આવીને એકાદી ચોપડી માંગેલી, કે બહુ તો નિશાળની કોઇ અગવડસગવડ જણાવેલી. બહુ બહુ તો જોઇતી ચીજ મળ્યા કેડે જરા હસીને આભાર માન્યો હશે. આવી સ્થિતિ છતાં, આ બધી પ્રેમાલાપ-વિહોણી, તુચ્છ, નમાલી ઘટનાઓની ભીતર થઈને પોતાનું હૈયું ક્ષેત્રનાથ પ્રત્યે કેવી રીતે આકર્ષાયું હશે તે વિચારવા બેસતાં મનોરમાને ઘણીક વાર ખૂબ જ અચરજ થતું. કોઇ કોઈ વાર હસવું પણ આવતું.

ને પંડે ક્ષેત્રનાથને ચ્હાય છે, છતાં ક્ષેત્રનાથના મનોભાવ કેવા પ્રકારના છે તેની તો મૂળે ખબર નથી. ખબર પામવાનો અવસર પણ કદી સાંપડ્યો નથી. ફક્ત એક દિવસ જરા અવસર જેવું થયું'તું. જે દિવસે મનોરમા જામિનીનાથનો હાથ પકડી ક્ષેત્રનાથની સામે જઇ ખડી થયેલી, ત્યારે. તે વેળા ક્ષેત્રનાથના હાવભાવ વડે મનોરમા તેના મનનો કંઇક ભાવાર્થ પ્રત્યક્ષ જોવા પામેલી ખરી. પણ તે વેળાનો આકસ્મિક ઉત્તેજનાભર્યો મનોભાવ, તે વેળાની તેના વદનની પ્રીકાશ, આંખોની તે તીવ્રતા, ખરેખર શું એ બધું પ્રણયકર્ષીમાંથી જન્મેલું હશે? ખરેખર તે મનોરમાને હૃદયદ્વારે પ્રેમભૂખે ઊભેલો મહેમાન હતો?

મનોરમા પોતાના ઓરડામાં બેઠી બેઠી આવા વિચારો કરી રહી હતી. પણ આ છેલ્લો વિચાર આવતાં તે મનમાં ને મનમાં જ એવી શરમાઇ ગઈ, કે તે પોતે જ પોતાને તિરસ્કારતી એક ચોપડી લઇને વાંચવા બેસી ગઈ.

બેચાર ફકરા વાંચ્યા ન વાંચ્યા ત્યાં તો અક્ષરો બધા ઝાંખા ઝપ્પ પડી ગયા હોય તેવું તેની આંખોને લાગ્યું. ચોપડી ખોળામાં રહેવા દઈ તે ફરી બારી તરફ ટગર ટગર જોઇ રહી.

ક્ષેત્રનાથ કેટલાક દિવસથી આ તરફ આવ્યો જ નહોતો. પેલી મારામારી થઇ'તી, તે પછી લગભગ આજે આઠ દહાડાથી તે આ તરફ દેખાયો નહોતો. મારામારી તો સારી ને યોગ્ય રૂપે જ થયેલી. જામિનીનાથને તેણે બરાબર સજા આપેલી. મનોરમાએ મારામારીની શરૂઆત તો નહોતી જોઈ, પણ પાછળથી આવીને જેટલો ભાગ જોયેલો તે પૂરતો હતો. ઓ બાપ રે! આ માણસના શરીરમાં કંઇ તાકાત છે! જામિનીનાથ જેવા ભારે ડીલના આદમીને ઊંચકીને ફેંકી દીધો! ને તે બેશરમ સાહેબ તો ઊઠીને પોલિસને બૂમો મારવા લાગ્યો! મનોરમાને એવું તો હસવું તે વેળા આવેલું! પણ બહુ ખડ ખડ હસવાને બદલે થોડુંક કટાક્ષભર્યું હસીને પોતાની ખુશાલી તેણે દાખવેલી. જામિનીનાથે જોયલી ય ખરી. સરસ થઈ ગયું! તે પછી જ્યારે બાબાએ ક્ષેત્રનાથને હાથ પકડી ઘરમાં આણ્યો, ત્યારે મનોરમાને મનમાં એટલી બધી ઇચ્છા થઇ કે પોતે સૌની આગળ દોડી જઇ કોઈ વિજયી વીર જેવો આવકાર ક્ષેત્રનાથને આપે! જામિનીનાથને, ફક્ત ફેંકીને જ ન છોડતાં જરા વધારે મેથીપાક કોપરાપાક આપ્યો હોત, તો!

અચાનક મનોરમા વિચારલીલામાંથી જાગ્રત બની સ્વસ્થ થઇ ને તેને લાગ્યું: અરેરે! આવી નીચતા મારામાં ક્યાંથી આવી? પંડ પર ખીજાઈને તેણે ભવાં ચઢાવ્યાં.

પણ ક્ષેત્રબાબુ થોડા દહાડાથી આવ્યા કેમ નથી? શરમના માર્યા? એવું તો કંઈ જ ખોટાણું એણે નથી કર્યું જેથી શરમાવું પડે! હં, હં! આજે રવિવાર છે; આજે બનતાં સુધી આવશે!

મનોરમા રસ્તા પર પડતી બારી કને ગઈ અને રસ્તાનો જેટલો ભાગ દેખાતો હતો તેટલા પર નજર નાંખી પાછી આવી. પછી તે ચોપડી બાજુએ મૂકી સિલાઇકામ લઈને બેઠી.

અચાનક દાદર પર બૂટનો અવાજ આવતાં તે ચમકી ઊઠી ને ચંચળ નજરે તે તરફ જોયું. જામિનીનાથે ગંભીર પગલે ઓરડામાં દાખલ

થઈ તેને અભિવાદન કર્યું. મનોરમાએ ફિક્કે ચહેરે તેનો જવાબ વાળ્યો અને પછી સ્થિરભાવે બેસી રહી. જામિનીનાથ પડખેની એક ખુરસી પર બેઠો.

ઘણી વાર સુધી બંને મૂગાં મૂગાં બેઠાં રહ્યાં. કોઈએ કોઈની સામે મોં ઊંચું કરી જોયું પણ નહિ—જોઈ પણ ના શકયાં. થોડી વાર પછી વિનમ્ર સૂરે જામિનીનાથે કહ્યું: "હું તમારી પાસે માફી માંગવા આવ્યો છું. મને આશા છે કે તે દિવસના મારા અવિવેક માટે તમે મને ક્ષમા આપશો."

મનોરમા સિલાઈકામ તરફ જ નજર રાખી ધીરે ધીરે બોલી: "હું પણ તેવા જ વર્તન માટે આપની ક્ષમા માગું છું."

બંને ફરી મૂગાં રહ્યાં. જામિનીનાથ થોડી વારે બોલ્યો: "પણ મને એવો ભરોસો તો નથી પડતો કે તમે મને મિત્રરૂપે હવે પછી લેખશો જ."

મૃદુ હાસ્ય સહિત મનોરમા બોલી: "વાહ, ઘણી ખુશીથી."

આ ઉદારતા પરત્વે જામિનીનાથે તેને ધન્યવાદ આપ્યો. પછી જરા અચકાતાં અચકાતાં કહ્યું: "મારે એક વાત કહેવી છે. ને તે મિત્ર તરીકે હિંમત કરીને જ હું કહી શકું."

મનોરમાએ ચુપચૂપ સંમતિસૂચક ડોકી ધુણાવી. જામિનીનાથે ખોંખારો મારી ગળું જરા સાફ કર્યું ને પછી બોલ્યો: "હું તો તમને જરા સાવચેત કરવા ઇચ્છું છું, કે તમારો પ્રેમ અપાત્રે પડે છે!"

આકરી રીતે ભવાં ચઢાવી, એક કરડી નજર જામિનીનાથના વદન પ્રત્યે ફેંકી મનોરમાએ મોં ફેરવી નાંખ્યું. પણ તેનાથી જરા ય ઝંખવાયા વગર જામિનીનાથે બોલવાનું જારી રાખ્યું: "મેં ખાસ તલાશ પરથી જાણ્યું છે કે એ છોકરો તમારો પ્રેમ પામવા માટે જરા ય લાયક નથી."

મનોરમાએ જરા તીવ્ર સાદે જવાબ દીધો: "આપને એવી બધી તકલીફ લેવાની જરૂર નહોતી."

જામિનીનાથ બોલ્યો: "અરે, મારી તકલીફ બરાબર સાર્થક ઠરી છે.

મને ખબર પડી છે—"

તેને અટકાવી ખૂબ કટાક્ષમય અવાજે મનોરમા બોલી: "એમ દેખાયછ કે આપ બેરીસ્ટરી સિવાય બીજા ય ઘણા ધંધા કરો છો!"

પણ જામિનીનાથ આથી ય ગાંજ્યો ન ગયો. તેણે તો વધારે જ ઉત્સાહપૂર્ણ ભાવે કહેવા માંડયું: "એના નિશાળના દોસ્તદારોને મોઢે મેં ખાસ સાંભળ્યું છે—"

"તે એ દોસ્તાર આપના જાસૂસો લાગેછ કંઇ?"

"ગમે તે હોય, પણ તેમની દ્વારા જાણ્યું છે કે એ કોઈ પણ રીતે પોતાનો ધરમ તો નથી જ તજવાનો."

"તે એ ધર્મત્યાગ કરે તેથી કંઇ એનું મહત્વ વધે તો નહિ જ. ને તે માટે કોઇ તેને આગ્રહભલામણ પણ કરતું નથી."

"એટલું જ નથી. દેશમાં એની વળી કોઇ પ્રિયતમા પણ છે, જેની સાથે એનું વેશવાળ પણ થઇ ચૂકેલું છે. એક્ઝામીન પૂરી થયા કેડે તેની જ સાથે એનું લગન પણ થવાનું છે!"

મનોરમાનું વદન એકાએક રાખોડી રંગનું થઇ ગયું—ધોળું ધબ્બ! પણ તે એક જ ક્ષણ! ક્ષણ પછી તે વધારે જ રતુમડું થઈ ગયું. એ ગુસ્સાભર્યું રક્તરંગી વદન જામિનીનાથની અચંબાપૂર્ણ દૃષ્ટિ તરફ બરાબર સીધું સ્થાપિત કરીને મનોરમા તડૂકીને બોલી: "કોણે આપને આ બધી બીનજરૂરી ચર્ચાતપાસ કરવાનો હકપટો લખી આપ્યો'તો?"

જામિનીનાથ જરા હળવે સાદે જ બોલ્યો: "કોઇએ નહિ, પણ મારા મિત્ર તરીકેના જે કંઇ અધિકાર છે તેની રૂએ—"

તેને અટકાવીને પોતાનો આકરો અવાજ વધારે તીખો બનાવી મનોરમા બોલી: "પણ એવા જાસૂસ ગુપ્તચરોને હું મારા મિત્ર તરીકે કદી સ્વીકારી શકતી નથી."

જામિનીનાથની આંખો સળગીભડકી ઊઠી. તેના બંને હોઠ થર થર

ધ્રૂજવા લાગ્યા. એ બધી લાગણીઓને એક ક્ષણમાં જ તેણે આવરી લીધી. તે ઊઠીને ઊભો થયો અને મનોરમા તરફ જોઇ એક પોલો, ફીસ્સો નમસ્કાર કરી ઓરડામાંથી બહાર નીકળી ગયો. મનોરમા સિલાઇકામ છોડી દિલગીરીના ભારણમાં ઢીલી થઈને ખુરસીમાં પડી.

ઘણીક ક્ષણ સુધી ગમગીન ભાવે પડી રહ્યા પછી મનોરમા જ્યારે કંઇક સ્વસ્થ થઇને બેઠી થઈ ત્યારે તેણે જાણ્યું કે પાંચ વાગી ગયા છે. દેવબાબુ બરાબર પાંચ વાગે ચા પીતા. વખત વહી ગયો જાણી મનોરમા જરા અકળાઇને ઊભી થઈ ગઈ અને ઝટપટ ચા તૈયાર કરી લઇ પિતાના ખંડમાં દાખલ થઈ. પણ તે ખંડમાં દાખલ થતાં જ, સામે ક્ષેત્રનાથને બેઠેલો જોઇ જરા અચકાઈ ગઇ—જરાક ચમકી. પણ બીજી જ ક્ષણે સ્વસ્થ થઈ જઈ ટેબલ પાસે ગઇ. દેવબાબુ બોલી ઊઠ્યા: "હત્તારી! હું ય એજ વિચાર કરતો હતો કે હજુ ચા કેમ ના આવી! પણ દીકરી મારી, આજે આ એક ચલાણે નહિ ચાલે. ક્ષેત્રનાથને માટે પણ એક ચલાણું જોઇશેસ્તો."

મનોરમા ચલાણામાં ખાંડ નાંખતી નાંખતી બોલી: "એઓ તો ચા નથી પીતા!"

હસીને ક્ષેત્રનાથ બોલ્યો: "એક દહાડો નહોતો પીતો તેથી શું કાયમનો લેખ લખાઈ ગયો? તો પણ જવા દો, તમને વળી ફરીથી—"

મનોરમા બોલી: "તે બીજું ચલાણું ચા બનાવતાં મને કંઇ બહુ મહેનત નથી પડી જવાની. પણ અમારા લોકને ઘેર—"

બોલતાં બોલતાં મનોરમા જરા અચકાઈ, ને થંભી ગઇ. હસતાં હસતાં ક્ષેત્રનાથે પૂછ્યું: "કેમ, કોણ છો તમે લોકો?"

દેવબાબુ હસતા હસતા બોલ્યા: "આ બધાને કેમે કરી સમજાતું જ નથી. બહુ બહુ માથાફોડ કરું છું તોયે નહિ, કે નથી આપણે મુસલમાન, કે નથી ખ્રિસ્તી, કે નથી ભીલસંતાલ જેવાં. આપણે ય છીએ હિન્દુ સમાજનું જ એક અંગ, ને આપણે આચરિયે છીએ તે ય છે હિન્દુ ધર્મ જ!"

મનોરમા ચલાણામાં ચા રેડતી રેડતી બોલીઃ "તોય જાતિભેદની પ્રથાને અંગે એ લોકો—"

તેને અટકાવતાં ક્ષેત્રનાથે કહ્યુંઃ "હોટલમાં ખાવાથી જાતધરમ ટળતો ના હોય તો આપણે ત્યાંનું ખાધેપીધે ધરમ બૂડે એવી ધાસ્તી મને નથી."

બીજું ચલાણું લાવી મનોરમાએ બે ચલાણાં ચા તૈયાર કરી આપી. દેવબાબુએ એક ઘુંટડો પીને 'હાઆઆશ' એવો આરામસૂચક ઉદ્‌ગાર કાઢયો અને ક્ષેત્રનાથ તરફ જોઇ બોલ્યાઃ "દુનિયામાં જીવવાને માટે માણસ માત્રને એકાદ નશો જોઇએ જ છે. કોઇને દારૂનો, કોઇને ગાંજાનો, કોઇને અફીણનો તો કોઇને ધરમધ્યાન કે વાંચવાલખવાનો! પણ મને તો મારે આ ચાનો કેફ છે. સવારસાંજ થોડી ચા ના પીઉં તો સાવ નકકામો થઇ પડું છું. મને લાગે છે કે દુનિયામાં કેફવ્યસનની જે કોઈ સરસ ચીજો છે તે બધામાં ચા સૌથી મજાની છે."

ક્ષેત્રનાથે કહ્યું: "પણ મોટા મોટા દાક્તર લોકોના મતે ચા ચીજ આપણી તબિયતને બગાડવાવાળી છે."

હસીને દેવબાબુ બોલ્યાઃ "એ તો દાકતર લોકોની એક કલ્પના છે! આ હું આજ ચાળીસ વરસથી ચા પીતો આવ્યો છું, પણ એથી મારી તબિયત જરા ય બગડી છે એમ કોણ કહી શકે? એટલું ખરું કે ખોટા ખરચને હિસાબે સામાન્ય ગરીબવર્ગમાં ચાનું ચલણ નુકસાનકારક ખરું. પણ તે કારણે આપણે ય ચલાણુંઅધચલાણું ચા ના પીએ તો તો મરી જ જઇએ બાપલિયા!" કહી દેવબાબુ ખડખડ હસવા લાગ્યા.

ક્ષેત્રનાથ તેમના આજના હાવભાવ જોઈ જરા અચંબો જ પામ્યો. દેવબાબુને ઉદારહૃદયી માનવી તરીકે તેણે જાણેલા ખરા, પણ તેમને આવું ખુલ્લા દિલથી હસતાં તેણે એકે વાર નહોતા જોયા. તેમાં વળી પોતા જેવા એક અતિ સામાન્ય માણસ સાથે આમ તદન નિઃસંકોચભાવે તે વાતચીત કરી શકે છે એ તો પહેલી જ

વાર ભાળ્યું. તે જોઇ તેમના પ્રત્યે તેનાં માનભક્તિ ઓર વધી ગયાં.

ચા પીવાઈ રહ્યા કેડે ક્ષેત્રનાથે વિદાય લીધી. દેવબાબુ દીકરીને સંબોધીને બોલ્યા: "આજે મેં જરા જુક્તિથી જાણીજોયું, હં! છોકરો બહુ જ સારી રીતે વાંચે છે ભણેછ. મારી ખાતરી છે કે પાસ થશે."

મનોરમા ટેબલ પરથી ચાનો સામાન ગુપચુપ ભેગો કરવા લાગી. દેવબાબુ બોલ્યા: "અરે, આજે જામિની આવેલો ને? થઇ'તી મુલાકાત?"

મનોરમાએ નીચી ડોકીએ કહ્યું: "હા." પછી અચણુચ ઊંચું જોઇ પૂછયું: "પણ બાબા! પેલી હવાફેર જવાની બાબતનું શું થયું?"

દેવબાબુ બોલી ઊઠયા: "હાં, હાં! એ વાત હું તો ભૂલી જ ગયો. કાલે બધું નક્કી કરી નાખીશું. પણ જઇશું કયાં? વારુ, સાંજ વીત્યે બેસી વિચાર કરીને નક્કી કરી દઇશું, કેમ?"

ભલે કહી મનોરમા ડોકી ધુણાવી ચાનો સામાન લઇ બહાર ચાલી ગઇ.

*

# ૨૯

દેવબાબુ રોજીંદું બંગાળી છાપું વાંચતા હતા. એક સ્થળે મોટાં મથાળાં બાંધી લખ્યું હતું—

## બંગાળી જુવાનિયાની બહાદુરી !

**મોટરના અકસ્માતનો અજબ ભોગ !**

ગઇ કાલે સાંજે નમતે પહોરે ૬ વાગ્યાને શુમારે કોલેજ સ્ટ્રીટ અને મછુઆ બજાર મહોલ્લાના જોડાણ પર એક શાહુકારી ઘોડાગાડીનો ઘોડો અચાનક વંઠયો અને અંદરના બેસારુ સમેત ગાડી લઇને ઊછળીને ભાગ્યો. રાવતના હાથમાંથી લગામ પડી જવાથી ઘોડાને કાબૂમાં લેવાનો કશો ઉપાય નહોતો. ગાડીની અંદર બેત્રણ બાળકબાલિકા સાથે બે બાઇઓ અને એક પુરુષ બેઠેલાં હતાં. રસ્તા પર લોક તો ઘણું ઝામી પડયું પણ કોઇનીય હિંમત નહોતી કે આ દોડતા ઘોડાની સામે જઈ તેની ગતિ રોકી અકસ્માત થતો અટકાવે. એમ ને એમ ગાડી મિરજાફર ગલીની પાસે આવતાં ક્ષેત્રનાથ વંદ્યોપાધ્યાય નામના એક જુવાનિયાએ અજબ હિંમતપૂર્વક દોડી જઈ તે દોડતા ઘોડાનું મોં પકડી લીધું. પછી બીજા લોકોએ આવી ઘોડાને કાબૂમાં લીધો ને ઠંડો પાડયો. અમે એ વીર જુવાનને શાબાશી આપીએ છીએ. તેણે પોતાની જિંદગીને જોખમમાં નાખી દોડતા ઘોડાનો સામનો ના કર્યો હોત તો તે ગાડી ને તેમાં બેઠેલાં બાળકમોટાંની શી વલે થાત તેની તો કલ્પના કરતાં પણ

થથરી ઉઠાય છે......

પણ

દુઃખની વાત એ છે કે આ પોતાનું સાહસકર્મ સમાપ્ત કર્યા પછી પાછો ફરીને જ્યારે આ જુવાનિયો ફુટપાથ તરફ જતો હતો ત્યારે સામી બાજુએથી મોટરગાડી આવીને તેના ડીલ પર જ પડી અને તે જુવાન પોતે જાણમાં આવીને સરકી–ખસી જાય તે પૂર્વે તો તેને ધક્કો મારીને ચાલી ગઇ. આ ધકકાથી તે જુવાન પડી ગયો ને તેને શરીર પર ઘણે ઠેકાણે વાગ્યું; બેભાન પણ થઇ પડયો. રસ્તાના લોકોએ દોડાદોડ કરી તેને તરત જ મેડીકલ કોલેજમાં મોકલી આપ્યો છે. પોલિસે ઘણું કરી મોટરનો નંબર ટપકાવી લીધો છે. રોજબરોજ મોટરગાડીનો આવો જુલમ વધતો જાય છે અને તેથી પેદલ અવરજવર જોખમભરેલો થઈ પડયો છે. સરકારે તે સંબંધે તાકીદે પગલાં લેવાં જોઈએ એવી અમારી સખત ભલામણ છે.

નજીકમાં જ મનોરમા ઊભેલી હતી. દેવબાબુએ આ ખબર તેને વાંચી સંભળાવ્યા. સાંભળી થોડી વાર તો તે ડઘાઇને ઊભી જ રહી. પછી શંકાશીલ સાદે બોલીઃ "એ માણસ તે—"

દીકરીના અનુમાન સાથે પોતાનું અનુમાન ભેળવી દેતાં દેવબાબુ બોલ્યાઃ "મોટે ભાગે એ આપણો જ ક્ષેત્રનાથ ! કાલે આપણે ત્યાંથી પાછા ફરીને જતાં જ કદાચ આ બનાવ બન્યો લાગે છે."

મનોરમાના વદનમંડળ પર શંકા અને ઉદ્વેગનું વાદળ ફરી વળ્યું. તેને મૂગી ઊભેલી જોઇ દેવેન્દ્રબાબુ બોલ્યાઃ "ફકત પડી ગયાથી વાગ્યું છે, એટલે મોટે ભાગે જખમ તેવો ભારે નહિ હોય."

પણ દેવબાબુએ ધ્યાનપૂર્વક જોયું તો આ દિલાસા વડે દીકરીના વદન પરની દિલગીરી સહેજ પણ અછવાઇ નહિ. ત્યારે તે સહેજ વિચાર કરીને બોલ્યાઃ "હું મેડીકલ કૉલેજમાં જઈને તપાસ કરી આવું છું કે આ જુવાનિયો કોણ છે!"

દેવબાબુ ઊઠીને ઊભા થયા. મનોરમા હળવે હળવે બોલી: "હું સાથે આવું તો કંઇ વાંધો ખરો?"

દેવબાબુ બોલ્યા: "વાંધો તો કંઇ નથી, પણ કદાચ આ ક્ષેત્રનાથ બીજો જ કોઇક હોય. વળી ગાડી જોડતાં વાર લાગશે—ને હું તો ઊભે પગે આ જઇ આવ્યો સમજ."

હવે મનોરમા કશું બોલી નહિ. દેવબાબુ બહાર નીકળી ઊપડ્યા. મનોરમા રસ્તા તરફની બારીએ જઈને ઊભી રહી.

લગભગ દોઢેક કલાક પછી દેવબાબુ પાછા ફર્યા. આવીને જુએ છે તો મનોરમા હજુ ય બારીએ ગુપચુપ ઊભેલી છે. દેવબાબુએ દીકરીને બોલાવીને જણાવ્યું કે ઘવાયલો માણસ છે તો ક્ષેત્રનાથ જ. પણ હજુ તેને ભાન આવ્યું નથી. પણ દાકતરે કહ્યું છે કે ધાસ્તી જેવું નથી. હવે જલદી જ ભાન આવશે. પહેલાં તે સામાન્ય દર્દીઓના ખંડમાં હતો. પોતે તેને ખાસ સ્વતંત્ર ખોલીમાં રાખવા માટેની ગોઠવણ કરીને આવ્યા છે.

જમ્યા પછી મનોરમા પિતાને સાથે લઇ મેડીકલ કોલેજ ગઈ. દર્દીને તે વેળા ઉપર કહ્યા મુજબની સ્વતંત્ર ઓરડીમાં સુવાડેલો હતો. હજુ ય તેને ચેતન આવ્યું નહોતું. કોલેજની પરિચારિકા તેના પલંગ પાસે મૂગી મૂગી ઊભી હતી.

દેવેન્દ્રબાબુ અને મનોરમાને જોઇ પરિચારિકા બહાર આવી અને હળવે સાદે બોલી: "હજુ ય ભાન નથી આવ્યું, પણ જે કંઇ નિશાનીઓ દેખાય છે તે પરથી બહુ જલદી આવી જશે."

પોતે એ સ્વતંત્ર દર્દી ખોલીમાં રહી શકે કે કેમ તે મનોરમાએ પૂછ્યું.

પરિચારિકાએ કહ્યું: "કશી ધમાલ કે શોરબકોર ન થાય તો કંઇ વાંધો નથી."

મનોરમા કબૂલ કરીને ઓરડીમાં દાખલ થઇ. પરિચારિકા થોડી વારે આવુ છું કહી ગઇ. દેવબાબુ ઓટલા પર આંટા મારવા લાગ્યા.

મનોરમા હળવે હળવે ગઈ ને અવાજ કર્યા વિના ક્ષેત્રનાથને ઓશીકે બેઠી અને ઉદ્વેગવ્યાકુળ નજરે તેના નયન તરફ ટગરટગર જોઈ રહી. મનોરમાના હાથ પરનું ઘડિયાળ ક્ષીણ સાદે ટક ટક કરવા લાગ્યું.

લગભગ પંદરેક મિનિટ પછી ક્ષેત્રનાથે ખૂબ જોશભેર એક નિસાસો મૂકયો. તે નિસાસાએ તેનું આખું અંગ થરથર કંપી ઊઠ્યું. પછી દશેક મિનિટે પાછો તેનો હાથ હાલ્યો. ક્ષેત્રનાથે હાથ ઊંચકી પડખે નાંખ્યો. તે મનોરમાના હાથ પર પડ્યો. મનોરમાએ પોતાનો હાથ ખસેડ્યો નહિ. ફક્ત અપલક આંખે તે ટગર ટગર ક્ષેત્રનાથની સામે ન્યાળી રહી.

ક્ષેત્રનાથે આંખો ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ ઊઘડી ન શકી. એકાદ દુઃખસૂચક ઉદ્ગાર કાઢી અતિ ક્ષીણ સ્વરે તે બોલ્યોઃ "કોણ, નિમિ?"

મનોરમાની છાતી ધબક ધબક થવા લાગી. પાસે જ એક પંખો પડ્યો હતો તે લઈ ક્ષેત્રનાથને માથે પવન નાંખવા લાગી. ફરી થોડી ક્ષણ શાંત નીરવતામાં વહી ગઈ.

થોડી વારે ક્ષેત્રનાથ ક્ષીણ સ્વરે ફરીથી બોલ્યોઃ "તું અહીં આવી છે, નિમિ? હું તને નથી ચાહતો."

મનોરમાના હાથમાંથી પંખો નીચે પડી ગયો. પરિચારિકા ઓરડામાં દાખલ થઈ. તે વેળા પણ ક્ષેત્રનાથનો હાથ મનોરમાના હાથની ઉપર જ પડેલો હતો. મનોરમાએ ખૂબ કાળજીપૂર્વક તેને સરકાવી ખસેડી લીધો અને ક્ષેત્રનાથનો હાથ પલંગ પર ગોઠવી દીધો અને પોતે ખૂબ હળવે હળવે શય્યા પરથી ઊતરી ખસી ગઈ. પરિચારિકાએ જોયું તો તેના કપાળ પર પરસેવાનાં ટીપાં બાઝેલાં હતાં–ઝરપતાં ટપકતાં હતાં. મનોરમા ઓટલા પર જઈને એક બાંકડા પર બેસી પડી.

દેવબાબુ દીકરી કને આવીને ક્ષેત્રનાથની હાલત વિષે પૂછપરછ કરવા જતા હતા, પણ મનોરમાના વદનના ભાવ જોઈ તે ડઘાઈને જ ઊભા જ રહી ગયા. થોડીક વારે પરિચારિકાએ આવીને કહ્યું: "દર્દીને ભાન આવી

ગયું છે. હવે કશી ધાસ્તી નથી. અડધે કલાકે દાક્તર સાહેબ આવીને ભાળ કાઢી જશે."

મનોરમાએ ઊઠીને પિતાનો હાથ પકડ્યો. બોલી: "ચાલો ઘેર જઈએ, બાબા ?"

દેવબાબુએ પૂછ્યું: "તારી તબિયત ઠીક નથી લાગતી, મનો !"

મનોરમા બોલી: "આ અહીંની હવાથી જાણે મારો સાસ ગુંગળાઈ જાય છે !"

દેવબાબુ દીકરીનો હાથ ઝાલી બહાર નીકળ્યા.

સંપૂર્ણ ભાન આવતાં પહેલાં તો, ક્ષેત્રનાથ પોતાને ઈસ્પિતાલમાં જોઈને વિસ્મય જ પામ્યો. પણ જેમ જેમ બધું યાદ આવતું ગયું, તેમ તેને અચરજ ઓછું થતું ગયું. પણ પોતાને સર્વસામાન્ય રોગીખંડમાં ન રાખતાં સ્વતંત્ર ઓરડામાં રાખવાની ગોઠવણ કોણે કરી હશે તેની સમજ તેને ન પડી. રાત્રે પરિચારિકાને પૂછતાં તેણે કહ્યું: "પહેલાં તમને સામાન્ય ખંડમાં જ રાખેલા, પણ આજે સવારે કોઈક સારો માણસ આવીને અહીં રાખવાને લગતી ગોઠવણ કરી ગયો છે."

ક્ષેત્રનાથે તે સારા માણસનું નામ પૂછ્યું, પણ તે પરિચારિકા ન કહી શકી. ફક્ત એટલું જ બોલી કે આજે બપોર પછી તે જ માણસ પોતાની દીકરીને લઈને મળવા આવેલો. તે દીકરી ઘણોક વખત સુધી પલંગ પર પંખો નાંખતી બેઠી હતી. તે પછી ભાન આવતું જોઈને બંને ચાલ્યાં ગયાં.

હવે ક્ષેત્રનાથ સમજી ગયો કે એ સજ્જન તે દેવબાબુ ને તેમની દીકરી મનોરમા સિવાય બીજું કોઈ ન હોય. મનોરમા પોતાને પડખે બેસી પોતાને પંખો નાંખી ગઈ એ જાણી ક્ષેત્રનાથ જાણે ચમકીફૂલી ઊઠ્યો. તેણે મનમાં ને મનમાં દેવબાબુ તથા મનોરમાને ખૂબ ધન્યવાદ આપ્યા. ને આખો દહાડો મનોરમાને લગતા વિચારો ભીતરમાં તેને આવ્યા જ કર્યા. કંઈ કંઈ

કલ્પનાઓ તેને આવી.

દહાડો આથમવા આવ્યો. અજવાળાં અછવાવા માંડ્યાં. પવનથી બારીનો પડદો જરા જરા હાલતો હતો. એક ધરોળી ખોરાકની—શિકારની શોધમાં દીવાલ પર આમથી તેમ દોડાદોડ કરતી હતી. ક્ષેત્રનાથ નિર્જન ઓરડામાં એકલો પડ્યો પડ્યો પડદાને પડખે થઈને જે જરાતરા અજવાળું હતું, તેના તરફ જોઈ રહ્યો હતો.

દરવાજાનો પડદો ઠેલી મનોરમા હળવે હળવે ઓરડામાં આવી અને જરા હસી, હાથ ઊંચા કરી નમસ્કાર કર્યા. ક્ષેત્રનાથ પણ જરા હસ્યો. દિવસનાં અજવાળાં પણ જાણે એક મીઠું હાસ્ય હસી બારીની વચાળમાંથી સરકી ગયાં!

પલંગ પાસે એક ચોપાઇ પર બેસી મનોરમાએ પૂછ્યું: “હવે કેમ છે?”

ક્ષેત્રનાથ બોલ્યો: “અશકિત સિવાય બીજું હવે કંઇ નથી લાગતું.”

જરા મૂગા રહ્યા પછી મનોરમાએ પૂછ્યું: “પણ તે દહાડે તમે જબરું સાહસકામ કરી નાંખ્યું. છાપામાં પણ તમારું નામ પ્રગટ થયું છે.”

નવાઇ પામી ક્ષેત્રનાથે પૂછ્યું: “નામ? મારું નામ વળી કોણે આપ્યું?”

“તે તો શી ખબર પડે? પણ અમે તો છાપામાં તમારું નામ વાંચ્યું.”

જરા વિચાર કરી ક્ષેત્રનાથ બોલ્યો: “હં, હં, ભલું યાદ આવ્યું. પેલો મારી નિશાળનો ફણિયો છોકરો સાથે હતો તો! તેણે માળાએ નામ આપ્યું હશે.”

મૃદુ હાસ્ય કરી મનોરમા બોલી: “નામ દઇને કંઈ મોટો ગુનો નથી કરી નાંખ્યો! ઊલટું તમેસ્તો એવા ગાંડા ઘોડાને પકડવા જઇ ભારે આફત વહોરી લીધા’તી!”

ક્ષેત્રનાથ બોલ્યો: “તે હું કંઈ બૂઝીસમજીને નહોતો આફત વહોરવા ગયો. પણ કોણ જાણે કેમ, મનમાં ધૂન આવી કે આ કોઇથી જ નથી

ઘોડો પકડાતો, તો લાવ હું પકડી નાંખું. ને ધૂનમાં ને ધૂનમાં ઘોડો પકડી લીધો."

જરા ગંભીર સાદે મનોરમા બોલી: "પણ એવી ધૂન કંઇ રૂડી ના કહેવાય. ને પછી પેલી મોટરકાર ધસી આવી, ખરું ને?"

ક્ષેત્રનાથ બોલ્યો: "હા, ઘોડો ઠંડો પડતાં રાવત તેને હાંકી ગયો. હું પણ પાછો ફરતો હતો. એવામાં સામેથી મોટરગાડી આવી તે સીધી મારા ડીલ પર. કંઇ કોનાં પુણ્યબળે વળી બચી ગયો—પૂરેપૂરી ડીલ પર ના પડી. ફકત એક ધકકો મારી, પછાડીને ચાલી ગઇ!"

મનોરમા બોલી: "બાબા કહેતા હતા કે તમે સાજા થઈને ઊઠો. પછી એ મોટર ચલાવનારા પર ફરિયાદ માંડીશું."

ક્ષેત્રનાથ નવાઈ પામીને બોલ્યો: "ફરિયાદ?"

"હા. બાબાએ પોલિસ પાસેથી એ ગાડીનો નંબર મેળવ્યો છે. એ નંબર લઇને લાયસન્સ ઓફીસમાં તપાસ કરતાં જ—"

"પણ તપાસ શેણે કરવી પડે? હું તો તેને ઓળખું છું."

"ઓળખો છો?"

"હા. તે આપનો ઓળખીતો છે—મિત્ર છે."

મનોરમાએ ક્ષેત્રનાથના વદન તરફ અચરચભરી નજર નાંખી. ક્ષેત્રનાથ બોલ્યો: "પેલે દિવસે તમારા ઘરના આંગણામાં જ જેની સાથે ઝપાઝપી થઈ ગયેલી, તે. આ વખતે તેણે પરાજયનું સાટું વાળવાનો જ તાલ રચ્યો હશે. કેમકે તે ધારત તો ખુશીથી ગાડી અટકાવી દઇ પડખેથી ચાલ્યો જઈ શકે તેમ હતું."

મનોરમા આગ્રહભરી નજરે પૂછવા લાગી: "સાફ જવાય તેમ હતું?"

ક્ષેત્રનાથ બોલ્યો: "ખુશખુશાલ. મેં ય ધારેલું, કે એ રીતે જ જશે. પણ તેણે તો તે દિવસના અપમાનનું સાટું વાળવા માટે જ ફુટપાથને અડીને ગાડી ચલાવવા ધારી છે તેનો મને ખ્યાલ નહોતો. હોત તો વળી

વધારે સાવધ રહી શકત."

ભણેલા ને ભણતરના હુંપદવાળા જામિનીનાથની આવી નીચ વેરવૃત્તિની જાણ થતાં મનોરમાને ય મનમાં થોડી શરમ આવી.

પરિચારિકાએ આવીને જણાવ્યું કે સાત વાગી ગયા છે. દર્દીએ લગભગ કલાકેક વાત કરી છે. હવે બહુ બોલવું ઠીક નથી.

મનોરમાએ ઊઠીને વંદન કર્યાં. ક્ષેત્રનાથે પૂછ્યું: "એકલા જશો ?"

મનોરમા બોલી: "બહાર ગાડી ઊભી છે. બાબાની તબિયત જરા ઠીક નહોતી, એટલે તે ન આવી શક્યા. કાલે ઘણું કરી આવશે. આપને કશી વાતે અગવડ તો નથી ને ?"

અગવડ કશી ય નહિ—ઊલટું બધી સગવડ જ છે—એવું જણાવી ક્ષેત્રનાથે દેવબાબુ તથા મનોરમાનો આભાર માન્યો. મનોરમા બહાર ગઈ. ક્ષેત્રનાથે પરિચારિકા પર એક તીખી નજર નાંખી.

★

# જ્વાળામુખી

# ૩૦

મધ્યાહ્ન વીતી ગયા હતા. ભૂખરું વાદળ પશ્ચિમ આકાશને છાઇ દઈ જ્યેષ્ઠના તડકાને ઝંખવી નાંખતું હતું. થોડે જ દૂર પીપળાના ઝાડ પર બેસી એક પંખી ચીંચીં કરતું બૂમો મારતું હતુંઃ પા…ની, પા…ની! અને દીવાનખાનાની સામે આવેલા બોરસલી વૃક્ષની નીચે માટીની વેદિ પર બેસી ઘોષાલ ડોસા ગુણગુણ કરતા હતા—

શા અપરાધે, આ જગ મધ્યે
લાંબો જુગજુગ તું સપડાય!
તું સપડાય!
રોજ સવારે, ઊઠીને તારે
વૈતરાં કરવાં, શેં દોડાય—
શેં દોડાય!
વિશ્વની માડી, તું મને છાંડી
કેમ ન લઇ લે ખોળાની માંય
—ખોળાની માંય!

… … … …

નિમિ ધીમે ધીમે આવી તેમની પછવાડે ઊભી. પણ ડોસાજીનું ધ્યાન તે તરફ જરા ય નહોતું. તે તો જાણે એકલાએકલા વિહ્વળ પ્રાણે ગાયા જ કરતા હતા.

વિશ્વની માંડી, દીકરો છાંડી
કેમ ન લઇ લે ખોળાની માંય,
પાતકથી ઉભરાતા જગમાં
પ્રાણ હવે બહુ બહુ ગભરાય
બહુ બહુ ગભરાય!
શે અપરાધે, વિશ્વની મધ્યે
જન્મારો જૂઠો લંબાય
બહુ લંબાય

અચાનક જેમતેમ દાબી રાખેલું હાસ્ય છૂટી જતાં ડોસાએ પાછા ફરી જોયું તો નિમિ ઊભેલી! ઝટપટ બંને આંખો લૂછી નાંખી જરા ગળગળે સાદે તેઓ બોલ્યા: "ઓહો, નિમાઇમણિ?"

નિમિ બોલી: "તમને તો બહુ ફક્કડ ગાતાં આવડે છે, દાદાજી!"

જરા હસીને ઘોષાલ ડોસા બોલ્યા: "એએએમ? ખરેખર!"

નિમિ બોલી: "ખરેખર, બહુ મીઠું ગાઓ છો દાદાજી!"

ડોસાનું વદન એકદમ ગંભીર બની ગયું. એક ગંભીર, ઘેરો નિસાસો મૂકી વિષાદભર્યા સાદે તેઓ બોલ્યા: "અરે બહેન મારી, તારા દાદાના તે કંઇ હવે આગલા દહાડા રહ્યા છે? એવો ય દિ હતો જ્યારે તારા દાદાનું ગાણું સાંભળવા વીસ વીસ કોશ દૂરથી માણસો દોડયાં આવતાં. અને આ બુઢ્ઢો આ આ આ આ—કરતાં કરતાંમાં તો આખી મિજલસ ટગરટગર જોઈ રહેતી."

નિમિ બોલી: "પણ આટલા દહાડામાં તો દાદાજી તમને કોઇ દહાડો કંઈ ગાતા સાંભળ્યાં નથી!"

ખેદભર્યું ફિક્કું હસી ડોસા બોલ્યા: "ગાતાં હવે ક્યાંથી સાંભળે બહેન મારી! જે દિવસે ભવ દીકરાને પોતાને હાથે ભડભડતી ચિતામાં સુવડાવી આવ્યો તે દિવસથી ગાવું સાવ બંધ જ થઇ ગયું—છોડી જ દીધું. હવે તો ગાતો નથી, કોઈ ગાય તો સાંભળું છું."

"કોનું ગાણું સાંભળો છો ?"

"આ તમો બેપાંચ જણાનું."

ગાલ પર હાથ રાખી નવાઇ પામીને નિમિ બોલી: "શી વાત કે'કો છો, દાદાજી ? અમે વળી કયાં ગાઇએ છીએ ?"

હસીને ડોસા બોલ્યા: "સૌ કોઇ ગાય જ છે, બહેન મારી ! ફક્ત સા રી ગ મ ની સાથે સૂર મેળવીને ગીત ગાય તે જ ગાણું ના કહેવાય કંઈ ! ગાણું તો અનેક જાતનું હોય છે બાઇ ! સંસારમાં સુખદુઃખનું હસવા-રડવા રૂપી ગાણું રાતદહાડો ચાલ્યા જ કરે છે. તે ગાણું કોઈ મોં ખોલીને મોટેથી ગાય છે, કોઇ ફક્ત મનમાં ને મનમાં જ ગુણગુણ કરે છે. પણ એ ગાણું બધાંને નથી સંભળાતું, જેને સાંભળવાને કાન હોય તે સાંભળી શકે છે !"

નિમિને આમાં કશી સમજ ના પડી. તે તો મૂગીમંતર બનીને દાદા-જીના વદન સામે ન્યાળી રહી. ડોસા બોલવા લાગ્યા: "સંસારમાં ચોમેર ગાણું જ ગાણું ચાલી રહેલું છે, નિમાઇમણિ ! ગીતગાયન સિવાય વિશ્વભરમાં બીજું કશું છે જ નહિ ! આ પેએએલ્લું વાદળું દોડે છે, તેની ભીતરમાંય ગાયન છે, સૂર છે, તાલ, લય બધું જ કંઇ છે. આ પેલું પંખી ચીંચીં કરે છે, એ પણ ગાણું જ છે—એની અંદરથી બિહાગની કરુણ રાગણીના સૂર ઊઠે છે. આ તું વિચારમાં પડી ગઈ છે, તેય ખરું જોતાં વિચારફિકર નથી—ગાણું છે, ગાણું. એ ગાણાનેય સૂર છે, ને બનતાં સુધી અત્યારે એ સૂર 'તોડી' રાગણીના હશે. ને પછી વળી તું જ્યારે એમ વિચાર કરશે—'સખી મોરી શ્યામ ન આવ્યા'—ત્યારે થઈ જશે બિહાગ !"

નિમિ બોલી: "ને આ તમે ગાંડાની માફક લવારો શરૂ કર્યો છે, તે સૂર ગંડુ રાગણીના !"

ધોળાલ ડોસા હા હા હા હા હસી ઊઠયા. નિમિ પણ હસી. હસવું થંભ્યા કેડે ડોસાએ પૂછ્યું: "ત્યારે હવે તું શીદને આવી છે, તે તો

બોલ નિમાઇમણિ !"

નિમિ બોલી: "આ તમને બાએ બોલાવ્યા છે, તે કહેવાને."

"મને ?"

"હા તમને."

"કેમ, તારી સાથે પરણવા સારું ?"

અવાજ ગંભીર બનાવી દઇ નિમિ બોલી: "લગન તે વળી કેટલીક વાર થતાં હશે, દાદાજી ?"

ઉમંગભર્યા ઘોષાલ ડોસા બોલ્યા: "હા, હા, ત્યારે મને જમાઇ જમવા તેડયો હશે !"

હસીને નિમિ બોલી: "હા, તે બનવાજોગ છે. પણ ઘેરથી જમી ખાઇને જ પધારજો."

ડોસા ખડખડ હસી પડયા. નિમિ પણ ઊભી ઊભી હળવું હસવા લાગી. અચાનક હાસ્યવેગ થંભાવી—આવરી લઈ ડોસા બોલ્યા: "બેતિયાએ ખૂબ લાંબો કાગળ લખ્યો છે."

બોલતાં બોલતાં ડોસાનું હસતું ગેલતું વદન ફિક્કુંફ્ચ પડી ગયું. નમતા બપોરના છેલ્લાં અજવાળાંને આવરી લેતું પેલું વર્ધમાન વાદળું આકાશભરમાં છવાઈ પડયું. આકાશની એ મ્લાનતાની છાયામાં નિમિનું વદન પણ જાણે વિષાદમય બની ગયું. તેના એ ફિક્કા દિલગીર ચહેરા તરફ નજર રાખી ડોસા લૂખા પણ ગંભીર સાદે બોલ્યા: "ખબર છે નિમિ, એ શું ધારેછ તે ? જાણે આ રામતારણ ડોસો એના બાપનો વેચાણ ગુલામ છે ! ને બાબુજી જે કંઇક હુકમ કરે તે બધા મારે પાળવા જ જોઇએ !"

ડોસા જરા ગંભીર ભાવે હસ્યા. એ હાસ્યનો ભાવાર્થ એવો હતો કે હું કંઇ એવો બંધાયલો નથી. નિમિ મૂગી મૂગી ડોસાનું હાસ્ય જોઈ રહી. જરા મોટે ઘાંટે ડોસા બોલ્યા: "હું એનો બંધાયલો ? અરે, લાત મારું ને એક ! જે મારો ઉપરી થવા આવે, તેને લાત મારું લાત ! કેમ, શું એ

કંઈ મને અનાજ પૂરેછ્ કે મારો ગુરુમહેતોબહેતો છે શું, કે મારો આલોક પરલોકનો ઉદ્ધાર કરવાવાળો છે? એને જોઇએ તો ભેમ્મો થાય, જોઇએ તો કિરિસ્તાન થાય, જોઇએ તો ચૂલામાં જાય—મારે શું છે ભૈ તેમાં?"

જરા હસીને નિમિ બોલીઃ "કંઇ યે નહિ દાદાજી! તમે ફક્ત ગુસ્સે થાઓ એટલું જ."

જોશભેર ડોકી ધુણાવતાં ડોસા મક્કમ સાદે બોલ્યાઃ "ગુસ્સે? જરા ય ગુસ્સે ના થાઉં, નિમિ! એ નિમકહરામી પર ગુસ્સો કરતાં ય તિરસ્કાર છૂટે છે! હવે તો ફક્ત ચેલકાને એટલું સમજાવવું છે, કે જે ઝાડને મથાળે થઇને આસો મહિનાના વંટોળિયાઓ વટી ગયાં છે, ઓતરાદે લહેરકીઓથી તો તેની એકાદ ડાળી પણ ધ્રૂજે તેમ નથી!"

આનો અર્થ શો તે નિમિ સમજી બલારાત! શ્રી કે કૃષ્ણ! એટલે તેણે તો કુતૂહલભાવે પૂછ્યું: "પણ કાગળમાં લખ્યું છે શું, દાદાજી?"

તદ્દન બેદરકારીભર્યા અવાજે ડોસા બોલ્યાઃ "શું લખવાનો હતો? કપાળ એનું! ધૂળ, રાખોડી, ઇંટાળા, પથરા! (બંને હાથ પહોળા લાંબા કરી) આ આવડો લાંબો, ચોડો, મોટો કાગળો છે, ને તેમાં પોણો ભાગ તો પેલી ભેમ્મો છોકરીનાં રૂપગુણનાં વખાણ જ વખાણ ભર્યાં છે. એટલે કે—તું કંઈ સમજી કે નહિ?"

ઢળેલે, ફિક્કે વદને નિમિ બોલીઃ "તે ભલે ને, તેની સાથે પરણે. તેમાં આપણે શું?"

ધેરો, લાંબો નિસાસો છોડી ડોસા બોલ્યાઃ "કશું ય નહિ, પણ તો યે-વારુ, એમ કર, તું જા. હું આવીને તારી માને એક વાર મળી જઇશ."

નિમિએ ચાલવા માંડ્યું. ડોસા બોલ્યાઃ "ને માને કહેજે, કે હું ય કંઇ નચિંત નથી બેઠો. ખટપટ ચાલુ જ છે. ક્ષેત્રનાથ બાબુજી વગર દેશમાં બીજા સારા વર નથી મળવાના, એવી તો કંઈ વાત જ નથી. તો યે-વારુ તું તારે જા!"

નિમિ ફરી ઊભી રહી ને ગુપચૂપ ડોકું ધુણાવ્યું. ડોસા બોલવા લાગ્યા: "આ કામગીરી મારી હવે છેલવેલ્લી કામગીરી છે. તે પછી તો નક્કી જ કર્યું છે કે દામોદરજીની સેવા અને માલમિલકતનો કંઇ બંદોબસ્ત કરીને હું મારે કાશી રહેવા ચાલ્યો જઇશ. હવે શા સારુ બધી ખટપટ, નિમિ ! દહાડા તો આથમવા આવ્યા !"

છેલ્લું વાક્ય બોલતી વેળા વૃદ્ધના હૈયાની મર્મભેદી વેદના સુસ્પષ્ટ છબીની પેરે નિમિની આંખો આગળ અંકાઇ ગઇ. નિમિ ભીની આંખે ધરતી ભણી ભાળી ઊભી રહી. ધાટે સાદે ડોસા બોલ્યા: "ને માલમિલકતનો ય શો બંદોબસ્ત કરવો'તો ? ભોગવવાવાળું તો કોઇ છે નહિ. બહુ મહેનતેજહેમતે મેળવી છે. એકએક પૈસા પાછળ લોહીનું પાણી કર્યું છે. ઠી...ક ઠી...ક. હવે તો પરલોકનું રૂડું થાય તે જોવાનું છે. મિલકત કોઇક સારો ધર્માદો જોઇ આપી દઇશું. નહિ તો, શા સારુ ! બધું વેચીસાટી પોતીકે હાથે બેચાર હજાર સાધુસંન્યાસી સાંઇફકીર બોલાવી વહેંચી દઇશ. કેમ, એ ઠીક પડે ને, નિમાઇમણિ ?"

જવાબની આશામાં ડોસાએ નિમિના વદન પ્રત્યે ભાળ્યું. પણ નિમિમાં તે વેળા બોલવાજોગ હોશકોશ નહોતા. તે તો અચરજમૂઢ નજરે ડોસા તરફ જોઇ રહી હતી. તેને જાણે ડોસાના અંતરમાં સળગી રહેલા જ્વાળામુખીના ભડકા સ્પષ્ટ રૂપે જણાતા હતા. તેની સરખામણીમાં ડોસાની આ બહાર દેખાતી ઊગ્રતા તો કશી ગણતરીમાં નથી–તેની છાતીને અંતરિયાળ જાણે રાવણચિતા ભડભડ સળગે છે ! એ ભડકામાં તેનાં હાડકાંપાંસળાં પણ બળીને રાખોડી થઈ જાય છે, અને કોઇક રડયોખડયો તણખો જ ફકત ક્રોધ કે ઊગ્રતાનું રૂપ ધારણ કરી કદી કદી બહાર ઊડે છે ! ડોસાની ઘેરી અંતરયાતનાનો ખ્યાલ આવતાં નિમિનું અંતર લાગણીથી રડી ઊઠયું. અંદર ઊછળતાં આંસુ લગભગ ગળા સુધી આવી ગયાં અને તે વડે ગળું ગુંગળાઈ ગયું. એટલે નિમિએ ફકત ગરદન ધુણાવીને જ ડોસાની વાતમાં સૂર પૂર્યો. ડોસા થોડી વાર મૂગા રહી વાદળઘેર્યા આકાશ તરફ નજર નાંખી બોલ્યા: "સાંજ પડવા આવી, નિમિ ! હવે

તું ઘેર જા."

નિમિને પણ ડોસા પાસેથી ભાગી છૂટવાની તક મળતાં હાશ વળી. તે ધીમે ધીમે ઘર તરફ ચાલી. દૂર જતાં તેને સંભળાયું–દાદાજી ફરીથી હળવે સાદે ગાતા હતા–

હજુ યે તારા ચરણ લાયક
થયો નથી સંતાન !
પણ તું માડી, ક્યાં લગી જોશે
તાવી તપાવી જાન !

..................

દિવસનાં અજવાળાં તે વેળા ઓસરી ગયા હતાં. સંધ્યાની છાયા વડે આકાશ પૃથ્વી બંને છવાઇ ગયાં હતાં !

★

## ખેતુનો કાગળ

# ૩૧

તે જ દહાડે સવારે ખેતુનો એક ભારે લાંબો કાગળ આવેલો હતો. કાગળમાં પહેલપરથમ તો ખેતુએ પોતાને મોટરનો ધક્કો વાગવાથી કેવી રીતે જખમ થયેલો, મૂર્ચ્છા આવેલી, પછી ઇસ્પીતાલમાં ઠેઠ બીજે દહાડે ભાન આવ્યું, દેવબાબુએ કેવી સરસ સુખસગવડની ગોઠવણ કરી હતી, ચૌદ દહાડે પોતે ઇસ્પીતાલમાંથી છૂટો થઈને નીસર્યો વગેરે હકીકત લખી હતી. વાંચતાં વાંચતાં ડોસા થથરી ઊઠેલા, દેવબાબુના ભલા માટે મંગળ પ્રાર્થનાઓ કરેલી અને ક્ષેત્રનાથ સાજોસમો ઊઠ્યો તે માટે શ્રી દામોદરજીને ચરણકમળે મનમાં ને મનમાં અસંખ્ય પ્રણામ કરેલા.

તે પછી તેમણે કાગળના બીજા ને ત્રીજા પાનાં વાંચવા માંડયાં. તેમાં લખેલું હતું—

દાદાજી, તમે જૂનવાણી હિન્દુ છો. એટલે બ્રાહ્મોવાળાનું નામ સાંભળતાં જ કદાચ ગુસ્સાથી સળગી ઊઠશો. મને ય પહેલપરથમ એવું જ થતું હતું. પણ આ લોકોની સાથે હળ્યાભળ્યાથી હવે મારી ભૂલ ભાંગી છે. તમે પણ જો તેમને જુઓ, મળોમૂકો, ભળોહળો, તો સોગંદ ખાઈ કહું છું કે તમારી ય ભૂલ ભાંગી જાય—બલકે તમને પણ તેઓના તરફ માન જાગ્યા વિના ના રહે. એમનામાં જે નિષ્ઠા, જે પવિત્રતા, જે ઉદારતા નજરે પડે છે તે આપણા લોકમાં હિંદુઓમાં

ખોળ્યાં જડવા મુશ્કેલ છે. બધાની વાત તો ના કહી શકું, પણ મારે જેમની સાથે હળવાભળવાનો પ્રસંગ પડયો છે, તેમની ચાલચલણ જોઈને હું તો ખરેખર મુગ્ધ થઈ ગયો છું. દેવબાબુના જેવો માણસ મેં કોઇ જોયો જ નથી. મને તો તેમને પગે પડી દેવ પેરે પૂજવાનું મન થઈ જાય છે.

ને એમનાં સ્ત્રીજનો? કેળવણીથી સ્ત્રીઓના આત્મા કેવા સુંદર, ઉચ્ચ બને છે—કરુણાભરી સ્નેહભરી સ્ત્રી કેવી આપોઆપ પોતાનાં સ્નેહ, વાત્સલ્ય કરુણાને રેલાવી સંસારને મીઠો બનાવી શકે છે, તેનો નમૂનો જોવો હોય તો એક મનોરમા જ જોઈ લેવી. આપણા લોકનાં સ્ત્રીજનો પ્રેમ, ભક્તિ, માયાની બડાઇ તો મારે છે, પણ મનોરમા જેવીના પડખે તેમનાથી ઊભાં ય ના રહેવાય ઊભાં! એવી ઉભરાતી લાગણી, એવી શુદ્ધ સેવાભાવના, એવો માયાળુ સ્નેહ આપણા લોકોના સ્ત્રીજનોમાં છે જ કયાં? તેમને દુઃખમાં દિલાસો દેતાં નથી આવડતું, ઊલટું મેણેટોણે દુઃખ વધારી દે છે; માંદગીમાં માવજત કરતાં ના આવડે, ફિકરમેચેની બતાવી ઊલટું દરદ વધારી મૂકે છે. ગુસ્સામાં શાન્તિ દેતાં નથી આવડતું, ઊલટું કરડું લુખ્ખું બોલી ગુસ્સાનો પારો બેવડો ઊંચો ચઢાવી દે. અને આ લોકો? મને તો રોગપથારી પર પડયાં પડયાં મનોરમા જાણે દેવીસમી લાગી. હજુ ય તેવું જ લાગે છે. એમને મોટે લાજબુરખો નથી, ખરું. પણ પવિત્રતા છે. શાન્તિ છે. ને આપણા લોકોના લાજઘુમટાળાં બૈરાંમાં કુથલીખોરી, કાવાદાવા, પારકી પંચાત અને અશાન્તિ સિવાય કશું નહિ. કેળવણી ન પામતાં બૈરાં કેવળ ઢોર જેવાં રહે છે.

મને થઈ જાય છેઃ આ લોકોના જેવી બાઈ સાથે સંસાર માંડવા મળે તો અહાહા! કેવું સુખ મળે! કદાચ જાત વટળે, પણ આત્માને તો ખૂબ શાતા વળે!

ને વારુ દાદાજી, બ્રાહ્મો ધર્મ પણ શું કંઈ ધર્મ નથી? ધર્મ એ શી ચીજ છે? તેત્રીસ કરોડ દેવતા, ને ઈંટપત્થરના

દહેરાં લઈને દોડાદોડી કરવી એમાં જ શું ધરમ આવ્યો ? કે એ તેત્રીસ કરોડથી પણ પર જે દેવ છે, જ્યાં દેવતાઓ પણ વિલીન થઈ જાય છે, તે પરમ દેવની ઉપાસના તે ધર્મ ? એને અધર્મ કેમ કહેવાય ? ને આપણા ધર્મનું મૂળ તત્વ તો એ જ છે. વેદ, વેદાંત, દર્શન વગેરેમાં જે કહ્યું છે, તે તો એ જ—સત્યં જ્ઞાનમનન્તમ્ બ્રહ્મમ્ ! ત્યારે મૂળથી આ ડાળાં-પાંખડાં આટલા બધાં છૂટાંછવાયાં કેમ પડી ગયાં ? ને તે મૂળિયાં વગર એ ડાળપાંખડાં ઊભે ય શા આધારે ?

વાત વિચાર કરતાં કરતાં હજુ ય કંઇ નક્કી કરી શક્યો નથી. વિમાસણ ચાલુ ને ચાલુ જ છે. પણ એકંદરે તો મને બ્રાહ્મો ધર્મ જ ચડિયાતો લાગે છે. જે પંથમાં દેવેનબાબુ જેવા ઉદાર માણસ અને મનોરમા જેવી ઉન્નત રમણી નજરે પડે તે ધર્મ સમક્ષ માથું નમી ગયા વિના રહેતું નથી. મને લાગે છે કે લગન કરી સંસાર માંડવો હોય તો આવી જ એકાદી સાથીદારણ લઈને તેમાં ઝૂકવું જોઈએ. નહિ તો લગન ફારસ-રૂપ થઈ પડે. ને મને થાય છે કે એવા ફારસમાંથી હું દૂર રહું તો સારું.

કાગળ વાંચતાં વાંચતાં ઘોષાલડોસાનું વદન આષાઢના આકાશ જેવું ઘેરું બની ગયું. તે ડઘાઇને બેસી જ રહ્યા !

રમાએ આવીને પૂછ્યું: "કોનો કાગળ છે, બાબા ? ખેતાનો છે ?"

ડોસાએ જવાબ ના આપ્યો, માત્ર વહુ પ્રત્યે એક ઘેરી નજર નાંખી લીધી. સસરાજીના ચહેરા પરના હાવભાવ જોઈ રમા ગભરાઇ ગઇ—બી ઊઠી. તે ઇંતેજારીથી પૂછવા લાગી: "શું લખે છે, બાબા ? તબિયત તો સારી છે ને ?"

ડોસાએ ગંભીર અવાજે એકાક્ષરી જવાબ દીધો: "હં !"

રમા હવે કશું બોલી ના શકી. ફક્ત શંકાભરી બેબાકળી નજરે સસરાજીના ગંભીર વદન તરફ નિહાળી ઊભી રહી.

ઘણીક વારે ડોસાએ ઊંચું જોઈને કહ્યું: "સાંભળ !"

ડોસાએ કાગળ શરૂથી તે ઠેઠ સુધી વાંચી સંભળાવ્યો. કાગળ સાંભળી રમાનું મોં પણ ગંભીર થઈ ગયું. વાંચન પતાવી ડોસાએ એક ધેરો દીર્ઘ નિસાસો મૂકયો અને કાગળની ઘડી કરી તેને પરબીડિયામાં ધીમે ધીમે મૂકવા માંડયો. રમા ઉદ્વેગપૂર્ણ સાદે પૂછવા લાગી: "શું થશે હવે, બાબા ?"

ઘવાયલો વાઘ ગરજી ઊઠે તેમ ચીસાડો પાડતા ડોસા બોલી ઊઠ્યા: "કોનું શું થશે વારુ ? તું મને શું કરવાનું કહેછ ? એક દોરડી શોધી લઈ આવની વહુ દીકરા, કે ઝટ ને પટ ફાંસો ખાઈ મરું ! ઓહ ! દામોદર ! આ ઉંમરે હવે નથી સહેવાતું આવું બધું !"

ડોસા ગુસ્સાથી થરથર ધ્રૂજતે ડગલે ઝટપટ ઘર બહાર નીકળી ચાલી ગયા. રમા શું કરવું શું નહિ એ વિચારમાં ડઘાયલી ઊભી રહી.

કલાકેક પછી ડોસાએ ઘરમાં આવીને બૂમ મારી: "વહુ બેટા !"

રમા તે વેળા નાહી આવીને ચૂલો સળગાવતી હતી. પણ ચૂલાને ય આજે ભૂત ભરાયું હતું. રમાએ વિણીચૂંટીને ખાસ સૂકાં સરોડાસરપણ ભેગા કરેલાં ને તે ચેતાવતી હતી પણ ચૂલો કોઈ વાર ભડકી ઊઠતો; તો પછી બીજી વાર જાણે ઠેકડી કરતો હોય તેમ હોલવાઈ જતો. રમા ફૂંકો મારતી, પણ દરેક ફૂંકે ચૂલો ઊલટો ધૂમાઈ ઊઠતો અને તેની આંખોમાં બળતરા થતી. રમા એક ફૂંક મારતી અને પછી ટપ દઈને મોં પાછું ફેરવી લઈ આંખો ચોળતી ચોળતી ચૂલાને, સરપણલાકડાંને અને છેલ્લે છેલ્લે પોતાને પણ સારી પેઠે બોણાવતી હતી. એવે ટાણે સસરાજીએ આવી બૂમ મારી: "વહુ દીકરા !"

ડોસાના અવાજમાં પહેલાં જેવી ઊગ્રતા નહોતી—તેવું ગાંભીર્ય પણ નહોતું. અવાજ કુમળો, સ્નેહભરપૂર, મૃદુ હતો. રમા રસોડાને બારણે આવીને ગૂંગળાતે સાદે બોલી: "કેમ બાબા ?"

વહુનું રતુમડું વદન, ધૂમાડે જળતી, ઝરતી આંખો જોઈ ડોસા વ્યગ્ર સ્વરે બોલી ઊઠયા: "તું રડતી'તી, વહુ દીકરા ?"

હસીને રમાએ જવાબ દીધો: "રડું શાણે ?"

રસોડાની ઓટલી પરનો થંભો ઝાલી ડોસા જરા સંતાપભર્યા સાદે બોલ્યા: "જો વહુ દીકરા! ઘરડો થતાંમાં અક્કલ હોશિયારી બધી ગેબ થઈ ગઈ છે. તેથી કોઈ કોઇ વાર થાય છે કે હું ઘરડો છું, હું દુઃખિયારો છું, ને તેથી જાણે હું દુનિયાભરના લોકોની દયા, માયા કે પ્રેમલાગણીનો એક પૂરો હકદાર છું! પણ મારા સિવાય દુનિયામાં બીજાં ઘણાં બધાં દુઃખિયારાં પડયાં છે, જગતના તાપમાં તવાયલાં છે, તેમનો પણ એ અધિકાર છે–તેમણે ય એ માયા મમતા પામવાં ઘટે–એ વાત હું ગુસ્સાનો માર્યો સાવ વીસરી જાઉં છું, દીકરા !"

રમા ગુપચૂપ ઊભી રહી. ડોસા બોલવા લાગ્યા: "ગુસ્સો ચંડાળની જાત છે. ઘરડો થયો, વિદાયની વેળા આવી, તો યે, હજુ એ રોગચંડાળને તાબામાં ના લાવી શકયો! કંઈ ના બન્યું, દીકરા કંઇ જ ન બન્યું! ફક્ત ખોટું અભિમાન, ને વાતે વાતે ગુસ્સો–એ બે લઇને આવ્યો ને હવે જઇશ ત્યારે ફક્ત લોકોના દુખિયારાં હૈયાંના દયામણા નિસાસા લઇને જઇશિ! છિઃ છિઃ કશું ય ના બન્યું! કંઇ જ ના મેળવ્યું!"

ડોસા ધબ્બ દઈને ચોતરા પર બેસી ગયા, અને વહુના વદન તરફ નજર નાંખી પૂછવા લાગ્યા: "મારી વાતો સાંભળી ચીડ ચડે છે, વહુ દીકરા ?"

રમાએ જવાબ દીધો: "ના, બાબા !"

"ખરેખર ચીડ નથી ચડતી ?"

"ખરું જ કહું છું, બાબા !"

પ્રેમભર્યું મીઠું હાસ્ય હસી ડોસા બોલ્યા: "મા ભગવતીનો અંશ ને ભઇ, તેથી એ બધી તાકાત! ઘણા ઘણા ઘા છાતી પર ઝીલી લે! ને મરદ માણસ! ધૂળ પડો મરદોના મોં પર! જરાક ચોટ વાગે કે ગભરાઇઅકળાઇ ઊઠે!"

તે પછી ફરી વહુ તરફ નજર નાંખી ડોસા બોલ્યા: "પણ મને તો થાય છે, વહુ બેટા, કે ગુસ્સાના આવેશમાં હું કેટ કેટલીય વાર તને ગમે તેવું ગમે તેવું બોલી ગયો છું—ને તેથી તને ભીતરમાં કેટલું બધું દુઃખ થયું હશે?"

રમા બોલી: "એવું તે શું મને બોલ્યા છો, બાબા? ને વળી, તમારા સિવાય મને બોલવાકહેવાવાળું ય કોણ છે જે? આજે તો તમે કેટલાંય માણસને કહેવાબોલવા જોગ છો. છોકરા, છોકરી, પોતરા, પોતરી, કેટલાય લોકો પર હુકમ ચલાવવા જોગ છો. પણ ભગવાને એ બધું તો ઝુંટવી લીધું છે. હવે રહ્યું છે જ કોણ તે, બાબા? રહેવામાં હું, તે તેની ઉપર કદાચિત કોઈ વાર વળી—"

રમાથી વધુ ના બોલાયું. શોકેદુઃખે તેનું ગળું ગુંગળાઈ ગયું—રૂંધાઇ ગયું. ધૂમાઇ ધૂમાઈ ને આખરે ચૂલોય હવે ભડકી ઊઠયો હતો. રમા ચૂલે પતેલું ચડાવવા ગઇ.

થોડી વાર બેસી રહ્યા પછી ડોસાએ બૂમ મારી: "વારુ, વહુ બેટા?"

રમા દાળની પતેલી ચૂલા પર ચઢાવી તેમાં પાણી રેડી બહાર આવી. ડોસાએ પૂછયું: "વારુ વહુ દીકરા, ખરેખર બેતો આટલી હદ સુધી જશે? તને કેમ લાગે છે?"

રમા બોલી: "ના, ના, બાબા, મને તો નથી લાગતું ભઈ!"

ડોસા જરા ઘાંટો ચઢાવી જોરથી બોલ્યા: "નહિ લાગવાનું કંઈ કારણ વારુ? ધાર કે લાલચનો માર્યો તે એવું કંઈ કરી જ બેસે તો એને કોણ પકડી રાખવાનું છે? ને એને પકડી રાખવાવાળું છે પણ ત્યાં કોણ, કહે જોઉં?"

પકડી રાખવાવાળું તો કોઇ છે જ નહિ એ તો રમા ય જાણતી'તી એટલે સસરાજીની આ વાતનો કશો જવાબ તેનાથી ના દેવાયો. જવાબની અપેક્ષાએ વહુના ચહેરા સામું થોડી વાર જોઇ રહી પછી ડોસા બોલ્યા: "વારુ, એક કામ કરીએ તો, વહુ બેટા?"

રમાએ પૂછ્યું: "કયું કામ ?"

ડોસા જરા અચકાતા અચકાતા બોલ્યા: "હું એક વાર કલકત્તે જ જઈ પડું. જઈને તેને સમજાવીપટાવી અહીં તેડી લાવું. અહીં લાવીને એક વાર તેને પરણાવી મારીએ, તો પછી રામ ક્યાં જવાના છે ?"

રમાએ કશો જવાબ દીધો નહિ. ડોસા બોલ્યા: "હું સમજાવું તો પણ તે નહિ સમજે ?"

રમા બોલી: "ના જ સમજે, તો ?"

"ના સમજે તો તેની મરજી પડે તેમ કરે. હું તો મારી જવાબદારીમાંથી છૂટું. ખલાસ !"

રમા બોલી: "ના."

ડોસા અચંબાભરી નજરે વહુના ચહેરા તરફ તાકીને જોતાં બોલ્યા: "ન જાઉં ?"

રમા જોરદાર અવાજે બોલી: "ના ! એવો તે કોણ છે એ ખેતો, બાબા ?—કે તેને અરજીકાકલૂદી કરવા તમે જાઓ ? જંગલનું સૂકું પાંદડું, ઊડતું ઊડતું આવીને પડેલું. વળી પાછો વંટોળિયો થતાં ઊડીને ચાલ્યું ગયું ! ને તેની આગળ તમે જાઓ ને તમારી મૂંડી નમાવો ?"

ડોસાનું વદન પ્રફુલ્લતાએ ઝળકી ઊઠ્યું. બીજી જ ક્ષણે તે વીલું પડી ગયું. ક્ષુબ્ધ સ્વરે તે બોલ્યા: "પણ છોકરો આખરે અધઃપાતમાં ગબડશે, વહુ દીકરા !"

રમા બોલી: "તે તેના નસીબમાં જે હશે તે થશે—કંઈ તમે તેને અટકાવી શકવાના છો ? ત્યારે પછી નાહક અપમાન ખમવા શા સારુ જવું ?"

ડોસા જરાક હસ્યા. બોલ્યા: "ઠીક કહે છે વહુ, તું ! ઘરડો થતાં થતાં, માન, અપમાન—બધું જાણે હું તો ભૂલી જ ગયો. ખરેખર ! હું વળી એ ખેતિયાને અરજ કાકલૂદી કરવા જાઉં ? છિઃ તે કરતાં ફાંસો ના ખાઉં ? કૂવો ના પૂરું ?"

બોલી રહી ડોસા મૂગા બેઠા બેઠા વિમાસવા લાગ્યા. રમા બોલીઃ "નાહવાની વખત થઇ છે, બાબા !"

ડોસા ઊઠી નાહવા ગયા. રમાએ દાળની તપેલીમાં દાળ ઓરી અને પછી દેવઓરડીમાં ગઇ અને ઠાકોરજી સમક્ષ માથું ઠોકતી ઠોકતી વ્યાકુળ સાદે બોલીઃ "ડોસાનું બધું ય ઝુંટવી લીધું છે, દેવ ! પણ આ છેલ્લી હાથલાકડી ય ઝુંટવી લઇ તેનું મોત ના બગાડશો, દયાળા !"

ડોસા સ્નાન પતાવી પૂજા આટોપી જમવા બેસતાં રમાએ તેમને પૂછ્યું: "બીજું જ એક ગોઠવીએ તો, બાબા ? હું બહુ જ માંદી છું, એવો કાગળ જ લખીએ તો ?"

ડોસાએ ગંભીર ભાવે જવાબ દીધોઃ "શું !"

"મારી માંદગીની વાત સાંભળીને તે કદી આવ્યા વિના ના રહે."

"પણ આવીને જોશે કે વાત ખોટી છે, ત્યારે ?"

"તે વેળા–ત્યારે જોયું જશે."

"હા જોયા જશે તેના ભડાકાધડાકા અને મજડોસાની ઉપર ગાજ-વીજનો વરસાદ ! મને જૂઠો કહેશે, હુંપદે ઊભરાઇ ઊઠશે અને તારીમારી બધી વિનવણીને ઠેલીઠોકરી વધારે છાતી ફુલાવતો કલકત્તે દોડશે ! તું તો ગાંડી થઇછ ગાંડી, વહુ !"

રમાએ 'ઓ ભગવાન' બોલી એક લાંબો નિસાસો મૂક્યો. ડોસા મેણું મારતાં બોલ્યાઃ "હું તો તને પહેલેથી જ કહેતો'તો વહુ બેટા, કે આ પારકો બોજો નાહક માથે ના ઝીંક ! પણ હું બુઢ્ઢાનું તેં કંઇ ના સાંભળ્યું !"

રમા મૂગી બેસી રહી. ડોસા ખાઇને ઊઠી ગયા.

★

## મહામાયાની માયા

# ૩૨

દહાડાને છેડે, સાંધ્ય અજવાળાંની ઉપર ભૂખરા વાદળનો છાંયા પડતાં આકાશ જેમ ઘેરું ઘેરું લાગે છે તેમ ગંભીર નિરાશા, કંટાળો ને ત્રાસ વડે ગોપાલ ડોસાની જીવનસંધ્યા જાણે ઘેરાઇ જતી હતી. તેણે નિમિની માની મુલાકાત લેતાં, નિમિની માએ જણાવ્યું કે આવતા માગશરમાં તો નિમિની વરસગાંઠ છે, એટલે તે મહિને લગન નહિ થાય. તે પછી સંઘસનું વરસ છે. માટે આ અષાઢમાં જ લગન થઇ જાય તો રૂડું થાય.

ડોસાએ તેને દિલાસો દેતાં જણાવ્યું: "હું ય તે જ ખટપટમાં છું વહુ દીકરા! સુકતીહાટ ગામમાં એક સારો જેવો છોકરો છે તેની ભાળ મળી છે. કાલે જઇ તેને જોઇ આવીશ. ને તે નહિ ફાવે તો પછી બીજા ઘણા ય છોકરા ધ્યાનમાં છે. કોઇક ને કોઇકનો ઘાટ બેસી જશે."

બીજા છોકરાની ભાળ કાઢવાની વાત સાંભળી નિમિની મા અચરજ પામી અને ક્ષેત્રનાથની સાથે જ લગન થાય તો વાંધો શું છે એમ પૂછવા લાગી. ત્યારે ડોસાએ ક્ષેત્રનાથ પર બધો ગુસ્સો ઠાલવી તેને સારી પેઠે ગાળો ભાંડી ને તેના જેવો નિમકહરામી, નઠારો છોકરો આ દુનિયામાં બીજો એકે નથી, એવો પોતાનો મક્કમ અભિપ્રાય કઠોરપણે જાહેર કર્યો. નિમિની મા પર તો જાણે આસ્માન તૂટી પડ્યું! થોડી વાર વિચાર કરી તે બોલી: "ક્ષેત્રનાથ ગમે તેવો ખરાબ નઠારો હોય, પણ હવે ચાંદલા

તેની સાથે થયા જ છે, તો તેની જ સાથે લગન કરવા વાજબી છે, નહિ તો પછી ધરમ રહે ક્યાં ?"

એ વાત પર ડોસા વળી ખીજાઈ ઊઠયા ને બોલ્યા: "અરે, કેટલે ય ઠેકાણે ઠેઠ ચૉરીથી વર પાછો ફરે છે !"

નિમિની મા આનો જવાબ ન આપી શકી. ડોસાએ તેને સમજ પાડી કે એમાં કશી હરકત જેવું નથી. આજકાલ એક વાર તો શું, ત્રણ ત્રણ વાર પણ ચાંલ્લા તૂટી જાય છે. નિમિની માએ તે પછી કશો વાંધો ના ઊઠાવ્યો.

ડોસા નિમિની માને તો આમ પટાવીસમજાવી આવ્યા, પણ પોતાનું મન તો ન જ મનાવી શકયા. અવારનવાર મનમાં થયાં જ કરે કે—વાંધો તો કંઇ નહિ, પણ ખેતુ સાથે લગન થાય તે જ વાજબી તો ખરું.

ડોસા બેત્રણ ઠામે છોકરા જોઈ આવ્યા, પણ કોઈ મનગમતો—મનમાન્યો મળ્યો નહિ. પારકી છોકરી હતી એટલે ગમે તેવો છોકરો ગોઠવી બેસાડ્યો હોત તો પણ ચાલી જાત. તેથી કોઇ કંઇ બોલવાટોકવાનું નહોતું. પણ છોકરો પંડને જ પસંદ ન આવે. જ્યાં પણ છોકરો જોવા જાય, ત્યાં ક્ષેત્રનાથની સાથે તેને સરખાવે, અને એ સરખામણીમાં છોકરો ભણતરે-અક્કલે ઊતરતો ના હોય તો ય કંઇ ને કંઈ ખોડખામી નીકળે જ નીકળે. એમ ને એમ મન માને જ નહિ.

આ પ્રમાણે પાંચસાત દિવસ આ ગામથી પેલે ગામ ને પેલે ગામથી ઓલે ગામ ફરતાંભટકતાં ય મનમાન્યું પાત્ર મળ્યું નહિ, ત્યારે ડોસાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે ઠેઠ ટોચે પહોંચ્યો. તેણે વહુને હુકમ કર્યો: "હવે છેડો આવી ગયો, વહુ બેટા ! નાકું આવી રહ્યું. મારા દહાડા ભરાઈ ગયા છે. હવે આ નિમિફિમિની ફિકર કરવી પાલવે તેમ નથી. ચૂલામાં પડે નિમિ ! એની માને બસોપાંચસો રૂપિયા ફેંકી દઇશું તે લઇને એને કરવું હોય તેમ કરશે. મને હવે એ બધી જંજાળ ફાવતી ગમતી નથી. હવે એ બધી ધાંધલમાંથી છૂટકારો પામી શ્રી વિશ્વંભર પ્રભુના ચરણોમાં

માથું ઢાળી દેવાને જીવ તરફડી રહ્યો છે. તું હવે ઘરવખરીનું બધું સંભાળી લેજે દીકરા, માલમિલકત ખેતરાંનો બધો બંદોબસ્ત કરી નાંખું છું. સમજ પડી?"

રમાએ ડોકી ધુણાવી સંમતિ દર્શાવી. ડોસા બોલ્યા: "ખરેસ્તો! હવે આ બધી વેઠિયાવાડ મારે શા સારુ જોઈએ? ને કોને સારુ, હેં? જેને સારુ વૈતરું કરવાનું, તે બધા તો કયારના રસ્તો ચિંધીને ચાલતા થઇ ગયા છે! આંધળો છું હું, તે એ રસ્તો હજુ મને નથી દેખાતો! ને તેનાં જ આ બધાં ફળ છે! પણ હવે તો બહુ થઇ ગયું, વહુ બેટા! કોણ પોતીકું છે, કોણ પારકું છે—બધ્ધું મેં જોઇ લીધું છે. હવે ફક્ત એટલું જ જોવાનું છે કે વિશ્વંભર આ મૂરખ ઠચરાને નિજ ચરણોમાં વાસો આપેછ કે નહિ!"

દુ:ખના ઉભરામાં ડોસાનો અવાજ ગુંગળાઇ ગયો. રમાની આંખોમાંથી પણ આંસુનાં બે બિન્દુ ટપકી પડ્યાં!

એક અઠવાડિયું વીતી ગયું. ડોસાથી તો માલમિલકતનો કશો બંદોબસ્ત થઇ ના શકયો. કેવી રીતે કરવો, તેની જ સમજ ના પડે. નકકી જ ના થાય. એક વાર જે ગોઠવણ સારી લાગે—બીજી વાર તે જ ખરાબ લાગે, વિચાર બદલાઈ જાય. બીજી બાજુ રમાને તે રોજ ખૂબ ઠપકારવા-ટકોરવા લાગ્યા. અને "હજુ યે તું તો માયાજાળમાં ફસાયલી છે, વિશ્વંભર પ્રભુનો આશરો લઈ પરભવનું ભાતું બાંધવા માટે તને લગારે ઈંતેજારી નથી" એવી એવી વાતો વારંવાર કરીને તેઓ તેને ખૂબ જ ઠપકારવા લાગ્યા.

ડોસાએ તો ગામમાં વાત પણ ફેલાવી દીધી કે હું જઈને કાશી રહેવાનો છું. આ વાત પર ગામમાં ઘણાકને દુ:ખદિલગીરી થઇ. કોઇ કોઈએ તો ખાસ આવી રૂબરૂ ટકોર પણ કરી કે: "આવો વિચાર તમે કરો તે કંઇ સારું ના કહેવાય. તમે તો ગરીબનાં માયબાપ છો. તમે ચાલ્યા જાઓ તો તે બિચારા જીવશે શી રીતે?"

પણ ડોસા તો એકદમ અટલઅવિચળ રહ્યા. તેમને તો હવે માયાનાં બંધનો કાપીતોડી ફેંકી દેવા હતા! એટલે તેમણે આ વિનવણીટકોરને ખૂબ કરડો જવાબ દેતાં જણાવ્યું: "શું કરું મહેરબાન? તમારા લોકોની ખાતર કંઇ મારે મારો પરભવ બી બગાડવો? ના, ના, મારે હવે એ માયાનો ફંદો જોઈતો જ નથી."

ને તોય ડોસા સવારસાંજ દીવાનખાનામાં એકલવાયા બેસી બોરસળીવૃક્ષની સામે ટગર ટગર જોઇ રહેતા, ત્યારે તેમના અંતરમાં કંઇ કંઈ થઇ જતું. ૬૦-૬૦ વરસની પિછાનવાળું આ ગામડું! આ ઘર, આ ભીંતડા, રસ્તા, ઓવારા, ઝાડપાલો, માણસ, અરે પંખીજન-જનાવર બધું ય વરસોના પરિચયવાળું હતું. સૌ કોઈ તેમને પિછાનતું પણ હતું. એ બધું છોડી દઇ કોઈ અજાણી, અણપ્રીછી જગાએ જવું ને ત્યાં નવેસર ઘર માંડીને રહેવું, નવી ઓળખાણો કરવી, નવા સંબંધ બાંધવા! રોજ સવારે આ ભૂરા આકાશ પડખે આવેલાં વાંસવૃક્ષમાં ધોળાં વાદળાં આવીને ભમેભટકે છે. પહેલવારકો રોજ એજ વાંસવૃક્ષોને વચાળેથી સૂરજનો રતુમડો પ્રકાશ પ્રગટે છે. ને આ પેલો કાગડો રોજ સવારે પેલા જ વાંસવૃક્ષ પર બેસી કાઆઆ કાઆઆ કરે છે. રામલા માળીની મા રોજ એ જ વખતે શાકનું ડાલું માથે લઇને રાજાપૂરને હાટે વેચવા જાય છે. કાશી ગયા પછી આ બધું—કશું ય જોવા મળવાનું હતું?

વિમાસતાંવિચારતાં ડોસાનો જીવ અકળાઇગભરાઇ ઊઠતો. તે ઝટપટ ઊઠી બીજા જ કામમાં મન પરોવી દેવાની ખટપટ કરતા.

રમાએ પૂછ્યું: "ને હં, બાબા, આ મંગળીનું શું થશે?"

ગંભીર સાદે ડોસા બોલ્યા: "થવાનું શું હતું, વહુ બેટા! ગમે તેને આપતા જઇશું!"

રમાં મૂગી રહી. ડોસા જરા થંભી પછી ધાટે સ્વરે બોલ્યા: "બધાની જ માયામમતા તજાશે, વહુ, તો પછી ઢોરની ય તજાશે જ તે!"

રમા બોલી: "આજે સવારે મંગળીને ડીલે હાથ ફેરવતાં ફેરવતાં હું બોલી કે મંગળી, અમે તો હવે ચાલ્યાં જઇશું. તું કોની કને રહેશે–કોણ તને હવે લાડ લડાવશે? ને તમને તે શું કહું, બાબા? પણ મંગળીની બંને આંખો ચળક ચળક થઈ ઊઠી ને જાણે મારી સામે એકીટસે ટગર ટગર જુએ!"

ડોસાની બંને આંખો આ સાંભળી ચળક ચળક થવા લાગી. થોડી વાર વહુના ચહેરા સામે ટગર ટગર જોઈ રહી, પછી ગળગળે સાદે તે બોલ્યા: "જોયું ને વહુ બેટા? બિચારું અવાચક અબોલ પ્રાણી છે, પણ તેની ય કેટલી માયા છે! તો પછી માણસને ય હોય તેમાં નવાઇ શી? એ માયાનાં બંધન તોડવા તે કંઇ સહેલુંસૂતરું છે, દીકરા? તેથીસ્તો કહે છે ને પેલું—

મહામાયાની માયા
એના જાદુનો ના પાર
બ્રહ્મા, વિષ્ણુ ને શિવ મોહ્યા,
કો ન બચે તલ ભાર!

ને તો ય માણસ આજ માયાના પંજામાંથી છટકવા માટે નાસાનાસ ને ભાગાભાગ કરે છે. પણ તેમાં વળે શું? એ તો મહામાયાની માયા છે, ભાઈ! એના પરસ્તો બધો સંસાર છે!"

રમા બોલી: "ખરે જ બાબા, આ મંગળી માટે બહુ લાગણી થાય છે."

ડોકી ધુણાવતાં ધુણાવતાં ડોસા બોલ્યા: "ફક્ત મંગળી જ કેમ દીકરા, કોને સારુ નથી થતી? આ ઘર, આ ભીંતડાં, આ બધાં લોક માણસ–ના, ના વહુ બેટા–આ બધું તજીને જવું બહુ મુશ્કેલ છે!"

રમા ધીમે ધીમે બોલી: "મને તો ત્યારે, બાબા, આ બધું તજીને જવાનું લગારે મન થતું નથી, હોં!"

જરા લુખ્ખે સાદે ડોસા બોલ્યા: "મન તો નથી જ થતું તો.

પણ ના તજીએ તો ઉપાય પણ શો? કાયમ ખાતે જ આ બધી લફરાંબાજીમાં ફસાયલા રહેવું? આ લોક તો બગડયો, પણ પરલોકનું તો કંઇ પાધરું ગોઠવવું ના?"

જરા વાર મૂગી રહી રમા બોલી: "પણ ત્યારે બાબા, અહીં જ રહ્યાં રહ્યાં પરલોકનું ભાતું ના બંધાય?"

માથું ડોલાવતાં ડોલાવતાં ડોસાએ ગંભીર સાદે જણાવ્યું: "ના તે કેમ થાય, વહુ બેટા! થાયસ્તો. બધેય થાય. પેલા કહે છે ને, તેમ મન ચંગા તો કથરોટમાં ગંગા. પણ મન સરખું જોઈએ. નહિ તો કાશીમાં કંઈ મોક્ષ બજારે લૂંટાય છે તે? મન કબજામાં લેવું જોઇએ. તે ન લેવાય તો પછી કાશીય શું કરે ને મક્કાય શું કરે? કશે કશું ના થાય. મનમાં ઢગલાબંધ આશાતૃષ્ણાઓ ભરી પડી હોય ને મોઢે હરિહરિ સમરણ ચાલે તેમાં કશુંય ના વળે. ફક્ત એક જાતનો ઢોંગ થઇ પડે, ઢોંગ!"

જરા થંભી, ખોંખારી, ગળું સાફ કરી ફરી બોલ્યા: "તેથી રાત દહાડો વિચાર કર્યો જ કરું છું વહુ, કે આ કરું કે તે કરું! છેવટે તીરથ ધામ જઇને ઢોંગ જ કરવા જેવું થઇ પડે, તો? તે કરતાં અહીં જ બેસીને એકચિત્તે એકપ્રાણે દામોદરને સમરી શકું! પણ તેય માળું બને છે ક્યાં? આજે આની ફિકર, તો કાલે પેલાની, તો પરમ દહાડે વળી ખેતિયાનો કાગળ આવેછ! ના, ના વહુ બેટા! આ ઉંમરે હવે એ બધી જંજાળ નથી ગમતી!"

રમા બોલી: "પણ કાશી જવાથી જ કંઈ એ બધી જંજાળ છૂટી જવાની છે?"

ઉગ્ર સાદે ડોસા બોલ્યા: "તે તો નયે છૂટે. પણ ત્યારે ન જાઉં તો કરુંય શું? હવે તો આ મનનો તાપ નથી સહેવાતો. નહિ તો કંઈ મને પોતે થઇને મન થાય છે કે આ બધું છોડીને જતો રહું? અરે દીકરા, સાતે વરસે જનોઈ લીધી, ને નવની ઉંમરથી તો એ–આ દામોદરજીની સેવા કરતો આવ્યો છું. તે શ્રીજીની સેવા છોડીને જવું–વહુ રે! તને

ક્યાંથી સમજાય દીકરા, કે એ બધું તજી જતાં મારા અંતરમાં કેટકેટલી વેદના થાય છે ! અરેરે ! દીકરો મરતાં દેશના તજ્યો; પણ આ ખેતિયાને ખાતર છેલ્લે મારે.........

દામોદર ! હે દામોદર પ્રભુ ! મને છોડાવો, પ્રભુ, છોડાવો હવે તો મારા વહાલા !"

ડોસાએ મોઢું બંને હાથે ઢાંકી દીધું. પણ એ હાથને પડખે થઈને બેચાર ટીપાં આંસુ ધરતી પર ટપ ટપ ટપકી પડયાં !

★

## નિમિ નથી ચાહતી.

**૩૩**

ને તે દિવસે ઘોષાલ ડોસા પોતાના ખાતેદાર-દેણદારોને ઘેર ઘેર ફરી વળ્યા ને એવો તો કરડો તકાજો કર્યો, કે એટલી આકરી ઉઘરાણી તેમણે કર્યાનું કોઈએ કદી સાંભળ્યું ન હતું. કોઈક કોઈકને તેમણે ફરિયાદની ધમકી આપી, કોઈકનાં ઘરબાર રાચરચીલું હરાજ કરવાની દૃઢ પ્રતિજ્ઞા જાહેર કરી. દેણદારોએ કાકલૂદી વિનવણાં કર્યાં, ને પોતાની તંગ હાલત બતાવી રડારોળ કરી મૂકી. પણ તેમના એ રડવા તરફ ડોસાએ જરા પણ ધ્યાન ન આપ્યું. મક્કમ પ્રતિજ્ઞા જેવે સાદે તેમણે સૌને જણાવી દીધું કે હવે હું કોઈનું કશું સાંભળવાનો નથી; કોઈને ખાવા ના મળતું હોય તો તે મરે કે જીવે તેમાં મારું કશું બગડી જતું નથી. પંદર દિવસની અંદર સૌએ પૈએ પૈ, કોડીએ કોડી, અસ્સલવ્યાજ બધું તમામ કુલ ચૂકતે કરી આપવું જ પડશે.

આ પ્રમાણે ઉઘરાણીતગાદા પતાવી તે નિમિને ઘેર આવ્યા. નિમિની મા તે વેળા ઘરમાં નહોતી. નિમિએ દાદાજીને આસન આપ્યું. ડોસા બેઠા ને નિમિ તરફ નજર કરી પૂછવા લાગ્યાઃ "કેમ, તું કંઈ માંદીબાંદી પડી'તી, નિમાઈ?"

નિમિ મૃદુ સ્વરે બોલીઃ "હેં ? નહિ રે !"

ડોસા બોલ્યાઃ "ત્યારે તારો ચહેરો આવો કેમ થઈ ગયો ? આંખો

બેસી ગઇ છે, મોઢું લેવાઇ ગયું છે. જાણે પહેલાં કરતાં અડધી થઈ ગઇ છે!"

ઉદાસ ચહેરે નિમિ બોલી: "કોણ જાણે?"

લગાર હસીને ડોસા બોલ્યા: "આજકાલ તું લગનનો જ વિચાર કર્યાં કરતી લાગેછ!"

ફિક્કું હસીને નિમિએ જવાબ દીધો: "હંઅ! રાત ને દહાડો."

તેના તરફ હાસ્યભરી નજર નાંખી ડોસા જાણે અચરજપૂર્ણ ભાવે બોલ્યા: "શું કહેછ? રાત ને દહાડો?"

નિમિ બોલી: "હંઅ. રાત ને દહાડો—ખાતા, પીતાં, ઊંઘતાં, સૂતાં, સમણામાં—"

"તને વિજોગ જાગ્યો છે, નિમિ?"

"હંઅ, ખૂબખૂબ!"

"પણ વિજોગ પછી શું થાય, તે ખબર છે?"

"તેટલું જ જાણવું બાકી છે મારે!"

"તે હવે બાકી નહિ રહે. તે પછી—" કહી ડોસા તો સૂર લંબાવી ગાવા લાગ્યા—

> હસતાં હસતાં સખિઓ આવી
> ઊભશે વૃક્ષને છાંયે
> હોંસે ગાંડી બની આવેશઘેલી
> વળગશે તેની બ્હાંયે..........

નિમિ બોલી: "ઓ બાપરે, દાદાજી! તમે તો ગાવા મંડી પડયા!"

ડોસા બોલ્યા: "કેમ, મિલન થાય ત્યારે ગાણું ના ચાલે શું?"

નિમિ હસીને બોલી: "તે થયું મિલન, હેં?"

ડોસા બોલ્યા: "હવે બાકીય શું રહ્યું છે તે? જો, નિમિ! તું હવે બધા વિચાર છોડી દે. ખેતિયા સાળાને મારું લાત. તું તારે ચાલ

આપણે ઘેર."

ડોસા એમ બોલી ખડખડ હસી પડ્યા, નિમિ પણ હસી. પણ બંનેએ પરસ્પર સામે તાકીને ધ્યાનપૂર્વક જોયું તો કોઈના ચહેરા પર હાસ્યની સુરખી નથી. ક્ષણ વારમાં એ શૂન્ય હસવું સૂકાઈ ગયું.

"નિમાઇમણિ !"

"કેમ વારુ, દાદાજી ?"

"ખરું કહું ?"

"બોલો."

"તું રાત દહાડો ખેતિયાનો જ વિચાર કરે છે, નહિ વારુ ?"

એક ક્ષણભર નિમિનું મોં રાતુંચોળ થઇ ગયું. પણ બીજી જ ક્ષણે ભવાં ચઢાવીને તે તડૂકી ઊઠી: "કોણે કહ્યું ?"

હસીને ડોસા બોલ્યા: "તારા મોઢાએ—તારી આ બધી વાત પૂછ-પરછની રીતભાતે !"

નિમિએ શરમાઇને નીચું જોયું. ડોસા જરા ગંભીર સ્વરે બોલ્યા: "પણ એ માળો સાવ અભાગિયો નીવડ્યો—સાવ નઠારો ! ના હોય તો મારી આ મીઠડી સોનાજી નિમાઇમણિને છોડી, કોઇ ભેમ્મો લડધાને—"

તેને અટકાવતી સંતાપભર્યાસાદે નિમિ બોલી: "તે તેને કરવું હોય તે કરે, મારે શું ?"

હસીને ડોસા બોલ્યા: "તારે શું તે વળી કેમ, તું એને સારુ ઝૂરે છે ને !"

નિમિ ઊંચું જોઇ ગુસ્સાથી ગુંગળાતે સાદે બોલી: "જરા પણ નહિ ! મને તો એનું મોઢું દીઠું ય નથી ગમતું !"

બંને હાથે આંખો ચોળતી ચોળતી નિમિ ઝટપટ ઘરની અંદર ચાલી ગઇ. ડોસા લગાર હસ્યા. પછી—ક્ષણેક પછી જ તેમનું એ હાસ્ય-

ઝળકતું વદન આષાઢના નમતા પહોરની પેઠે સાવ ફિક્કું, શ્યામલ ને ગંભીર બની ગયું.

નિમિની મા નાહવા ગઇ'તી; તે ભીને ડીલે–ભીને કપડે ઘેર આવી. દાખલ થતાં જ, ડોસાને જોઈ ભીંજાયેલો પાલવ ઝટઝટ બરાબર માથે ઓઢી લઈ લાજ કાઢી દીધી. ડોસા જરા ધીરગંભીર સાદે બોલ્યા: "ઘણી યે તલાશ કરી વહુ દીકરા, પણ પસંદ પડે એવો એકે છોકરો ન સાંપડ્યો!"

નિમિની મા મૂગી મૂગી, ભીના કપડાનો છેડો નીચોવવા લાગી. ડોસા બોલ્યા: "ઘડપણ થયું, હવે બહુ દોડાદોડ થતી નથી. બને તો તું જ કંઈ ગોઠવણતજવીજ કર–નાણું જે કંઇ જોઇશે તે બધું હું આપીશ."

નિમિની મા મૂગી મૂગી ઊભી રહી. ડોસા શાંત, કોમળ અવાજે બોલ્યા: "મનમાં ન આણીશ બેટા! પણ સાવ ઘરડો થઈ ગયો છું. દોડા-દોડી કરવાની આય હવે નથી રહી."

નિમિની મા અત્યંત કોમળ સ્વરે ઘૂમટાઅંતરિયાળેથી બોલી: "આપે જેટલું કર્યું તે કંઇ ઓછું છે? એથી વધારે તે કોણ બીજું કરવાનું હતું?"

ગંભીર, ટોકણીરૂપ સાદે ડોસા બોલ્યા: "કરવા જોગું તો ઘણું ય હતું દીકરા! પણ બધાં સાળાં હરામખોર છે! કોઈ દહાડો સપને ય ધાર્યું નહોતું કે છેલ્લે છેલ્લે એતો ય મને...ઊંહ! તમને ઠીક લાગે તેમ ગોઠવી દો વહુ બેટા, ખરચનો બધો ભાર મારે માથે!"

આટલું બોલી અચબુચ ઊભા થઈને ડોસા એટલી ઝડપથી ચાલ્યા ગયા કે નિમિની માના અચંબાનો પાર ના રહ્યો. તે લુગડાં બદલવા અંદરને ઓરડે ગઈ, ને ત્યાં જુએ છે તો નિમિ જમીન પર લાંબી પડી ગાદી પરના ઓશિકામાં માથું ઘાલી ડૂસકાં ખાઇ રહી છે. વિસ્મયથી નિમિની માએ બૂમ મારી: "નિમિ!"

નિમિએ ચમકીને એકદમ ઊંચું જોયું. મા બોલી: "ઓશિકામાં મોં ઘાલીને પડી છે, તે રડતી'તી શું?"

રૂંધાએલા ગળા પર જેમતેમ જબરાઇ કરી નિમિ બોલી: "રડું શેણે ?"

મા બોલી: "તે તો તું જાણે વળી. ને રડતી નહોતી તો આંખો ભીની કેમ છે ?"

નિમિ તાબડતોબ મોં ફેરવી નાંખી બોલી: "હંઅ ! આંખો ભીની છે ! તને તો બધું જ ભીનું ભીનું દેખાય છે !"

બબડતીફફડતી નિમિ દીવો લઈને સાંજની તૈયારીમાં લાગી ગઇ.

નિમિને ઘેરથી નીકળી ડોસા ઘેર પહોંચ્યા ત્યારે સાંજ વીતી ગઇ હતી. રસ્તામાં બળરામ ચક્રવર્તી સાથે ભેટો થઇ ગયેલો. તે વેળા મોઢા-મોઢ બળરામે બેચાર વાકયોમાં તેમને આડકતરી રીતે જણાવી દીધું કે નિમિ મોટી થઇ ગઇ છે અને એવડી મોટી છોકરી ઘરમાં રાખીને તેની મા નચિંતે ફરે છે તેથી ગામમાં વાતો ચાલે છે અને હવે જલદી જલદી તેના લગન નહિ થઇ જાય તો તેને ન્યાતબહાર મૂકવાની ય સૂચનાઓ શરૂ થઇ છે. ઘોષાલ દાદા ગામના મુરબ્બી છે ને તેઓ નિમિની માને સમજાવી ઠામ પાડી શકે તો જ ઠીક છે. નહિ તો 'બળરામ'ને તો માથું વઢાવવા જેવું થઈ પડશે, ઇત્યાદિ ઇત્યાદિ.

પણ બળરામની આવી વાત સાંભળી ડોસા તો એવા તડૂકીગાજી ઊઠયા, કે બળરામને લાગ્યું કે 'માથું વઢાવવાનો' ભાવી પ્રસંગ તો ડોસા અબઘડી ને અત્યારે જ ખડો કરી મૂકશે કે શું ? ડોસાએ ખૂબ જ કડક ભાષામાં તેને જણાવી દીધું કે રામતારણ ઘોષાલ જીવે છે ત્યાં સુધી ગામમાં કોની મકદૂર છે કે નિમિની માને ન્યાતબહાર મૂકે ? જે કોઇ એવી ખટ-પટ કરશે તેને બરાબર સીધોદોર કરી મૂકયા વિના પોતે નહિ જ રહે. ડોસાના ગુસ્સાભર્યા ચીતકારથી ગભરાઇને બળરામ તો ઊભી પૂછડીએ જ નાઠો. ડોસા બહુ જ અસ્થિર મગજે ઘેર આવ્યા. અત્યંત વિષાદ વડે તેનાં મન ને દેહ બંને ભાંગી પડતાં હોય તેવું લાગ્યું.

શ્રી દામોદરજીની આરતિ કર્યા પછી ડોસા પોતાને ઓરડે જઈને

સૂઈ ગયા. થોડી વારે રમા જમવા માટે બોલાવવા ગઈ, તો સાંભળ્યું કે 'તાવ આવ્યો છે. કંઇ ખાવું નથી.' તાવની વાત સાંભળી રમા બીધી. પથારી પાસે જઈ પગે હાથ લગાડી જોયું તો તળિયાં જાણે ધગધગી રહ્યાં છે. રમા બેસી પગ પર હાથ ફેરવવા લાગી. થોડી વારે ખૂબ જોશીલે સાદે ડોસાએ હુકમ કર્યો: "દીવો હોલવી નાંખ, ને બારણાં બંધ કરી ચાલી જા. અજવાળાંથી મારી આંખો બળે છે."

રમાએ ડરતાં ડરતાં સસરાજીના હુકમનો અમલ કર્યો. થોડી વારે ડોસાએ ખેદપૂર્ણ પણ કુમળા અવાજે બૂમ મારી: "વહુ દીકરા!" પણ કશો હોકારો ના મળતાં ફરીથી આંખો મીંચી પડી રહ્યા.

રાત્રે તાવના જોરમાં ડોસાએ એક સમણું જોયું: "જાણે ક્ષેત્રનાથ એક બ્રાહ્મ કન્યા સાથે લગન કરી, તેનો હાથ ઝાલીને ફુલવાડીમાં ફરે છે. પોતે હાથમાં તબકડી લઇ ફુલ ચૂંટવાને માટે બાગમાં દાખલ થવા જાય છે. એટલે ક્ષેત્રનાથ દરવાનને હુકમ કરે છે: નિકાલ દો બુઢ્ઢા કો, જલદીસે નિકાલ દો!

દરવાન ગળચી પકડીને ધક્કો મારે છે, ડોસા ગુલાંટિયાં ખાઇ રસ્તામાં પડી જાય છે, અને વાગ્યાની વેદનાથી ચીસ પાડી ઊઠે છે—!"

ને એ ચીસાડો રમાને કાને ગયો. તે ઝટપટ ઊઠીને દોડી આવી અને બારીમાંથી નજર કરી જોયું તો સસરાજી ઊંઘે છે. તેઓનાં નસકોરાં શ્વાસોશ્વાસના અવાજ સિવાય બીજું કશું સંભળાતું નથી. તેણે 'બાબા, બાબા' કરી એકબે વાર બૂમ મારી. પણ જવાબ ન મળતાં પાછી પોતાને ઓરડે ચાલી ગઈ.

★

## નિમકહરામ !

# ૩૪

કાકીમાએ પૂછ્યું: "તને ફરી વળી આ શું થયું છે, બેતુ ?"

સાવ બેદરકારીભર્યા અવાજે ક્ષેત્રનાથે જવાબ દીધો: "થાય તે શું વળી ?"

કાકીમા બોલ્યા: "ત્યારે આજકાલ નિશાળના દહાડા કેમ પાડે છે ?"

"રોજેરોજ જવાનું કંઇ ગમતું નથી."

"તે ગમશે નહિ, તો પાસ કેમ થશે ?"

"ન થાઉં તો ય શું ?"

દુર્ગાદેવી અચંબાભેર એકીટસે તેના ચહેરા સામે જોઈ રહ્યા. પછી બોલ્યા: "એટલે ? પાસ ના થાય તો પછી કરશે શું ?"

દિલગીર સાદે ક્ષેત્રનાથે જવાબ દીધો: "કશું નહિ !"

દુર્ગાદેવી હપકારતાં બોલ્યાં: "કશું નહિ કરવું હોય તો બોટ્ટો અહીં શા સારુ પડી રહ્યો છે ?"

"શું કરું ?"

"ચાલ્યો જા દેશમાં."

"કેમ, તમને લચકો ધાન ભારે પડેછ શું ?"

ગુસ્સાથી ભવાં ચઢાવી દુર્ગાદેવી જોશભેર બોલ્યાં: "હા, ભારે પડેછ."

ક્ષેત્રનાથ પણ જરા ગુસ્સાભેર બોલ્યો: "ત્યારે એમ ચોક્ખી વાત કરો ને!"

દુર્ગાદેવી ગાજીને બોલ્યાં: "એમાં વળી કહેવાજણાવવાનું શું? એક માણસ બે ટંક પેટ ભરે ને વગર અરથનું ભમ્યાભટક્યા કરે તે શું......તે શું અનાજ રાખવાની જગા ખૂટી પડીછ શું ઘરમાં?"

ક્ષેત્રનાથ ગંભીર ભાવે બોલ્યો: "અનાજ રાખવાની જગા છે કે નહિ તે તો તમે જાણો. હું તો—હું તો ચાલ્યો જવાનો છું."

દુર્ગાદેવી થોડીક વાર સુધી તેની સામે ટગર ટગર જોઈ રહ્યાં. તે પછી ગુસ્સાભર્યા, માની અવાજે બોલ્યાં: "ચાલ્યો જવાનો છે તો સુખેથી જજે! એમ તું કોને ડરાવે છે રે બેતા! મને? કેમ ભઈ? કંઇ કારણ? તું મારો કોણ છે, તારી સાથે મારે સગપણ શું છે ભઇ? તું જાય કે રહે તેમાં મારું શું લુંટાઇબગડી જવાનું છે, કહે જોઉં?"

ઉભરાતા માનીપણાના આવેગમાં દુર્ગાદેવીનું ગળું રુંધાઇ જવા લાગ્યું. ક્ષેત્રનાથ નીચી મૂડીએ મૂગો મૂગો બેસી રહ્યો. દુર્ગાદેવી અંતરનો ગુસ્સો જેમતેમ દબાવતાં પણ નસકોરાં ફુલાવીને બોલવા લાગી: "ને તું ચાલ્યો જ જવાનો છે એ શું હું નહોતી જાણતી કે બેતુ! તું કોણ? જે ડોસાએ જીવ તોડી તને ઉછેરીપાછેરી મોટો કર્યો તેને આટલી ઉંમરે રડાવીને નાસી આવનારો તું—ધણીદીકરા વનાની રાંડીરાંડે અંતરનાં બધાં હેતપ્રીત ઢોળી પોતાની બધ્ધી આશા ને બધ્ધાં સુખનાં સપનાં તારા પર કલ્પેલાં ને એક વાયક પર તેનું હૈયું ભાંગી તેની છાતી ચીરીને ભાગી આવનારો તું! તે તું વળી મને છોડીને ચાલ્યો જવાનો, તેમાં વળી મોટી ને નવલી વાત શી છે રે? સુખ્ખેથી જજે, બેતા! પણ એટલું જાણી રાખજે, કે દુનિયામાં નિમકહરામી ઝાઝો વખત નથી નભતી!"

હવે દુર્ગાદેવીથી વધુ ન બોલાયું. અભિમાનનાં આંસુડાં વડે તેનું ગળું સાવ રુંધાઈ ગયું. તેણે મોં ફેરવી નાંખી પાલવ વડે આંખો લૂછી. ક્ષેત્રનાથ નીચી મૂડીએ થોડી વાર મૂગો જ બેસી રહ્યો. તે પછી ઊઠીને

તેવી જ રીતે ઢળેલે વદને હળવે હળવે ત્યાંથી ચાલ્યો ગયો.

જઈને તે પોતાના ઓરડામાં સૂઈ ગયો. ઓશિકા નીચે એક કાગળ હતો તે બહાર કાઢી, ઓશિકે અઢેલી પડ્યો પડ્યો વાંચવા લાગ્યો. તેમાં લખેલું હતું કે—

## શુભાશિષપાત્ર ક્ષેત્રનાથ,

જત લખવાનું કે તારો કાગળ મળતાં ઘણો આનંદ થયો. તું આટલો જલદી તારું હિતાહિત ભલુંબૂરું સમજી જવા સમરથ બન્યો છે એથી વધારે આનંદની વાત અમારે બીજી શી હોય? એક નાનકડા પંખીના બચોળિયાને ઝાડ તળેથી પકડી લાવી ખવડાવીપીવડાવી મોટું કરીએ ને પછી તે ઊડતાં શીખે તો તે જોઈને મન કેટલું રાજી થાય છે? તે પછી એકાદ દહાડે તે પંખીડું તે માણસ સાથેની બધી હેતપ્રીત છોડી ઊડીને જંગલમાં જતું રહે, તો તેથી તે માણસને જરા દુઃખ તો થાય, પણ ખરું જોતાં હરખ જ વધારે આવે છે. તું ય તેવું વનનું પંખેરું છો, ઊડતાં શીખ્યો એટલે ઊડીને વનમાં ચાલ્યો ગયો તેથી મને તો દુઃખના કરતાં હરખ જ વધારે આવે છે. હા, તારી ફોઈ બાઈ જાત છે, તેની વાત જવા દે. તેને બહુ સમજાવ્યું, પણ સમજતી જ નથી કે વનનું પંખી વને ઊડી જવા પામે તેટલા ખાતર જ તેને ઉછેરવાનું-પાળવાનું હોય છે.

તે બધું હશે, પણ તેં મારા પર એક મોટો પાડ કર્યો છે. માયાના ફંદામાંથી કેવી રીતે છૂટાય, તે નાદાન છતાં ય તેં આ ડોસાને શીખવ્યું છે. મેં ય નક્કી કર્યું છે કે બને તેટલું જલદી, સંસારની જંજાળમાંથી છૂટી શ્રીપ્રભુના ચરણોમાં માથું ઢાળી દેવું. ભાંગ્યું હાંલ્લું તે હવે ક્યાં સુધી સાચવવું?

ક્યારનો ય ગયો હોત, પણ એક ભૂલ કરી છે તેના પ્રાયશ્ચિતને ખાતર હજુ જવાયું નથી. એ ભૂલ કઇ, તે ખબર છે? નિમિનો ચાંદલો કર્યો તે. મેં ધારેલું કે નિમિ સાથે પરણીને

તું સુખી થશે. પણ એમાં મારી જબ્બર ગફલત થઈ ગઈ. તારા અંતરમાં પ્રેમ જેવી કોઇ વસ્તુ જ નથી, તે ધોળે દહાડે સગ્ગી આંખે દેખીપ્રીછીને પણ હું ના સમજેલો. તારા અંતરમાં હેતપ્રીત જેવું કંઈ હોત તો હું વળી.....પણ જવા દો એ બધી વાત. નિર્મિને મેં દેવસાક્ષીએ ચાંદલા કર્યા જ છે, ત્યારે હવે તું તેને ગ્રહણ ન કરે તો ય મારે તો તેને ક્યાંક ઠેકાણે પાડવી જ જોઇશે-છૂટકો જ નહિ. ને આશા તો છે જ કે આ આષાઢમાં જ તેને કંઈ ઠામ પાડી દઈ હું મારે રસ્તે પડી જઇશ. આ બધી વાત તને જણાવવાની કંઈ જરૂર તો નહોતી, પણ જણાવ્યા વિના મન ના માન્યું. એ મન જ સાળું પાપીડું છે! હે પ્રભુ! એ પાપના બોજમાંથી ક્યારે છોડાવશે મારા વહાલા?

તું સુખમાં રહે, એ જ મારી છેલ્લી આશિષ અને કામના છે. એ જ.

લિ. રામતારણ ઘોષાલ
ના આશિષ.

વળી—

થોડાક દહાડાથી મને થોડો થોડો તાવ આવે છે. દુઃખેશોકે તો ઘણું ય ભોગવ્યું છે. પણ જીંદગીમાં માંદગીએ હેરાન કદી નથી થયો. એટલે લાગે છે કે હવે મારા દહાડા ભરાઇ ગયા છે. એ તાવ ન હોય-જમરાજનું આણું જ. ને હવે એ આણાની મુદ્દત ખલાસ થતાં પહેલાં શ્રીવિશ્વંભરના ચરણોમાં જઈને નહિ પડાય શું? શી ખબર, નસીબમાં શું લખ્યું હશે?

ક્ષેત્રનાથે કાગળ એક વાર, બે વાર, ત્રણ વાર વાંચ્યો. કાગળમાં હેતપ્રીતના કશા ય ઉલાળાઉછાળા નહોતા-જેને અંગે આંખોમાં આંસુ આવે. તો પણ ક્ષેત્રનાથની આંખોમાં પાણી આવ્યાં. તેણે ફરીથી કાગળને ઓશિકા તળે મૂકી દીધો ને ચત્તોપાટ પડી રહ્યો.

પણ એમ સૂતે ય સ્વસ્થતા ન સાંપડી. કાકીમાના ઠપકાટોણાભર્યા

શબ્દો ચારે મેરથી પડઘે પાડી પાડી તેના કાનમાં વાગવા લાગ્યા. શાંત સ્તબ્ધ ઓરડાની છતના સોટા ભારોટિયા પણ તેના તરફ જોઇ કાળા કાળા દાંત કચકચાવી તેને કહેવા લાગ્યા: નિમકહરામ! દીવાલ પર એક ઘરોળી કટકટ કરતી હતી—એ કટકટ શબ્દમાંથી ય પડઘા ઊઠવા લાગ્યા: નિમકહરામ! બારી પાસે થઇને એક ગાડી ગડગડ કરતી ચાલી ગઈ. એ ગડગડ શબ્દોના ભીતરમાં પણ જાણે નિમકહરામ, નિમકહરામ એવો ધ્વનિ થતો ક્ષેત્રનાથને સંભળાયો!

ક્ષેત્રનાથ હવે સૂઈ રહી ન શક્યો. દાંતે દાંત ભીડી તે ઊઠીને બેઠો થયો અને ખમ્મીસ ચઢાવી, સપાટિયાં પહેરી બહાર નીકળ્યો.

બહુ ભમીભટકીને આખરે તે દેવબાબુના ઘર સમક્ષ આવી પહોંચ્યો ત્યારે, બહુ ખોળવાખોજવા છતાંય ત્યાં આવી પડવાનું કશું કારણ તેને ના સમજાયું તેથી વિસ્મયભાવે ડઘાઇને તે ઊભો રહ્યો. તે પછી ઘરમાં દાખલ થવું કે ભાગી છૂટવું એ વિચાર મનમાં આવ્યાથી તે રામાટામા કરતો હતો. એવામાં ઉપલા માળની બારી તરફ નજર પડતાં જ તેનો આ ડામાડોળ ભાવ ક્ષણમાં ગાયબ થઇ ગયો. જોયું તો બારીએ ઊભી રહી મનોરમા મંદ મંદ હાસ્ય વડે તેને આવકારી રહી છે. એ એક જ મીઠડા કુમળા હાસ્ય વડે ક્ષેત્રનાથના અંતરની બધી વ્યથા—બધી ગ્લાનિ સાવ ભુંસાઇ ગઈ. મનમાં પ્રફુલ્લ પ્રસન્નતાનો ભાવ અનુભવતો તે ઘરમાં દાખલ થયો.

★

## મનની વાત

# ૩૫

ઘરમાં જતાં જ મનોરમાએ હસીને પૂછ્યું: "રસ્તે ઊભા ઊભા શો વિચાર કરતા હતા?"

ક્ષેત્રનાથે જરા હસીને કહ્યું: "એમ વિચાર કરતો હતો કે આવે વખતે જઇ તમને કંટાળો આપવો કે કેમ?"

મનોરમા બોલી: "પણ અમે તો બરાબર આ જ વખતે તમે આવશો એવી આશા રાખેલી હતી!"

હરખાતે અવાજે ક્ષેત્રનાથ બોલ્યો: "મારું સદ્‌ભાગ્ય!"

ખીલતે સાદે મનોરમા બોલી: "સદ્‌ભાગ્યદુર્ભાગ્યની વાત નથી. પણ આપ આવો તે પૂર્વે ઘણુંખરું મનમાં એવી ખબર જ પડી જાય છે કે જાણે તમે આવશો!"

ક્ષેત્રનાથ મુગ્ધ નજરે મનોરમાના સરળ, ઉલ્લાસપૂર્ણ વદન તરફ જોઈ રહ્યો. મનોરમાએ સહેજ આગળ આવી એક ખુરસી ખસેડી આપી ને બેસવા વિનંતી કરતાં ક્ષેત્રનાથ બેઠો, ને પછી તેના કહ્યાથી મનોરમા પણ સામેની જ એક ખુરસી પર બેસી ગઈ.

થોડી વાર સુધી બંને મૂગા મૂગા નીચી આંખે બેસી રહ્યાં. તે પછી અચણુચ ઊંચું જોઈ મનોરમા બોલી: "પણ હવે થોડા દહાડા તમારી સાથે મેળાપમુલાકાત નહિ થાય."

ચમકીને ક્ષેત્રનાથે પૂછ્યું: "કેમ?"

"અમે બહારગામ જઇએ છીએ."

"ક્યાં ?"

"પશ્ચિમ ભણી. બનતાં સુધી આગ્રા, દિલ્હી થઇને પછી જયપૂર જઇશું."

ક્ષેત્રનાથ જરા ઢીલો પડી ગયો. જરા વાર ચૂપ રહી તેણે પૂછ્યું: "કેટલાક દહાડા થશે ?"

મનોરમા બોલી: "બહુ બહુ તો બે મહિના."

"ક્યારે ઊપડો છો ?"

"આવતે અઠવાડિયે."

ક્ષેત્રનાથ મૂગો બેસી રહ્યો. મનોરમા એક કટકો કાગળ ફાડી લઇ તેને રમાડતી રમાડતી બોલી: "વાંચવાભણવાની ધાઈ ના હોય તો આપ પણ થોડાક દહાડા દેશમાં જઈ આવો."

દિલગીર સાદે ક્ષેત્રનાથ બોલ્યો: "મન નથી થતું."

અત્યંત નવાઇ પામીને મનોરમાએ પૂછ્યું: "દેશમાં જવાનું મન નથી થતું ? મને તો શહેરના આ બધા બનાવટી ઇંટપથરાળા ટેકરા અને ગાડી ઘોડાની ખડખડભડભડ જરા ય નથી ગમતાં. દેશપરદેશ–ખાસ કરીને ગામડેગોઠડે ભટકવાનું બહુ જ મન થાય છે !"

જરા ફિક્કું હસીને ક્ષેત્રનાથ બોલ્યો: "જેઓ બંને ટંક પેંડાબરફી ખાય છે, તેમને અવારનવાર ખીચડી કણકી ખાવાનું મન થાય ખરું." પણ બેચાર પાળી કણકીનો સવાદ લીધો એટલે ખબર પડી જાય છે કે તેમાં ને પેંડાબરફીમાં કેટલો બધો તફાવત છે !"

ગરદન ધુણાવી મનોરમા બોલી: "ના, ના. તમારું ઉદાહરણ બરાબર નથી બેસતું. મને તો શહેર કરતાં ગામડાં જ રૂડાં લાગે છે. ચોપડીઓમાં ગામડાંનો ચિતાર વાંચીને થાય છે કે અહા, કેવાં શાંતિભર્યાં સ્થાન ! ભોળા હૃદયના સરળ ગામડિયાઓનાં હારબંધ ઝૂંપડાં, લીલાં હરિયાળાં

ધાન્યથી ભરેલાં ખેતર, ને પાસે થઈને એકાદી નાનકડી નદી વહે! મને તો થાય છે કે એવી એકાદી જગ્યાએ જઇ ઝૂંપડી બાંધી તદ્દન શાન્તિભર્યું જીવન ગુજારું!"

ક્ષેત્રનાથ હોહોહોહો હસી ઊઠયો. મનોરમા અચરજભરી નજરે તેનું હાસ્યરંગે રંગાએલું વદન ન્યાળી રહી. થોડી વારે હાસ્યનો ઊભરો થંભાવી ક્ષેત્રનાથ બોલ્યો: "તમે કહ્યું તે વર્ણનમાં કે છબી ચીતરવામાં ખરેખર બહુ ફક્કડ લાગે છે. પણ તેનો સાચો અનુભવ કરવા જઈએ ત્યારે જરા યે સારું નથી લાગતું."

વિસ્મય પામી મનોરમાએ પૂછયું: "કંઇ કારણ?"

ક્ષેત્રનાથ બોલ્યો: "ઘણાં ય કારણ છે! ઘણી ય વસ્તુઓ દૂરથી બહુ રઢિયાળી લાગે છે, પણ પાસે જઈએ એટલે તેવી સારી લાગતી નથી. ગામડાંગામની સુંદરતા પણ તેવી જ ઢબની છે. વર્ણનમાં કે છબીમાં ગામડાંનો ચીતાર સરસ લાગે છે, પણ પાસે જઇએ એટલે રાનજંગલથી ઘેરાયલી, મેલેરિયાથી ઉભરાતી, સાધાપાધરા રસ્તા વિનાની, અદેખાઇઇર્ષાથી ડડળી ઊઠેલી તેની મૂર્તિ બરાબર નજરે પડે છે, અને તે વેળા ભય અને કંટાળો જ ઊપજે છે. લગારે આનંદ નથી આવતો."

મનોરમાનું ઉત્સાહપ્રફુલ્લ વદન ઝાંખુંઝપ્પ પડી ગયું. તે ધીરે ધીરે બોલી: "તમને તમારી માતૃભૂમિ તરફ એટલો બધો અણગમો છે?"

ક્ષેત્રનાથનો ચહેરો લાલ લાલ થઈ ગયો. બંને આંખો વિકસાવી જોશભર્યે સાદે તે બોલ્યો: "અણગમો? અરે, વતનની ભૂમિ તો મને સ્વર્ગસમી લાગે છે. તેનાથી વધારે વહાલી કોઈ ચીજ છે કે કેમ, કોણ જાણે! પણ જે મને વહાલું લાગે છે તે બધાને ય તેવું વહાલું કે મીઠું લાગે એ બનવાજોગ નથી!"

મનોરમા કશું ન બોલી. ક્ષેત્રનાથ પણ નીચી મૂંડીએ ગુપચૂપ બેસી રહ્યો. થોડી વારે ઊંચું જોઇ મનોરમાએ પૂછયું: "ત્યારે આપને ગામડે હિંદુશાઇ દોરદમામ સારી પેઠે હશે!"

ક્ષેત્રનાથે જવાબ દીધો: "ફક્ત દોરદમામ નહિ. હિન્દુત્વ જે કંઇ હોય તે બધું ગામડાંઓમાં જ છે, ને મૂળ સ્વરૂપે."

જરા વિમાસી મનોરમા બોલી: "ત્યારે તે લોકો બ્રાહ્મોપંથી તરફ બહુ જ તિરસ્કારથી જોતા હશે?"

ક્ષેત્રનાથ બોલ્યો: "સારી પેઠે. તેઓ બ્રાહ્મો ને ખ્રિસ્તી બંનેને એક જ લેખવે છે."

જરા હસીને મનોરમા બોલી: "સાવ ખ્રિસ્તી?"

ક્ષેત્રનાથે જવાબ ના દીધો. મનોરમા બોલી: "વારુ ત્યારે, ધારી લો કે તમે તો અમારી સાથે ભળોહળો છો, અમારે ઘેર ચાબિસ્કીટ ખાઓ છો ને તે વાતની એ લોકોને ખબર પડે તો?"

"તો મારે ન્યાતબહાર થવું પડે."

"કાયમી?"

"ના પ્રાયશ્ચિત કરાવી પાછો લે ખરા."

"ને તમે–તમે બ્રાહ્મોપંથી સાથે લગન જ કરો, તો?"

ક્ષેત્રનાથની છાતી ખૂબ જોરથી ધબકી ઊઠી. પણ મોઢા પર કૃત્રિમ મક્કમતા ઝમાવી સ્થિર સાદે બોલ્યો: "તેવું થાય તો હિન્દુ સમાજ મારો કાયમી ત્યાગ કરે."

અચાનક આવી વાત પૂછી તો નાંખી, પણ પછી મનોરમા એટલી બધી શરમાઇ ગઈ, કે તેનાથી ઊંચે જોવાય જ નહિ. ક્ષેત્રનાથ પણ તેનો એ લજ્જાભાવ સમજી ગયો અને મનમાં કંઇક અવ્યકત આનંદ અનુભવવા લાગ્યો. તે ધીમે ધીમે બોલ્યો: "હિન્દુ જુવાનિયો હિન્દુ સમાજ સિવાય બીજા કોઇ વર્ગમાં લગન કરે તો સમાજ તેની સાથેનો બધો જ સંબંધ તજી દે, તોડી નાંખે."

મનોરમા એટલી વારમાં સ્વસ્થ બની ગઇ અને બોલી: "પણ એ ત્યાગ વડે હિન્દુ સમાજ ધીમે ધીમે દુબળો પડતો જાય છે, એ તો

તમારે કબૂલવું જ પડશે."

ક્ષેત્રનાથ જરા જોશીલે સાદે બોલ્યો: "પણ એય સાથે કબૂલવું જોઈશે કે એવા ત્યાગ દ્વારા જ હિન્દુ સમાજે પોતાનું સ્વત્વ અત્યાર સુધી જાળવી રાખ્યું છે. ને મને ખાતરી છે કે તેનામાં આવા ત્યાગની તાકાત રહેશે ત્યાં સુધી તેનું પોત, તેની સ્વતંત્રતા લોપ નહિ પામે!"

મનોરમાએ કહ્યું: "પણ એવું પોત જાળવવાની ખટપટ ભીતર જ એક પ્રકારની ક્ષયની ક્રિયા ચાલે છે ને તે ક્ષયમાંથી તે પંડને બચાવી શકે તેવું નથી લાગતું!"

"એક બાજુ લાભ લેવા જાય તો બીજી બાજુ થોડી હાનિ ખમવી પણ પડે."

"પણ તે તો લાભ વધારે હોય ત્યાં. પણ અહીં તો લાભ કરતાં હાનિનું પ્રમાણ વધારે દેખાય છે."

"બીજાની નજરમાં નુકસાન વધારે દેખાતું હશે, પણ હિન્દુ સમાજ તો પોતાને હિસાબે નફો જ વધારે જોતો આવ્યો છે. કેમકે જે ચીજ ખાતર તે આટલું નુકસાન શાંતિથી સહન કર્યે જાય છે, તે ચીજ બહુ અણમોલ છે. ને તે જ દુનિયામાં ગર્વ કરીને બતાવવા જોગી તેની દોલત છે!"

બોલતાં બોલતાં ક્ષેત્રનાથનું વદન આનંદગર્વે ઝળકી ઊઠ્યું. મનોરમા તેનું એ ગરવું વદન જોઈ હસીને બોલી: "ત્યારે તમે જૂનવાણી હિન્દુ સમાજના પૂરા ભગત જ લાગો છો!"

સાંભળી ક્ષેત્રનાથનું મુખમંડળ ફિક્કું પડી ગયું. તે જરા ગંભીર સાદે બોલ્યો: "આપનું કહેવું ખરેખર હું કબૂલી લઈ શકતો હોત, તો મને ઘણી મગરૂબી થાત. પણ દિલગીર છું કે મારાથી નથી કબૂલી લેવાતું."

અચંબાથી આંખો ફાડી મનોરમા બોલી ઊઠી "નહિ?"

"ના."

"કેમ ?"

"કેમકે હિન્દુ ધર્મ પર એટલી બધી દૃઢ આસ્થા મને હોય તેવું નથી લાગતું. જરૂર પડે તો એ પંથનો ત્યાગ પણ કદાચ કરી શકું."

"હેં ? કરી શકો ?"

"હા. થાય. જો–"

ઘેરી આકુળવ્યાકુળતાભરી આંખે ક્ષેત્રનાથે મનોરમા ભણી જોયું, પણ તેના વદન પર એવો કઠોર ભાવ જોયો–તેની નિત્યકોમળ આંખોમાં એવી આકરાશ ભાળી કે તેણે માથું નીચું ઢાળી દીધું. મનોરમા પણ પડખેની બારી તરફ નજર ફેરવી બેસી રહી. બંને મૂગાંમંતર રહ્યાં. વરસી વરસીને થાકેલું ધોળું વાદળું આકાશને પશ્ચિમ પડખે ઢળી પડી આપાઢી નમતા પહોરને વિષાદે છાઈ દેતું હતું. મનોરમા તે તરફ ભાળી રહી. ખુલ્લી બારીમાંથી ઠંડો દખણાદો પવન ઓરડામાં આવી બંનેના વચાળેથી વહેવા લાગ્યો—જાણે અંતરવ્યથાના ગંભીર નિસાસાની લહેરીઓ !

થોડી વાર પછી ક્ષેત્રનાથ ઊઠીને ઊભો થઈ ગયો અને જરા સંકોચભર્યું ફિક્કું હસી તેણે મનોરમાને વિદાયવંદના કરી.

મનોરમા મૂગી મૂગી બેસી રહી. ક્ષેત્રનાથ નમસ્કાર કરી બહાર ગયો. તે પછી મનોરમા ઊઠીને ધીમે ધીમે પિતાના વાંચનગૃહ તરફ જઈ તેમાં પેઠી.

દેવેન્દ્રબાબુ આરામખુરસીમાં નિરાંતે પડયા પડયા આંખોની ખૂબ નજીક ચોપડી રાખી વાંચતા હતા. મનોરમા નજીક જઈ ઊભી રહેતાં તેમણે આંખ પાસેથી ચોપડી સરકાવી તેના તરફ જોયું ને તેના વદન પર કંઈ તદ્દન અસ્વાભાવિક ગાંભીર્યનાં ચિહ્ન દેખી તેઓ ચમકી ઊઠયા. મનોરમા ખસીને ટેબલ પાસે ગઈ અને ટેબલ પર વેરવિખેર પડેલા કાગળપત્રચોપડીઓ સજાવી ગોઠવવા લાગી.

થોડી વારે તે ફરીથી પિતાની નજીક જઈ ઊભી રહી. પછી ધીમે સાદે બોલીઃ "બાબા !"

દેવબાબુએ દીકરી સામે નજર કરી. દીકરી બોલીઃ "બાબા ! મેં

સાંભળ્યું છે કે વિલાયતમાં ઘણીક બાળાઓ લગ્ન જ નથી કરતી. કાયમ કુંવારી જ રહે છે."

જરા નવાઇ પામી દેવબાબુ બોલ્યાઃ "હા, રહેછ ખરી."

"તે તેઓ શું કરતી હશે?"

"કોઇ કોઇ પોતાના ભરણપોષણાર્થે કામધંધે વળગે છે. જેમની પાસે સાધન હોય તે લોકકલ્યાણનાં કામોમાં જિંદગી અર્પણ કરે છે."

"તે વળી કેવું કામ હશે?"

"માંદાઓની કે લડાઇમાં ઘવાયલાંઓની સેવામાજત, ઇસ્પીતાલમાં દર્દીઓની ચાકરી, કોઇ મઠ કે આશ્રમમાં રહી આફતવિપતમાં પડેલાંઓને મદદ—એવું એવું, ગરીબ ગામડાંઓમાં રહી ઉપદેશકેળવણી—એવાં એવાં ઘણાંક કામ હોય છે!"

"તેમાં તેમની કુથલીનિંદા નથી થતી?"

"જરા ય નહિ."

"ત્યારે આ દેશમાં તો કોઇ બૈરી ન પરણે તો તેની કુથલી જ કેમ થાય છે?"

"કેમકે આ દેશમાં મોટે ભાગે કોઈ સ્ત્રી કુંવારી નથી રહેતી. પણ પહેલાંના વખતમાં કુલીન બ્રાહ્મણોના કુટુંબોમાં ઘણી કન્યા કાયમ કુમારિકા રહેતી."

મનોરમા મૂગી મૂગી ઊભી રહી. દેવબાબુ પ્રશાન્ત આંખે તેના સામું નજર કરી તેવા જ શાન્ત સ્વરે બોલ્યાઃ "મને વહેમ પડે છે મનો, કે આ બધા સવાલ પૂછી પૂછી તું તારા મનમાંની કોઈ વાતનો ખુલાસો કરવા ઇચ્છે છે."

મનોરમા નિરુત્તર જ રહી. દેવબાબુએ પૂછ્યું: "મારો વહેમ ખરો જ છે, નહિ?"

મનોરમાથી હવે ન રહેવાયું. તે પિતાના પગ પાસે ઘૂંટણિયે બેસી

પડી ને તેમના ખોળામાં માથું મૂકી રડી પડી. દેવબાબુ તેનું માથું પસવારતાં પસવારતાં પ્રેમાળ સ્વરે બોલ્યા : "મને તો લાગે છે કે તારા મનની આ બધી ગૂંચવણ નકામી ને બીનજરૂરી છે. કેમકે, ભણેલો કે પૈસાદાર નહિ તો ય ચારિત્ર્યશાળી અને સત્સાહસસંપન્ન ક્ષેત્રનાથને હું તારે માટે અયોગ્ય નથી લખતો. ને હું તો જાણું છું કે ક્ષેત્રનાથ તારે ખાતર બ્રાહ્મો દીક્ષા લેવાને આંચકો નહિ ખાય."

મનોરમા ઊંચું જોઇ તીવ્ર સ્વરે બોલી : "છિઃ બાબા !" બોલી તેણે ફરીથી પિતાના ખોળામાં વદન છૂપાવી દીધું.

દેવબાબુ બોલ્યા : "ભલે, તે કદાચ ધરમપંથ ના તજે તો તેથી ય શું ? તે રીતે ય તેની સાથે તને વરાવવામાં કશો વાંધો નથી, બેટા ! "

બાપના ચરણો પાસે ટટ્ટાર બેસી મનોરમા બોલી : " ઘણા ય વાંધા છે, બાબા ! એ હિન્દુ છે, આપણે બ્રાહ્મો છીએ."

દેવબાબુ બોલ્યા: "આજકાલ હિન્દુઓ સાથે બ્રાહ્મોનાં લગ્ન ઘણાં થાય છે."

મનોરમા જોશભેર ડોકી ધુણાવી બોલી: "તે ભલે થાય. પણ એક બાજુ તમને બ્રાહ્મોપંથીઓ અને બીજી બાજુ તેને હિન્દુ સમાજ ત્રાસ આપે, તે નથી થવા દેવું બાબા !"

દેવબાબુ અચરજથી ડઘાયલી નજરે તેની સામે ટગર ટગર જોઇ રહ્યા. જરા વિચાર કરીને બોલ્યાઃ "ત્યારે તું શું કરવા ધારેછ કહે, જોઉં ?"

મનોરમા લગાર હસી. તેનું વિષાદઘેરું હાસ્ય જોઇ દેવબાબુ થથરી ઊઠ્યા. તે બોલીઃ "મેં તો મારે તે નક્કી કરી રાખ્યું છે. હવે તમારે હવાફેર ક્યારે જવું છે, તે કહો."

દેવબાબુના સદાપ્રસન્ન મુખમંડળ પર વિષાદની છાયા ફરી વળી. ગંભીર સાદે તે બોલ્યા: "હવાફેર જવાનું તો આવતા સોમવારનું ઠરેલું છે ને ?"

મનોરમા બોલીઃ "પણ આજે તો હજુ બુધવાર થયો છે. પાંચ પાંચ

દહાડા બાકી ! ના, ના ! કાલે જ જઇએ, ચાલો."

દેવબાળુ બોલ્યા: "ગાંડી રે કેટથી ! પાંચ દહાડામાં શું ખાટુંમોળું થઇ ગયું ?"

મનોરમા પિતાના હાથની આંગળીઓ રમાડતીખેલાવતી, જાણે ધમકાવતી હોય તેમ બોલી: "ના તે કંઈ નહિ. તમે કાલે ઉપડવાના કે નહિ, તે વાત કરો."

દેવબાળુ કંઇ જવાબ દે તે પહેલાં કરુણામયી એક કાર્ડ લઇને આવી પહોંચી, અને તે ફુલવેલછબીવાળો સોનેરી અક્ષરે છાપેલો કાર્ડ પતિના હાથમાં આપ્યો. દેવબાળુએ વાંચી જોયું તો જામિનીના લગનની કંકોતરી ! લખ્યું હતું: "બેરીસ્ટર આર. સી. ચૌધરીની દીકરી લીલાવતીદેવી સાથે જામિનીનાં લગન છે—આવતે રવિવારે શુભ મુહૂર્તે પધારવું."

વાંચીને દેવબાળુએ કાર્ડ પાછો આપી દીધો. કરુણામયી દીકરી તરફ એક કંટાળાભરી નજર નાંખી ચાલી ગઇ. તે પછી મનોરમાએ બીજે જ દહાડે હવાફેર ઊપડવાની પિતા પાસે હઠ લીધી. છેવટે દેવબાળુને દીકરીની હાએ હા કરવી પડી. પિતાએ હા કરતાં મનોરમાના મ્લાન વદન પર હાસ્ય ઝળકી ઊઠ્યું. અને તે હસતી હસતી પોતાને ઓરડે ચાલી ગઈ. તે વેળા સંધ્યાને અસ્પષ્ટ ઓળે ઓરડાનાં અજવાળાં ઝંખવાઈ ગયાં હતાં. તે ઝાંખા અજવાળામાં દેવબાળુ આંખો બીડીને સ્થિર ગંભીર ભાવે બેસી રહ્યા. જ્યારે આંખો ખૂલી ત્યારે આપોઆપ જ તેમના ભક્તિગદ્દગદ્દ કંઠમાંથી ઉદ્દગાર નીકળ્યા: "તારું જ ધાર્યું થાઓ, પ્રભુ !"

ને પછી તેમના વિષાદઘેરા વદન પર ફરીથી પેલી કુદરતી પ્રસન્નતાનાં તેજ ફરી વળ્યાં !

★

## મોહ અને ચેતના

# ૩૬

બધી ચીજોને જેમ બાહ્ય અને આંતર એવા બે અંગ હોય છે, તેવી જ રીતે મનને પણ એવા બે પટલ હોય છે. ઘણી વાર આપણે આપણા મનના ભીતર ભાગને જોતા નથી, ને તેના બાહ્ય અંશને અનુલક્ષીને જ–તેની ગતિને જ અનુસરીએ છીએ. પણ ભીતરમાં કંઈક એવો કોઈ સૂક્ષ્મ ભાવ ઢંકાઈને રહ્યો છે, કે આપણને દેખાતો નથી ને તે જોવાની તજવીજ પણ આપણે નથી કરતા. તે પછી કોઈક ચોટ લાગે છે અથવા તુચ્છ વાત પર આ સૂક્ષ્મ ભાવ અચબૂચ સ્થૂળ રૂપે પ્રગટ થઈ પડે છે ત્યારે જ આપણને ભાન આવે છે કે ઓહો, આપણું જ મન આપણી સાથે કેવી સંતાકૂકડી રમે છે !

ક્ષેત્રનાથ પણ પોતાના મનની સંતાકૂકડીને અત્યાર સુધી પામી શકયો નહોતો. તેને બહુ બહુ તો એવી કંઈક સમજ હતી કે મનોરમા પ્રત્યે પોતાને કંઈક પ્રેમભાવ જાગ્યો છે. પણ તેની પાછળ મનોરમા સાથે લગન કરવાની સૂક્ષ્મ વાસના પણ મનને એક ખૂણે છાનીછૂપી ભરાઈ બેઠેલી છે એવું તે સમજી શકયો નહોતો. પણ મનોરમાએ કરેલી એક જ વાત–'તે બ્રાહ્મકન્યાને પરણી શકે કે નહિં' એટલા એક સામાન્ય સવાલથી તેના ભીતરમાંની છાનીછૂપી, અજાગ્રત વાસના એકદમ જાગી ઊઠી અને તેણે મનમાં ઉથલપાથલ મચાવી મૂકી. એ વાસનાની તીવ્રતા–પ્રકટ તીવ્રતા–

જોઈને ક્ષેત્રનાથ પોતે પણ ચમકી ગયો.

હવે તે સમજવા લાગ્યો કે આ જ છાની વાસના કોઈ કોઈ વાર તેના મનમાં પરપોટા સમા સવાલ ઊભા કરતી કે બ્રાહ્મોવાળા સાથે લગન થાય કે નહિ? પણ મન તે વેળા જોશભેર જવાબ દેતું: "ના, ન પરણાય." હવે એ જ મન બોલવા લાગ્યું: "હા. એમાં વાંધો શો? ખરે જ, શી હરકત છે? હિન્દુ ને બ્રાહ્મ એ બે વચ્ચે એવો તે કયો મોટો ફેર છે? ને વેદવેદાંતમાંની વાતો જ સાચી હોય, જીવ માત્ર પરમાત્માનો અંશ જ હોય તો પછી હિન્દુ કોણ, ને બ્રાહ્મો કોણ; મુસ્લીમ કોણ, ને ખ્રિસ્તી કોણ? બધા ય તે પરમપુરુષના જ અંશ રૂપ છે! પછી બ્રાહ્મોને ત્યાં લગન કરવામાં દોષ ક્યાં આવ્યો? ને દોષ હોય પણ, તો ય પોતાને ક્યાં એવું કોઈ સગુંવહાલું હતું જે પોતાને તે અંગે મહામુસીબત વેઠવાં પડે!"

હિન્દુ સમાજ પોતાનો ત્યાગ કરે એ વાત ખરી, પણ તે તજશે તો સામી બાજુ બ્રાહ્મ સમાજ આશરો આપશે. એમાં તો વળી ફાયદો જ છે—નુકસાન કશું નથી. કેમકે અભણ, પડેલો હિન્દુ સમાજ છોડીને ભણેલા, ઉન્નત બ્રાહ્મ સમાજમાં દાખલ થવાનું મળશે તે તો સાંકડા કૂવાનો આશરો તજીને વિશાળ સમુદ્રમાં દાખલ થવા રૂપ જ બને. ૩૩ કોટી દેવતાના ડરધાસ્તીમાંથી બચીને વેદવેદાંતે પ્રતિપાદન કરેલા અચિંત્ય, અવ્યક્ત પરમ પુરુષના ચરણોમાં ઠામ મળશે.

ક્ષેત્રનાથ ભ્રમિત ચિત્તે, અકળાતે મસ્તકે જેમ જેમ વિચાર કરવા લાગ્યો, તેમ તેમ હિન્દુ સમાજની અસંખ્ય ત્રુટિઓ ગલતીઓ અને અગણિત દોષ તેની નજર સામે તરવા લાગ્યા અને એ સમાજને ભીષણ અતિ ભીષણ રૂપે દાખવવા લાગ્યો. સાથે સાથે બ્રાહ્મો સમાજના કંઈ કંઈ ગુણો તેનાં માનસનેત્રો સમક્ષ જાણે નંદનવનનાં દ્દશ્યો ખડા કરવા લાગ્યા! ત્યારે ક્ષેત્રનાથે હિન્દુસમાજ તજી દે ન તજી દે એ વાતનો ઉધામો મૂકી બ્રાહ્મધર્મની દીક્ષા લઈ લેવી એવો સંકલ્પ મનમાં ઘોળી ઘોળી, હેરફેર વિચારો કરી, કંઈક જાગીને, કંઈક ઊંઘીને રાત વટાવી.

સવારે ક્ષેત્રનાથનું ફિકરચિંતાએ વીલું બનેલું વદન, લૂખા વાળ, ભ્રમિત જેવી નજર વગેરે જોઇ દુર્ગાદેવી નવાઇ પામી. તેના મોં સામું તે જોઈ જ રહ્યાં. તેની નજર સામે જ ક્ષેત્રનાથ આવરોબાવરો બનીને ઊઠયો. અને અધીર ભાવે અચણુચ પૂછવા લાગ્યોઃ "વારુ કાકીમા, ધર્મ કયો સારો?"

કાકીમાની અચંબાભરી આંખો ઓર વધુ અચરજથી પહોળી થઈ ગઇ. તે અવાક બની જઇ થોડીક વાર તેની સામે એકીટસે જોઇ રહી પછી બોલ્યાં: "ધરમમાં સારું શું ને નરસું શું વળી?"

ક્ષેત્રનાથ બોલ્યોઃ "કેમ વળી? સારુંનરસું તો હોય જ ને? આમ જ લ્યો ને, આ હિન્દુ ધરમ છે, બ્રાહ્મો છે, ખ્રિસ્તી છે, મુસલમાન છે—એ બધામાં કયો ધરમ સારો હશે, ને કયો ઊતરતો હશે?"

જરા ય વિચાર કર્યા વિના દુર્ગાદેવીએ જવાબ દઇ દીધોઃ "ધરમમાં રૂડુંભૂરું કંઇ નથી. જેનો જે ધરમ તે તેને રૂડો."

ક્ષેત્રનાથ માથું ધુણાવી બોલ્યોઃ "એમ તે કંઇ બને? બધા જ રૂડા હોય તો ચાલો, હું સંધ્યા કરવાને બદલે નમાજ જ પઢું, તો?"

લગાર હસીને દુર્ગાદેવીએ કહ્યુંઃ "તે તારા બાપે તે પઢી હોત તો તું પણ પઢત. પણ તું હિન્દુને ત્યાં જન્મ્યો છે તો તારે સંધ્યા કરવી. જે મુસ્લીમ હોય તે નમાજ પઢે.

ક્ષેત્રનાથ બોલ્યોઃ "બસ! અહીં મુખ્ય મુદ્દો છે ને? હવે નમાઝ સારી કે સંધ્યા સારી? તમે કહોછ કે બંને સારાં! પણ એ કંઇ બને નહિ! એમાં એક ચડિયાતું ને એક ઊતરતું તો હોય જ, ને કયું કેવું છે તે જ જાણવાનો મારો મુદ્દો છે."

દુર્ગાદેવી જરાક વિચાર કરી ગંભીર ભાવે બોલ્યાં: "મૂળ મુદ્દો શું છે તે જ તું હજુ સમજવા પામ્યો નથી. અસલ મુદ્દો તો એ છે કે નમાઝ કે સંધ્યા, એ બે ય છે શાને સારુ? બેનો હેતુ શો?"

"વારુ, તેમ રાખો. કહો, શો હેતુ હશે?"

"હેતુ એ કે ઇશ્વરનું સમરણ કરવું. તે જેને જે રસ્તે સમરવો હોય

તે સમરે. કોઈ રામ કહીને યાદ કરે તો કોઇ વળી રહીમ કહીને બોલાવે."

"પણ કઇ જાતને સમરણે તે જવાબ દે?"

"બધી જ જાતને વળી. રામકૃષ્ણ પરમહંસનાં બોધવચન તે વાંચ્યાંછ કે નહિ? તેમાં આપ્યુંછ કે એક છોકરાને કોઇ નિત્યાનંદ કહે, કોઇ નિતાઈ કહે, કોઈ તેને બચલો કહી લાડનામે બોલાવે. પણ છોકરો તો બધાને જ જવાબ દે. પરમેસરનું ય તેવું."

"ત્યારે ધરમ બધા સારા."

"હા વળી. એમાં બીજું છે શું? ફક્ત ઇશ્વર મેળવવાના રસ્તા છે. આમ જ જો ને હુગલીથી કલકત્તે જવું હોય તો કોઈ પાણી રસ્તે જાય, કોઇ આગગાડીમાં બેસી, તો કોઇ વળી પગપાળું. પણ ગમે તે મારગે જાય, બધા ય કલકત્તે તો પહોંચવાનાં જ. મારી પાસે પરમહંસબાબાની એક ચોપડી છે. જતીન મને તે વાંચી સંભળાવતો'તો. તું ય તે જરા વાંચી જોજે."

"ભલે—" કહી ક્ષેત્રનાથ બહાર નીકળ્યો ને વિમાસતોવિચારતો દેવબાબુના ઘર તરફ ઊપડ્યો. ત્યાં જઇ જુએ છે તો મનોરમા ન હતી. દેવબાબુ દીકરીને લઇ બજારખરીદીએ ઊપડ્યા હતા. દીવાનખાનામાં કરુણા-મયી બેઠેલી હતી, તેણે ક્ષેત્રનાથને બેસવા કહ્યું. ક્ષેત્રનાથ મનમાં જરા સંકોચ પામતો પામતો તેની સામે બેઠો.

કરુણામયી આમ તો ક્ષેત્રનાથ પરે રાજી નહોતી, પણ બાહ્ય વિવેકને કારણે તેણે કશો કંટાળો દાખવ્યો નહિ. ઊલટું શાંત, સુશીલભાવે તેની સાથે વાતચીત કરવા માંડી. ક્ષેત્રનાથ તેની આ વિવેકવૃત્તિ જોઇ નવાઇ પામ્યો. ને પછી વાતેચીતે એવી જાતનો ભાવ દાખવવા લાગ્યો કે પોતાને બ્રાહ્મો ધર્મ પ્રત્યે અનુરાગ પ્રગટયો છે એટલું જ નહિ પણ તે પંથની દીક્ષા લેવાનું પણ બહુ જ મન થઈ ગયું છે. કરુણામયી એ વાત સાંભળી ખૂબ રાજી થઈ. તેણે ખૂબ હરખઘેલા ચિત્તે, લાંબુ, જુક્તિદાર વિવેચન કરી બ્રાહ્મ ધર્મની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરવાનો પ્રયાસ કર્યો, અને સાથે

સાથે કુસંસ્કારભર્યા હિન્દુ ધર્મ પર એવાં તીખાં વાક્યબાણ છોડવા માંડયા કે તેથી ક્ષેત્રનાથને ઊલટી શરમ આવી અને મનમાં કંઇક ચોટ પણ લાગી. અભણ કાકીમાએ એક જ વાકયમાં બધા જ ધર્મો પર કેવી ઉત્કટ શ્રદ્ધા દાખવેલી !—ને અહીં આ ભણેલી મહિલા પોતાના ધરમની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા માટે બીજા ધર્મોને હીણી, ઉતારી પાડી, તેમની કેવી કુથલી કરે છે તે જોઈ ક્ષેત્રનાથનું હૈયું અશ્રદ્ધાથી ઘેરાઇ ગયું. તેનાં નેત્રો આગળથી જાણે એક શ્યામલ પડદો હળવે હળવે સરકી, ઊપડી જતો હોય તેમ લાગ્યું.

કરુણામયીનું લાંબુ વિવેચન સમાપ્ત થતાં પહેલાં દેવબાબુ અને મનોરમા આવી પહોંચ્યાં. કરુણામયીએ પોતાનું વિવેચન અધૂરું જ રાખી તેમના તરફ જોઈ હરખઘેલે અવાજે કહ્યું: "લ્યો, તમને આજે એક ખુશાલીના સમાચાર આપું. ક્ષેત્રનાથબાબુ બ્રાહ્મો ધર્મનું રહસ્ય સમજી દીક્ષા ગ્રહણ કરવા તૈયાર થયા છે !"

આ વાત સાંભળી મનોરમાએ એવી તો તીખી નજરે ક્ષેત્રનાથ પ્રત્યે જોયું, કે ક્ષેત્રનાથને તરત નીચું જોઇ જવું પડયું. તેના મર્મને—ઠેઠ અંતરિયાળ સુધી એક સખત શૂળ ભોંકાતું હોય તેવું લાગ્યું. મનોરમા નજર ફેરવી લઇ મૂગી મૂગી ત્યાંથી ચાલી ગઇ. તેના ગાંભીર્યપૂર્ણ વદન પ્રત્યે નજર નાંખવાની ય ક્ષેત્રનાથની હિમ્મત ન ચાલી. તે નીચી મૂંડીએ જ ઊભો થયો અને બંનેને નમસ્કાર કરી, કેવોક ગુનેગાર હોય તેમ છોભીલી રીતે, ધીરે ધીરે ઓરડાની બહાર નીકળી ગયો !

મનોરમા પોતાની અભ્યાસખોલીને બારણે ઊભેલી હતી. તેની સામે થઇને જતાં ક્ષેત્રનાથ અચાનક જરા સંકોચ પામીને પણ ઊભો રહી ગયો. છતાં મનોરમા કશું બોલી નહિ. ક્ષેત્રનાથ જરાક મૂગો રહી પછી શરમીંદે સાદે બોલ્યો: "તમે મને માફ નહિ કરી શકો ?"

ક્રોધભર્યા અવાજે મનોરમા બોલી: "જરાય નહિ. જે માણસ પોતાનો ધર્મ તજશે, તેને માફ કરવાજોગી સહનશીલતા કોઇકને જ હોય."

ક્ષેત્રનાથે જરા ટટાર બની ઊંચું જોયું અને પોતાની તલસતી આંખે

મનોરમા ભણી તાકી રહી કહ્યું: "જેને ખાતર જીવન પણ તજી શકાય, તેને ખાતર ધર્મનો ત્યાગ કરવો એ તદ્દન સહજ વાત નથી?"

મનોરમાનું આખું શરીર વીજળીચમકારે કંપી ઊઠ્યું. દરવાજાને હાથીપકડી લાલચોળ વદને ઊંચું જોઇ ગંભીર ભાવે તે બોલી: "જીવન ને ધર્મ–બંને વસ્તુ તમને એકસરખી લાગે છે?"

ક્ષેત્રનાથ કશો જવાબ દઇ ના શક્યો. મનોરમાની અતિ ગંભીરભાવી, પ્રશ્ન રૂપી નજર આગળ તેનું માથું સહેજે નમી ગયું–ઢળી પડ્યું. મનોરમા બોલી: "આપની મરજી આડે આવવા હું ઇચ્છતી નથી, પણ લગન જ નથી કરવાની!"

ધીરગંભીર ડગલાં માંડતી તે ઓરડાની અંદર ચાલી ગઇ. ક્ષેત્રનાથની મોહવશ બનેલી ચેતનાને સંકોરીજગાડી ચાલી ગઇ. ક્ષેત્રનાથે નીચી મૂડીએ જ ચાલવા માંડ્યું અને ઘરની બહાર નીકળ્યો.

★

## પસ્તાવો

# ૩૭

ઘેર આવી ક્ષેત્રનાથે બૂમ મારીઃ "કાકીમા !"

રસોડામાંથી દુર્ગાદેવીએ હોકારો પૂર્યો. ક્ષેત્રનાથ રસોડાનાં બારણાં આગળ બહારથી જ ઊભો રહી બોલ્યોઃ "કાકીમા, આજે હું કશું ખાવાનો નથી. આજે મારે અપવાસ છે."

દુર્ગાદેવી ઝટપટ બારણાં પાસે આવી બોલ્યાઃ "કેમ ભૈ ! તબિયત-બિયત તો—"

ક્ષેત્રનાથ બોલ્યોઃ "તેમાં તો કશો ય વાંધો નથી કાકીમા ! પણ મારે પ્રાયશ્ચિત્ત કરવું પડશે ને ? તેથી આજે અપવાસ કરીને શુદ્ધ બનવું છે."

બહુ જ અચરજ પામી દુર્ગાદેવીએ પૂછ્યું: "પ્રાયશ્ચિત્ત વળી શેનું, અલ્યા ?"

ભારેખમ મોં કરી જરા કંટાળાખીજ સમેત ક્ષેત્રનાથ બોલ્યોઃ "કેમ વળી, તમે જાણતા નથી તે ? આ પંદર પંદર દહાડા ઇસ્પિતાલના ધાનશાક ડૂચ્યાં, તે તેનું પ્રાયશ્ચિત ના કરવું પડે વળી ?"

દુર્ગાદેવી હસીને બોલ્યાઃ "ઓહોહો ! એ વાત છે ? તે એટલા ખાતર પ્રાયશ્ચિત્તનાં અપવાસ કરવા છે ? અરે, પણ એમ તો કેટલા ય લોક એવું બધું ખાયપીએ છે. તેમાંના કેટલાક વળી પ્રાયશ્ચિત્ત કરેછ વારુ ?"

ડોકી ધુણાવી ક્ષેત્રનાથ બોલ્યોઃ "તે જેને ના કરવું હોય તે ના કરે;

પણ મારે તો કરવું પડશે. હિન્દુનો દીકરો, બામણની જાત, ગમે તેના હાથનું ખાઇને મૂગો મૂગો બેસી કેમ રહું ?"

જરા ગુસ્સાભેર દુર્ગાદેવી બોલ્યાં: "નહિસ્તો ! તે માથુબાથું બોડાવી લીસ્સુંલપક કરી પ્રાચિત કરે ત્યારે ખરો રે તું ! બે દિવસ ઇસ્પીતાલનું ખાધું તેમાં તો મોટો અપવાસ કરી પ્રાચિત કરવા નીકળ્યોછ !"

વજ્રસુંદરી થોડે છેટે બેસી બધું સાંભળતી હતી. તેણે હવે વચમાં પડી કહ્યું: "તે ખેતુ એમાં ખોટુંય શું કહે છે, ભાભીજી ? હિન્દુના ઘરમાં હિન્દુના આચરણે જ રહેવું પડે ને ?"

આમ ટેકણ મળતાં ખેતુ વધારે જ જોશથી ખીલ્યો: "હં, ત્યારે તમે કહોની માસીબા, કે આચારવહેવાર તજી દઉં તો પછી બાકી જ શું રહ્યું, હેં ? જુઓ, ઇસ્પીતાલનાં ધાનશાક ખાધાં, બ્રાહ્મજ્ઞાનીને ઘેર ચાબીસ્કુટ ખાધાં, નાસ્તોપાણી પણ કર્યાં; ને પ્રાશ્ચિત કર્યા વિણ ચાલે ખરું ? મારું શરીર પણ અંદરથી જાણે ખટક ખટક થાય છે !"

ડોકી ધુણાવી વજ્રસુંદરી બોલી: "ખરું જ છે વળી !"

જરા ધમકાવતાં હોય તેમ દુર્ગાદેવી બોલ્યા: "તું તારે ઠરી રહે નાની વહુ, તારી મધ્યસ્થી મારે નથી જોઇતી. આ છોકરો રાતદહાડાનો અપવાસ કરી કાલે પ્રાશ્ચત કરવાનો તું તે કંઈ ગાંડીબાંડી થઈછ ? અરે, ભલું માણસ ખાવાનું જરાક મોડું થાય તો તો મોઢું લેવાઇ લેવાઈ જાય છે, ને મોઢેથી હરફ સરખો નથી નીકળતો—તે મોટો અપ્પાસ કરવાનો ! કપાળ મારું !"

ક્ષેત્રનાથ ટટાર બનીને જોશભેર બોલ્યો: "શુંઉંઉંઉં ? મારાથી અપ્પાસ ના થાય ? વારુ જુઓ ત્યારે, થાયછ કે નહિ તે ! આ હું ચાલ્યો ગંગાસ્નાને, ને માથું બોડાવીને આવુંછ !"

ક્ષેત્રનાથે ચાલવા માંડયું. દુર્ગાદેવી બોલી: "અરે, સાંભળ તો ખરો."

ક્ષેત્રનાથ ફરીને ઊભો. દુર્ગાદેવીએ કહ્યું: "વારુ, તે પ્રાશ્ચત કરવું હોય તો કરજે. પણ અપ્પાસ કરવાનું કંઇ કામ નથી."

ક્ષેત્રનાથ બોલ્યો: "એ તે કંઈ બને? અભ્યાસ કરવાનો તો નિયમ જ છે."

જરા છણકા રૂપે દુર્ગાદેવી બોલ્યાં: "તે નિયમે હોય ને નિયમના પાછા રસ્તા પણ હોય. કાલે એ પૈસા દાનધર્માદા કરી દીધા એટલે થયું. ના હોય, તો પૂછી જોજે ગોર મહારાજને!"

ક્ષેત્રનાથ બોલ્યો: "પૂછવાની જરૂર નથી. હું ય તે તો જાણું છું પણ તે માંદલાનબળાં સારુ તેવું હોય. હું કંઇ માંદલોનબળો નથી. વળી પ્રાશ્ચિત્તનો અરથ જ કાયાનું કષ્ટ થાય! ના, ના કાકીમા! અભ્યાસ તો કરવો જ પડશે, ત્યાં સુધી મારો જીવ નહિ સંતોખાય."

"આવો જીદ્દી છોકરો તો કોઇ ના જોયો બાપ–" બોલી દુર્ગાદેવી પોતાને કામે વળગી ગઇ. ક્ષેત્રનાથ ગંગાસ્નાન કરવા ગયો.

બીજે દહાડે પ્રાયશ્ચિત્ત વગેરે કર્યાં પછી થોડું સાકરપાણી પી હાઆઆશ કરી દમ મૂકી ક્ષેત્રનાથ બોલ્યો: "ચાઆઆલો, પત્યું કાકીમા, દેહ, કાયા, મન કેવાં હવે શાંત, ટંડાગાર થયાં! બામણનો દીકરો, ને આચાર ચોખ્ખા ના રાખું, તો ઠીક જ કેમ લાગે?"

દુર્ગાદેવી હસીને બોલ્યાં: "પણ પાછો ચાબિસ્કુટ ડૂચવા તો જશે જ ને?"

ગંભીર ભાવે ડોકું ધૂણાવતાં ક્ષેત્રનાથે જવાબ દીધો: "એક વાર ઠોકર વાગે, કંઈ રોજ વાગતી હશે? છિઃ ચાબિસ્કીટ યાદ આવતાં જી ઓકું ઓકું થઈ જાય છે!"

નમતે પહોરે મૂંડેલે મસ્તકે ને શાંત ચિત્તે ક્ષેત્રનાથબાબુ મનોરમાને પોતાની હિન્દુત્વનિષ્ઠા દાખવવા દેવબાબુના દરવાજામાં દાખલ થયા, ને સાંભળ્યું કે આગલી રાતે જ મનોરમા બાપ સાથે પશ્ચિમ તરફ હવાફેર ઊપડી ગઈ છે, ત્યારે માથે વજ્જર પડ્યું હોય તેમ દરવાજાની સામે ડઘાઈને ઊભા જ થઇ રહ્યા!

★

## માંદગીને બિછાને

# ૩૮

ઘોઘાલડોસા કંઇ બહુ માંદા હતા–તેવું તો નહોતું. પણ એ સામાન્ય નજીવી માંદગીને તેમણે એવું તો મોટું રૂપ આપી દીધું કે માત્ર પોતાને જ નહિ, બધાં ય ને થઈ ગયું કે મહાપ્રયાણનો મામલો આવી પહોંચ્યો છે. ફક્ત વૈદરાજ સર્વાનંદબાપુ જ જાણતા હતા કે મરવાની ગમે એટલી તાલાવેલી ડોસાને હોય, હાલ તો તે લાલસા કોઇ રીતે પાર પડવાનો સંભવ નહોતો.

પહેલાં થોડા દહાડા તાવ આવ્યો; પછી અરુચિ, ને તે પછી અજીર્ણનાં લક્ષણ જણાયાં. ડોસાએ વહુને સમજાવીને જણાવી દીધું: "જો, રે વહુ! આ બધી હવે ચિત્રગુપ્તની ચેતવણીઓ છે. જમરાજાના આણાં આવ્યાં છે, દહાડા ભરાઈ ગયા છે, હવે તને ક્યાં નાંખી જવી એ જ ફિકર મને તો થયાં કરે છે."

રમાએ તો રડારોળ કરી મૂકીને ડોસાને ઓસડવેસડ ખાવા બહુ જ સખત આગ્રહ કર્યો. પણ દાક્તરી ઓસડ ખાવાનું તો ડોસાએ કબૂલ ન જ કર્યું. આખરે રમાની બહુ ટાકણીગોદાબાજીથી વૈદકી ઓસડ ખાવા લાગ્યા. પણ એ ઓસડવેસડથી તબિયત સુધરશે એવી જરા પણ આશા કે શ્રદ્ધા તેમને નહોતી. એટલે, ગાળામાં ધીરધારલેણદેણ ને માલમિલકતનો બંદોબસ્ત આટોપી લેવાની ખટપટમાં પડયા. જેમની પાસે પાંચસાત રૂપિયા લેણા હતા, તેમને માફી આપી દીધી, જેમની પાસે

વધારે લેણું હતું, તેમને મહેનત આપી જમીન ખેતરાંમાંથી ક્યાં ક્યાં શ્રીદામોદરજીની સેવા ખાતે આપી દેવાં તેની ટીપ એક કાગળ પર કરવા માંડી. ખૂબ લાંબી મુસાફરીએ ઊપડવું હોય ત્યારે જેમ બધી સંસારી બાબતોનો બંદોબસ્ત કરવા માણસ દોડાદોડ કરી મૂકે છે—આતુર બને છે તેમ ડોસાએ તો તેથી પણ વધારે ધમાલ અનંત યાત્રાએ ઉપડતાં પહેલાં, કરી મૂકવા માંડી.

વહુને પૂછ્યું: "વારુ, ખેતુને એકાદ કાગળ લખું, વહુ દીકરા?"

ઘવાયલું સ્વમાન જેમ તેમ દબાવી રાખતાં રમા બોલી: "તેને કાગળ લખ્યાથી શું વળશે, બાબા?"

લગાર હસીને ડોસા બોલ્યા: "ભલે કંઈ ન વળે. ખબર આપવામાં ખોટું શું? હવે તો મારે માનઅપમાનટાણું નથી રહ્યું, બેટા! હવે તો જવા કાળ આવ્યો છે. તારે ય તે હવે માનીપણું રાખ્યે નહિ પાલવે, બેટા! કોના પર તું એ બધો માનરૂવાબ હવે રાખશે?"

ડોસાનો સાદ ભારે થઇ ગયો—પાંપણો સહેજ ભીની બની. રમા મોઢે પાલવ ઢાંકી ડૂસકાંભેર રડી ઊઠી. ડોસા તાબડતોબ આંખો લૂછી નાંખી ચહેરા પર બનાવટી ગાંભીર્ય પ્રગટાવી બોલ્યા: "આ જ તારી મોટી ખોડ છે—જરા જરા વારમાં રડી પડેછ! પણ કહે જોઉં, દુનિયામાં કાયમી જેવું શું છે વારુ? આ આપણો મનખોકાયા જ નથી રહેતી, તો પછી બીજી તે વાત શી?"

ખોંખારી, ગળું સાફ કરી લઇ ડોસાએ બોલવું જારી રાખ્યું: "ઠીક, ત્યારે છોકરાને એક કાગળ તો વારુ, લખી જ નાંખીએ નહિ. તો વળી તેનું રોજનું મહેણું રહી જશે કે દાદાજી સાથે છેલવેલ્લી મુલાકાતે ના થઈ. ને તેનો બધો ટોપલો તારે માથે આવશે. તે કરતાં એક વાર લખી નાંખીએ પછી આવે તો ય ઠીક, ન આવે તો ય ઠીક!"

રમા સારી પેઠે આંખો લૂછી બોલી: "તમારી માંદગીની વાત સાંભળતાં જ તે દોડ્યો દોડ્યો આવશે, બાબા!"

હસીને ડોકી ધુણાવી ડોસા બોલ્યાઃ "તે ના આવે? તું શું એમ ધારેછ કે તેને કંઇ લાગણી જ નથી? અરે, બરાબ્બર લાગણી છે. આ સંસાર જ બધો માયાનો છે–તેની લપેટમાંથી એ ક્યાં ઉગરવા જવાનો હતો? ઠીકિ. આવી પડે તો વળી નિમિનું ય મારે હાથે ઠરીઠામ થઇ જાય. તું શું ધારે છે, વહુ, તે તું જાણે! પણ જો મનસાવાચા મેં દામોદરની ખરી સેવા કરી હશે, તો આ હાથે નિમિને બેતાની સાથે પરણાવ્યા વિના હું મરું જ નહિ, પછી જમ આવે કે જમનો બાપ આવે. જાણીબુઝીને કદી જૂઠું બોલ્યો નથી મારી જીંદગીમાં–ને આજે મરવા ટાણે મારું આવું ભારે વેણ મિથ્યા ઠરે! તું તો ગાંડી થઇછ ગાંડી, દીકરી!"

વહુના ચહેરા તરફ જોતા ડોસા મૃદુ મૃદુ હસવા લાગ્યા. ડોસાની આવી મક્કમ શ્રદ્ધા જોઇ રમા અચરજથી ડઘાઈ ગઇ. ડોસા બોલ્યાઃ "આજે જ કાગળ લખી નાંખું છું. લગન થાય ન થાય–છેલ્લો મેળાપ તો થાય. ખોળેખાંધે રમાડી ઊછેર્યો છે, મોટો કર્યો છે, તો વારુ, મોઢે છેલ્લું છાણું તો મૂકી જાય!"

રમા આંખે પાલવ દાબતી દાબતી ઊઠી ને સરકી ગઇ. ઘેલાલડોસા એક લાંબો નિસાસો મૂકી કાગળ લખવા બેઠા. ઘણાક ખરડાને છેકછાક કર્યા બાદ જે કાગળ લખ્યો તે કંઈ નરમમુલાયમ લખાયો એવું તો ના કહેવાય. માનરૂવાબ બધાં બકાત કરવાનો સંકલ્પ કર્યા પછી યે વાકયે વાકયે ને શબ્દેશબ્દે તે ભાવ પ્રગટ્યા વિના ન જ રહ્યો!

કાગળ રવાના કર્યા પછી અઠવાડિયું ગયું, પણ ન ક્ષેત્રનાથ આવ્યો, કે ના તેનો કંઇ જવાબ આવ્યો; ત્યારે માનસિક અધીરાઈની સાથે રોગેદરદે પણ એવું જોર પકડયું કે ડોસા પથારીવશ જ થયા. લાંબા થઇને સૂતા એટલું જ નહિ, વૈદરાજને ગાળેગાળ દેવા લાગ્યા. ઓસડની ગોળીઓ મોરીમાં ફેંકી દેવા લાગ્યા, સુપથ્ય ખાવાનું છોડીને ખાસ કુપથ્ય ચીજો બનાવી આપવા રમા પર હુકમો છોડવા લાગ્યા. પણ રમા એવા હુકમ માને નહિ, એટલે તેના પર પણ ગાળોનો વરસાદ વરસવા લાગ્યો.

હવે ડોસા લગભગ આખો દહાડો ઓરડામાં પડી રહેતા, કોઈની ય સાથે વાત ના કરતા. કંઇ વાત કરવા કોઈ પાસે જાય તો ચીડાઈખીજવાઇ ઊઠતા. ફક્ત એક જ જણુ પર ન ચીડાતા. તે હતી નિમિ! દાદાજીની માંદગીની વાત સાંભળી નિમિ રોજ દહાડામાં બે વાર તેમને જોવા આવતી, અને તેમની પાસે જ તમામ વખત બેસી રહી વાતો કર્યા કરતી. એટલો વખત ડોસા જરા રાજીપામાં દેખાતા. નિમિ બેઠેલી રહે તેટલો ગાળો તેમનું અસલી હસમુખાપણું ફરી ચમકી ઊઠતું; પણ નિમિ ચાલી જતાં પાછો તેમનો મિજાસ સાતમે આસમાને ચઢી જતો. નિમિ જતાં જ કોઈ અવ્યકત વેદના તેમની છાતીને ઘેરી વળતી!

“હાય! મૃત્યુનો—મોતનો પંથ પણ આટલો કાંટાળો, આટલો દુઃખમય છે? હે દામોદર! જીવન આખું શૂળકાંટાએ ઘવાયુંજખમાયું છે—હવે મોતનો મારગ સૂતરો, શાંતિભર્યો કરી દે ને મારા દયામય! નિમિ કોણ, બેતો કોણ? એક તું જ છે પોતીકો, નાથ, બન્ધુ, મિત્ર, જે કહો તે! બીજું બધ્ધું ખોટાણું છે એ વાત પર મારું હૈયું જોડ, રે મારા નાથ!”

પણ આવી પ્રાર્થના એળે જતી—ને બેતો તથા નિમિ જ માનસિક નેત્રો સમક્ષ ઊભાં રહી ખીલખીલ હસ્યાં કરતાં. ડોસો રડી પડતો. એ વેળા કોઇ ભિખારીએ બહાર ગાયું—

> હજુ ય તારા આણાને લાયક
>
> થયો નથી સંતાન
>
> ક્યાં લગી તાવીતપાવીને જોશે—
>
> ગભરાતો મમ પ્રાણ...

રમાએ આવીને બૂમ મારી: “બાબા!”

ઝટપટ ચાદરમાં મોઢું છૂપાવી દઇ ડોસા પડખું ફેરવીને સૂતા. રમા બોલી: “નિમિની મા આવ્યાં છે!”

ડોસાએ ગંભીરભાવે જવાબ દીધો: “શા સારુ?”

નિમિની બા બારણાં પડખે ઊભી રહી ખૂબ કોમળ સાદે બોલી:

"કલ્યાણપૂરથી દિયરજી એક માંગુ લાવ્યા છે."

ડોસાએ જવાબ દીધો: "હં !"

નિમિની મા બોલી: "કહે છે, છોકરો ખોટો નથી, થોડુંઘણું ભણેલોગણેલો છે. ઉંમર પચીસની છે. માબાપ નથી. જમીનખેતર છે. ત્રણ-સોક રૂપિયા ને—"

ડોસા એકદમ ઊઠીને પથારીમાં બેઠા થઇ ગયા અને ઓશિકા પર જોશભેર થાપટ લગાવીને મોટે ઘાંટે બોલ્યા: "તે કોણે તને એવી બધી ખોળતપાસ કરવા કહ્યું'તું ?"

નિમિની મા બીધી ને જરા પાછળ સરકીને ઊભી. ડોસા મોઢું બગાડી ચેંચયા કરી બોલ્યા: "બાપમા નથી, પચ્ચીસ વરસનો લડધો—ને વળી પાછા ત્રણસો રૂઊઊપિયા...ભારે મોટું માંગું લાવ્યાછ તે !"

બોલી ડોસા પાછા લાંબા થઈને સૂઇ ગયા ને પછી બારણાં તરફ જોઈ ભારે ઘાંટે બોલ્યા: "ખુશીથી દઇ દે તારી દીકરી. મારે તો રકમ આપવી છે તે આપી છૂટીશ. જોઇએ તો અત્તર ઘડી લઈ જા. પછી તું છે ને તારી દીકરી છે. જોઈએ તો દીકરીને પાણીમાં નાખ, ખાડીમાં નાંખ, બળતાંમાં નાંખ, મારું તેમાં કશું ય બગડવાલુંટાવાનું નથી."

નિમિની મા ડોસાનું આ રૌદ્ર રૂપ જોઇ ડરની મારી સરકી ગઇ. પછી ડોસા વહુને સંબોધીને કહેવા લાગ્યા: "બાઈની અક્કલ તો જરા જો ! હું મારી ઝાળે બળું છું, ને મરવા પડયો છું, કાયાનું ઠેકાણું નથી; તે હું જઈને એની દીકરીના વિવાહલગનનાં ચોકડાં ગોઠવું ! પડે ને ખાડમાં !"

રમાએ કશો જવાબ ના દીધો. ફક્ત મનમાં ને મનમાં લગાર હસી.

પણ બીજે દહાડે ડોસાએ પોતે થઇને નિમિની માને બોલાવી ને તદ્દન શાંત, સહજ ભાવે કહ્યું: "માંગું આવ્યું જ છે વહુ દીકરા, તો પછી વે જતું કરવું ઠીક નથી. મહિનો ય પૂરો થવા આવે છે—માંડ અડવાડિયું હવે રહ્યું છે. ઘર ને વર બે ઠીક હોય તો પછી કરી જ નાંખ. શુભં ચ શીઘ્રમ્ !"

પણ નિમિની માએ બારણાં આડેથી મૃદુ સ્વરે કહ્યું: "એ બધું તો થઇ રહેશે. પહેલાં તમે સાજાસમા તો થઇ ઊઠો."

ડોસા હસી પડયા; બોલ્યા: "તું તો ગાંડી થઇછ્ દીકરી! તમે લોકો ધારો છ શું?–હું હવે સારો થવાનો? ના, ના, એવી આશા હવે રાખશો જ નહિ. હવે આ છેલ્લી આખર છે. ને દામોદરજીને એ જ પ્રાર્થના કરું છું કે મને ફરી ઊઠવા જ ના દે. ને ઊઠીને ય શું કરવું'તું વહુ બેટા? ફક્ત ડાઘાજખમ વેઠવાના છે. ના, ના! વહુ, હવે એવી કંઇ પ્રાર્થના કરશો જ ના તમે કોઈ! હવે સમરો ઇશ્વરને તો એટલું કહેજો કે આ કોલસાની વખારમાંથી મારો ઝટપટ છૂટકારો થઈ જાય."

ને વેદનામય નિસાસે ડોસાની છાતી જોરથી કંપી ઊઠી. નિમિની મા મૂગી મૂગી બેસી રહી. થોડુંક થંભી ડોસા બોલ્યા: "ના, ના, વહુ! હવે ઢીલ કરવાપણું નથી. છોકરી રોજરોજ મોટી થતી જાય છે. ને હવે બહુ સંઘરવી ઠીક નથી. બલરામ શું કહે છે? ઘરવર સારાં છે?"

નિમિની માએ કહ્યું: "કહેછ્ તો તેવું જ."

જરા મોટે ઘાંટે ડોસા બોલ્યા: "તે એમ કહે તેમાં શું વળ્યું? એટલું ના ચાલે. બરાબર તપાસ કરવી જોઇએ–ખાનગી મેળે જાણ્ લેવી જોઈએ. આ કંઇ જે તે કામ નથી–દીકરી દેવાની છે! વારુ, તું બળરામને કહેજે એક વાર આવીને મને મળી જાય. આમ તો કલ્યાણપુરમાં બદ્ધાંને જ હું ઓળખું છું. કોનો છોકરો છે તેટલું કહેશે કે સમજી જઇશ. ભલે ત્યારે, બળરામને મોકલજે, સમજી?"

નિમિની મા કબૂલ કરી ચાલી ગઈ.

નમતે પહોરે ડોસા આંખો મીંચી ગુપચૂપ પડયા હતા!–અચાનક માથા પર કોઈનો હાથ લાગતાં ચમકીને બોલી ઊઠયા: "કોણ?"

નિમિ પાસે ઊભેલી તે ખડખડ હસી પડી. ડોસા ગેલતે સાદે બોલ્યા: "ઓહો, આ તો મારી નિમાઇમણિ!"

નિમિએ પૂછયું: "તે આટલા મશગૂલિલ થઇને શાનો વિચાર

કરતાં'તા દાદાજી !"

"તારો જ વિચાર કરતો હતો."

"એ તો તમે હંમેશ જ એકની એક વાત કહો છો. હું જાણું છું તો કોનો વિચાર તમે કરતા'તા, તે !"

"કહે ત્યારે, કોનો વિચાર કરતો'તો ?"

દાદાજીની સામે આંખો મચકાવતી, કટાક્ષ કરતી, પણ જરા શરમાળ-પણે હસતી હસતી નિમિ બોલી: "હું શા સારુ કહું ભૈ ?"

ડોસાના લૂખા હોઠ પર પણ હાસ્યની રેખા પ્રગટ થઈ. હસીને બોલ્યા: "ના, ના, પણ સાચ્ચું કહું છું હોં, સાથે સાથે તારો પણ વિચાર કરતો'તો."

પાસે બેસી જઈ નિમિ બોલી: "મારો શું વિચાર કરતા હતા, દાદાજી ?"

"એમ, કે તું તો જાણે પરણી જવાની. પણ હવે આ ડોસાની શી વલે થશે ? આમ જ પાસે બેસી કોણ મારું માથું પસવારશે, ડીલ પંપાળશે, ને કોની સાથે વાતોચીતો કરીશ ?"

"તે એટલી બધી ફિકર પડતી હોય તો, લગન જ બંધ રાખો ના !"

"તે કંઈ ન બને, નિમાઈમિણિ !"

"બધું ય બને."

ડોસાએ અચરજભેર જોયું તો આ શબ્દો બોલતાં બોલતાં નિમિના વદન પર લજ્જાભરી પણ પાકી મક્કમતા દાખવતી સુરખી ચમકી ગઈ. નિમિએ પૂછયું: "વળી શા વિચારમાં પડ્યા, દાદાજી ?"

આંખો ઉઘાડી ગંભીર નિરાશાભર્યા સ્વરે ડોસા બોલ્યા: "વિચાર કરું છું કે માણસ ધારે કંઈ, ઈશ્વર કરે કંઈ ! સમજી ?"

નિમિ હસીને બોલી: "જરા ય ના સમજી."

સૂનમૂન નજર કરતાં ડોસા બોલ્યા: "મેં તો તે જ ધારેલું, પણ છોકરો માળો–ભારે હરામી, નિમિ ! સાવ નિમકહરામ ! શું કહું, એક વાર

હજુ જો હાથે ચઢી જાય, તો—"

હસીને નિમિ બોલી: "બેચાર ઝપેટા લગાવી દો, એમ જ ને ?"

ગુસ્સાથી ભવાં ચઢાવી ડોસા બોલ્યા: "બેચાર ઝપેટા ? ઊંહું ! અરે મને તો થઇ જાય છે કે એક વાર હાથે ચઢે તો એવી સજા કરું કે ર પણ માળો પાજી, આ ડોસાને ઓળખે ! હરામખોર, અભાગિયો !"

નિમિ બોલી: "તે દાદાજી, આ તમે ગાળો દો છો, ને આ જ વખ એ અહીં આવી પડે, તો ?"

ઘોષાલ ડોસા ફડાફ કરતા બેઠા થઇ ગયા ને બંને હાથે નિમિન એક હાથ દાબીપકડી ભ્રમિત સાદે બોલ્યા: "હેં ? અત્યારે ? ખરેખ આવી પડે ?"

નિમિ હસી પડી. ડોસા આવા અચબુચ ઉશ્કેરાટ પર મનમાં શરમાઈ ઝટપટ પાછા સૂઇ ગયા. નિમિ પંખો લઇને તેમને માથે પવ નાંખવા લાગી.

થોડી વાર આંખો બીડી પડી રહ્યા પછી ડોસાએ બૂમ મારી: "નિમિ!

"કેમ, દાદાજી ?"

"જરા ચલમ પાશે ?"

"ખુશીથી."

"દેને બહેન ત્યારે, ઘણા દહાડાથી દમ નથી માર્યો !"

નિમિએ હોકો, ચલમ, તમાકુ વગેરે શોધી, ભરી તૈયાર કરી આ આપ્યાં. ડોસા ઊઠીને બેઠા થયા અને તેના ભણી જોતા બોલ્યા: " બારસે મહુરત છે. આજે—આજે સાતમ થઇ. ગાળે પાંચ દહાડા છે—પાં શાના, ચાર જ તો ! પણ આ ચાર દહાડા, બહેન મારી, તું મા પાસેથી જતી ના રહેતી, હોં !"

ડોસાનો અવાજ જાણે રુંધાતોગુંગળાતો લાગ્યો. ફિક્કું હસીને નિ બોલી: "બસ્સ, ચાર જ દહાડા ?"

"તને હવે વધારે દહાડા ના રખાય, બહેન !"

નીચે ઢળેલે વદને ખૂબ ગંભીર, દુઃખી, સખ્ખત પણ ઝીણે સાદે નિમિ બોલી: “ખરેખર ના રખાય?”

તેના દુઃખિયારા જેવા, ફિક્કા વદન તરફ ભાળી ડોસા છોભીલે સાદે બોલ્યા: “રખાય......પણ ના, નિમાઈ! નથી પતીજ પડતી ! બધું ચાલે, પણ છોકરીની જાતનાં લગન કર્યાં વિણ ના ચાલે !”

ડોસાએ એક ગંભીર નિસાસો મૂક્યો અને ફરીથી હોકો મોઢે લગાડયો. નિમિ મૂગી મૂગી નીચી મૂંડીએ ઊભી રહી. એકબે દમ માર્યાં પછી ડોસાએ પ્રેમાળ ગદ્દગદ્દ સાદે બૂમ મારી: “નિમિ !”

નિમિએ સજળ આંખે ઊંચું જોયું–ડોસા ભણી જોયું. જોતાં જ તેની આંખોમાંથી બેત્રણ ટીપાં ટપકી પડયાં. ઝટપટ મોઢું ફેરવી લઇ તે ઓરડાની બહાર નીકળી ગઇ. ડોસા પાસેની બારીએ હોકો રાખી નિર્જીવ જેવા સૂઈ ગયા !

★

## ફેંડ !

# ૩૯

ડોસાની સંમતિ મળતાં બળરામે જે માંગું આણ્યું હતું તે પરત્વે નિમિની માને હા જ કહેવી પડી. હવે આજે સાંજે વરપક્ષનાં, છોકરી જોવા માટે આવવાનાં હતાં. બળરામે કહ્યું હતું કે 'છોકરી પસંદ પડે તો તેઓ એકીફેરે ચાંદલા કરીને જ જશે.' નિમિની મા આશાભર હૈયે તે ભલા માણસોની આવવાની વાટ જોઇ રહી હતી. સાંજ પડતાં તેણે છોકરીને સજીસજાવી ઠીકઠાક કરવાની તૈયારી કરી. પણ નિમિએ તો ધમાલ મચાવી મૂકી, ને ટાપટીપઠઠારો કરવાને સાવ ના પાડી. ગુસ્સે થઇને તે બોલી: "આ તો રોજ ને રોજ એ જ ધાંધલ! કેમ, હું તે કોણ છું, તે રોજ રોજ મારે વળી ઠઠારોટાપટીપ કરી જેને તેને ડાચલું બતાવવાનું ?"

કહી નિમિએ તો આકળે હાથે બાંધેલો અંબોડો છોડી નાંખ્યો. મા એ વાત પર ખૂબ ગાજી ઊઠી. તેણે દીકરીને ખૂબ ઠપકારી, તેનાં ફૂટલાં નસીબ પર ખૂબ મેણાં વરસાવ્યાં. નિમિએ પણ માને આકરાં વેણ કહ્યાં. ત્યારે માએ ખૂબ ખીજાઈને તેને વાંસે લપાટ લગાવી દીધી. નિમિ રડતી રડતી દોડીને ઘર બહાર નીકળી, ને છૂટા વાળ, લાલ લાલ આંખો, ને વેરવિખેર ઝથરપથર કપડે ડોસાજીના ઘરમાં દાખલ થઈ.

તેના હાવભાવ દેખાવ જોઇ ડોસા દિંગ થઇ ગયા, ને પૂછવા લાગ્યા: "અરે, આ શું નિમાઈ?"

નિમિનો ગુસ્સો હજુ ઊતર્યો નહોતો. તેણે ભવાં ચડાવ્યાં, હોઠ ફુલાવ્યા, ને ગરદન ડોલાવી થરથર ધ્રૂજતે અવાજે બોલવા લાગી: "તે દાદાજી, આમ રોજરોજ મારે નખરોઠઠેરો કરી જેની ને તેની સામે ઊભા રહેવાનું શેણે? કેમ, મેં એવું તે શું કર્યું છે જે—?"

નિમિથી વધુ બોલાયું નહિ, તે ડૂસકાં ખાતી બે હાથે આંખો ચોળવા લાગી. ડોસા સૂતેલા હતા, તે ઊઠી બેઠા થઈ સ્તબ્ધ, નિસ્પન્દ નજરે ટગર ટગર જોઈ રહ્યા. રમા ત્યાં આવી પૂછવા લાગી: "શું થયું છે?"

નિમિ મોટે સાદે ડૂસકે ડૂસકે રડી ઊઠી. ડોસાએ પૂછ્યું: "તે તને જોવા સારુ આવ્યાછ?"

આંખો પરથી હાથ ખસેડી નિમિ બોલી: "આવવાનાછ્!"

મીઠડું હસી રમા બોલી: "તે તેના પર તે રડવાનું હોય? ભલે ને આવતા!"

નિમિએ ડૂસકતાં ડૂસકતાં જવાબ દીધો: "હાઆ. રોજ રોજ જોવા આવે, ને રોજ રોજ મારે ઠઠેરો કરી જેની તેની સામે—અં! અં! તે હું એવી, હું—"

હૈયું ભરાઇ આવવાથી નિમિથી વાક્ય પૂરું ન થઇ શક્યું. ડોસા બોલ્યા: "તેમાં આટલી રડેછ્ કેમ? તારી મા વઢીલઢી લાગે છે!"

નિમિ બોલી: "હા. ફક્ત વઢીલઢી કેમ,—"

જરા હસીને ડોસા બોલ્યા: "ત્યારે માર માર્યો? હંઅ! ચાલ જોઉં, એ બેટમડીના ડીલમાં કેટલુંક જોર છે વારુ? વહુ, લાવ તો મારી લાકડી!"

રમા બોલી: "પણ તમારાથી ચલાશે, બાબા?"

ડોસા લૂગડાં સરખાં કરતાં સમારતાં બોલ્યા: "જોઉંછ્, લાકડી લઇને આસ્તે આસ્તે જાઉંછ્! નહિ તો પછી...તું સમજે છ્ તો ખરી."

નિમિ ડોકું ધુણાવતી બોલી: "પણ હું તો કેમે કરી નથી જ આવવાની."

ડોસા બોલ્યા: "તું ના આવે તે કેમ ચાલે, બહેન? તે કંઈ

મને જોવા નથી આવતા. તને જોવા આવેછ."

નિમિ બોલી: "તે તેમની ગરજે. મારે શું ?"

ડોસા બોલ્યા: "ફક્ત તેમની ગરજ ન્હોય. તારે ય થોડી ખરીસ્તો. પણવાનું તો તારે છે."

નિમિ બોલી: "તે પણવાનું હોય તો પૈણાય, ને નહિ તો નહિ. હું તો હવે કોઈની સામે ડાચું ધરી ઊભી નથી રહેવાની. બસ, એ જ નક્કી !"

કહી નિમિ દયામણી નજરે રમા તરફ જોઇ રહી બોલી: "વારુ, ને માસીબા, તમે જ કહો જોઉં,........."

પણ વાક્ય પૂરું ન કરતાં નિમિ નીચું જોઇ ગઇ. રમાએ તીક્ષ્ણ દૃષ્ટિએ તેના મુખભાવ લક્ષમાં લેતાં લેતાં માયાળુ અવાજે કહ્યું: "નિમિ !"

નિમિએ એક વાર ઊંચું જોઇ આંખો ઢાળી દીધી. પછી અચણુચ રમાને ગળે વળગી પડી ને તેની છાતીમાં માથું ઢાળી દીધું. તેની આંખોમાંથી ઝરપતાં જળ વડે રમાની છાતી ભીંજાવા લાગી. રમા થોડીક વાર સ્થિર નજરે નિમિનું વદન જોઇ રહી. પછી સસરાજી તરફ ફરી સ્થિરગંભીર સાદે બોલી: "નિમિ ઠીક કહે છે, બાબા ! ઘોષાલ ખાનદાનની વહુ જેની તેની સામે ઊભી ના રહે, બાબા !"

ડોસાની છાતી પર મુદ્‌ગરનો ઘા વાગ્યા જેવું થયું. એ આઘાતે ચીસ જેવે ઊંચે ઘાયલ સાદે તે બૂમ મારી ઊઠ્યા: "વહુ દીકરા !"

રમા મક્કમ સાદે બોલી: "તમે જ્યારે દેવદામોદર સાક્ષીએ એને ચાંદલા જ કર્યા છે, ત્યારે હવે એ તો આપણા જ ઘરની વહુ થઇ—પછી લગનમંતર ભણાયા હોય કે નહિ !"

ઘોષાલડોસા અપલક આંખે રમાના આકરા વદન સામે ટગરટગર જોઇ, કારમી ચીસ પાડી ઊઠ્યા, અને તત્ક્ષણ પથારી પર લેટી પડ્યા. રમાએ દોડી જઈને જોયું, તો તેમનું ભાન જતું રહ્યું હતું—મૂર્ચ્છા આવતી હતી—સાસ ખૂબ જોશભેર ચાલતો હતો, આંખો જાણે બ્હાવરી બની ડોળા ઊંચા ચઢી ગયા હતા ! રમાએ ઝટપટ તેમને આંખેમોઢે પાણીની છાલકો

મારી. નિમિ માથે પવન નાંખવા લાગી.

થોડીક વારે ડોસા કંઈક ઠીકઠાક થયા. રમાએ બૂમ મારી: “બાબા!”

તેના તરફ એક નજર નાંખી ડોસાએ આંખો પાછી બીડી દીધી. નિમિને પવન નાંખતા રહેવાનું કહી રમા બહાર ચાલી ગઈ. એટલા ખાતર કે કોઈક પડોશીને દાકતર તેડવા મોકલે. પણ મોટા દરવાજાની બહાર પગ મૂકતાં મૂકતાંમાં જ બૂમ સંભળાઈ: “ ફોઈબા !”

તે પરિચિત બૂમેઅવાજે રમા ચમકી ઊઠી! ચકિત હરિણી પેઠે તેણે આમતેમ નજર કરતાં જ જોયું તો હાથમાં જોડા, બગલમાં છત્તર, ને જાંઘ સુધી કાદવ—એવા વિચિત્ર રૂપે ક્ષેત્રનાથ સામે ઊભેલો હતો!

વિહ્વળ સાદે રમા બોલી ઊઠી: “તું આવ્યો રે, ખેતિયા!”

હાથમાંના જોડા જમીન પર ફેંકી છત્રીના હાથા વડે પગનો કાદવ લૂછતો લૂછતો ક્ષેત્રનાથ બોલ્યો: “આવ્યો તે શું, ફોઈબા? ના આવું તો ત્યાં રહેવાત કે મારાથી? અરે પણ બાપ! કાદવ તો કાદવ! અમ્મર તપો રે મારી જનની જન્મભૂમિ?”

પછી ફોઈબાના ચહેરા તરફ જોઈ પૂછવા લાગ્યો: “પણ અત્યારે આમ દોડાદોડી કરી કયાં જાઓછ?”

રમા વ્યાકુળ સાદે બોલી: “દાકતર તેડવા જનારું કોઈ માણસ શોધવા. બાબા હવે બચે તેમ નથી, ખેતા!”

રમાની આંખોમાંથી ટપટપ આંસુ ટપકયાં. ક્ષેત્રનાથ આકળો બનતો બોલ્યો: “વાહ વાહ! તે શું હું આ વીસ કોસ ખુંદી દોડતો આવ્યો તે કંઈ ડોસાને બાળવા માટે? તમે તો ગાંડાં થયાંછ ફોઈબા!”

રમા બોલી: “ના, ના, ખેતા! બાબા ખરેખર બહુ જ માંદા છે!”

“તે પડે ને માંદા! માંદા પડે તેથી શું લોક મરી જ જાયછ, બચતા નથી? ચાલો, ચાલો, જોઉં ને, કેવીક માંદગી છે તે!”

રમાને હડસેલીઠેલી ક્ષેત્રનાથ ઘરની અંદર દાખલ થયો. રમા પણ

તેની પાછળ પાછળ અંદર પેઠી.

ક્ષેત્રનાથે ત્રણ છલંગે ચોક વટાવ્યો, ઓટલી પર ચઢયો અને ચીસાડો પાડતો બોલ્યો: "દાદા મશાય!"

ડોસા તે વેળા ઠીક ઠીક સ્વસ્થ થયા હતા, તેમણે બૂમ સાંભળીને વીજળી પડી હોય તેમ ઝટપટ માથું ઊંચું કર્યું. એકી છલાંગે ક્ષેત્રનાથ ઓરડામાં પેઠો ને બોલ્યો: "આ ધાંધલ શી માંડી છે, દાદામશાય? હું દમ ખાયા વિના દોટંદોટા કરતો આવ્યો ને તમે તો મરવા લંબાવો છો! ખરી રે તમારી અક્કલ!"

ડોસાએ માથું ઓશિકે રાખી આંખો બીડી દીધી. ક્ષેત્રનાથ ખૂબ જોશભર્યા અવાજે બોલવા લાગ્યો: "તે એ બધું મરવાબળવાનું બાજુએ રાખજો. હું હવે આવ્યો જ છું, તે તમારે જીવવું પડશે–ને ફર જીવવું પડશે!"

ઓશિકેથી સહેજ માથું ઊંચકી ભારે સાદે ડોસા બોલ્યા: "કેમ વારુ બાબુજી, હું કંઈ આપના બાપાનો ચાકરનફર છું, કે મારા પર હુકમ ચલાવવા પધાર્યા છો?"

માથું ધુણાવી ક્ષેત્રનાથ બોલ્યો: "ના, ત્યારે હું તમારો ચાકર છું, તે તમારે ખાતર આવા ભરભર વરસાદમાં વીસ કોશ કાદવ ખુંદી દોડતો આવ્યો છું. હવે ઊઠોછ કે નહિ, બોલી દો તો! પકડ તો નિમિ, ડોસાનું માથું, ને હું પકડુંછ એ હાથ!"

નિમિ મોં ફેરવી નાંખી કુંઊંઊં કરતી ખડખડ હસી પડી! ઘોષાલ ડોસા ઝટપટ બેઠા થઇ ગયા અને હસીને ગાજ્યા: "પહોંચ્યું બેતિયા! બુઢ્ઢા પર વરસાવ્યું છે તેટલું જ બહુ છે–હવે વધારે જોર નથી જોવું તારું!"—પછી રમા તરફ ફરી હસીને બોલ્યા: "જોયછ ને વહુ બેટા! મોટો જોરવાળો આવ્યો છે! કહે છે મરવાની મનાઇ છે. મોત આવશે ત્યારે જાણે પકડી રાખવાનો હતો!"

રમાએ હસવું જેમ તેમ દાબી રાખ્યું. ક્ષેત્રનાથ હાથ પર હાથ ઠોકી ફડાકો બોલાવતો બોલ્યો: "હા, હા, પકડી રાખીશ, પકડી રાખીશ. જોઉં,

મરી જુઓ ને હમણાં!"

આનંદથી ખડખડ હસી માથું ધુણાવતાં ધુણાવતાં ડોસા બોલ્યાઃ "ખરે જ વહુ બેટા! આ પાળીએ તો કંઈ મરાયુંબરાયું નહિ! હું જાણતો'તો જ તે, કે છોકરો આવશે કે કંઇ ધાંધલધમાલ કર્યા વિના રહેવાનો નહિ. હશે, જેવી શ્રીપ્રભુની ઇચ્છા!"

ક્ષેત્રનાથ ડગલો કાઢતાં કાઢતાં બોલ્યોઃ "ઇચ્છા તો તેની જ ચાલેછ, કંઈ શંકા નથી, દાદાજી! નહિ તો હું આટલી દોડાદોડ કરી આખરે પાછો તમારા કબજામાં રહેવા આવું શાણે? પણ જોયું કેની, આ સંસારમાં સ્વતંત્ર રહેવાનો મોખ જ નથી!"

ગંભીર ભાવે હસતાં હસતાં ડોસા બોલ્યાઃ "ક્યાંથી મોખ હોય? સંસાર સારો **પરાધીન** છે, ને તે મહામાયાના કબજામાં છે. તેમાંથી છૂટવાછટકવાની બારી જ ક્યાં છે? કેમ બોલી નહિ, વહુ દીકરા? તેમ હોત તો નિમિના લગન કરી ક્યારનો કાશી ના ભાગી ગયો હોત, હું?"

રમા હરખઘેલા સાદે બોલીઃ "હવે કોઇને ય ભાગવાની જરૂર નથી, બાબા! હવે એ એના ચાર હાથ એક કરી દો."

માથું ધુણાવી ડોસા બોલ્યાઃ "તું તો ગાંડી થઇ છે, વહુ! આ ખેતાની સાથે ચાર હાથ? એ તો ભેમ્મો છે, એને ક્યાં હવે નાતજાત રહીછ?"

ક્ષેત્રનાથે હસીને જવાબ દીધોઃ "જાત પણ છે ને નાત પણ છે, દાદાજી! જાઉં જાઉં તો થઈ'તી, પણ જુઓ, રીતસર માથું મૂડાવી પ્રાશ્ચત કરી ઘરનો દીકરો ઘેરે આવ્યો છે."

ઘોષાલ ડોસા હસી પડયા. બોલ્યાઃ "ઠીક થયું. જેવાં કરમ તેવાં ફળ! મારી મીઠડી નિમાઇને તરછોડી પેલી ભેમ્મો છોકરીની પાછળ દોડયો! તેનું ફળ ઠીક મળ્યું, કેમ નિમાઇ?"

નિમિ જવાબ દે તે પહેલાં જ ચોકમાંથી નિમિની માએ ઊંચે સાદે બૂમ મારીઃ "નિ......મિ!"

ડોસાએ બારણુંમાંથી જરા ડોકિયું કરી હાસ્યરેલતે કંઠે કહ્યુંઃ "કોણ,

વહુ આવ્યાં છો ? જો, અલિ વહુ ! હું તને સોબસો ગાળ ભાંડયા વિના છોડવાનો નથી. રામતારણ ઘોષાલની પોતરાવહુ, તેના ડીલ પર તું હાથ ઊંચકે ? એટલે તું સમજેછ શું ?"

તે પછી રમા તરફ જોઈ બોલ્યા: "જાઓ તો વહુ દીકરા, એ અક્કલની ગધલીને જરા સમજણ પાડો કે કેવું ખોટાણું કરી નાંખ્યું છે એણે."

ડોસાની વાત પર નિમિની મા છોભીલી પડી અચરજ પામી ડઘાઈને ઊભી રહી. રમા હસતી હસતી ગઈ અને તેને તાણીને ઉંબરા પર લઈ આવી. ક્ષેત્રનાથે દોડી જઈ માશીબાને ચરણે પડી પ્રણામ કર્યા.

હર્ષઘેલડે કંઠે નિમિની મા બોલી ઊઠી: "હેંએએ ? ખેતુ, આવી પહોંચ્યો ?"

ક્ષેત્રનાથ બોલ્યો: "ના આવું તો કેમ થાય, માશીબા ? પેલો તમારો ઘડો ગીરો મૂકાવી આઠ દોઢિયા લીધેલા તે દેવું હજુ ચૂકવવાનું છે ને !"

રમા હસીને બોલી: "હંઅ, તે દેવું ચૂકવવા આવ્યોછ ખરું ને ?"

ક્ષેત્રનાથ બોલ્યો: "હા, પણ પાસે દમડી તો એક નથી. આઠ સવાકા સાટે નિમિનો ભાર લેવાથી ચૂકતે થતું હોય તો વળી થાય."

બનાવટી ગુસ્સાભર્યા અવાજે ડોસા બોલી ઊઠયા: "શુંઉંઉંઉં, મારી નિમાઈમણિ સાટે આઠ સવાકા ? તે ખબર છે, ખેતિયા, હજુ ય કલ્યાણ-પુરના આકુલિ દેવાઈ નથી ગયા !"

તે પછી નિમિ તરફ ફરીને બોલ્યા: "આવ તો મારી નિમાઈ, જોઉં, તારી કિંમત કેટલીછ ?"

બોલી તેઓ નિમિને પકડવા ગયા. પણ નિમિ હાથમાં ન આવી. મોઢે પાલવ દાબતીદાબતી તે દોડીને બહાર નાઠી. ઘોષાલ ડોસા 'પકડ, પકડ' કરતા હસી પડયા. નિમિ જોરથી નાઠી. ને બધાના પ્રફુલ્લ હાસ્ય-ધ્વનિથી આખું ઘર ગાજીચમકી ઊઠયું !

* * * * * * * * * *

ગોવર્ધન દાસની દીકરી તુળસી ઓગણીસ વરસની વયે વિધવા થ
ને પછી તેણે કંઠીબદલો (પુનર્લગ્ન) કરી પોતાનો ભાર વિધુર છિદામ દાસન
ઉપર નાખ્યો, ત્યારે એને સમણે ય ખ્યાલ ન હતો, કે છિદામ દાસ સા
દગો દેશે, અને વરસેકમાં જ, પંડે તુળસીનો ભાર ખમવો તો બાજુએ
રહ્યો, પણ ઉલટો પોતાના ત્રણ વરસના દીકરાનો બોજો તુળસીને માથે
ઝીંકી ક્રૂર હાથતાળી આપી પરલોકને પંથે ભાગી જશે! એટલે છિદામન
આવા અચબુચ પરલોકવાસથી તુળસી શોકઘેલી તો બની, પણ તેથી
વધારે દુઃખશોક તો છિદામ પોતાના પર જે વધારાનો બોજો પધરાવ
ગયો તેના વડે તેને થયો. છિદામ રસ્તામાં ભજન કરી ભીખ માંગી પૂરુ
કરતો. મરણકાળે તે સાડાસાત રૂપિયાની દોલત મૂકી ગયો, તે આખી
ઉત્તરક્રિયામાં પૂરી થઈ ગઇ. એટલે તેનાં સરાધાદિમાંથી પરવારી બેચા
પિત્તળકાંસાના વાસણકુસણ, એકાદ પતરાની ભાંગલીતૂટલી પેટી અને
એકતારો તથા ગોપીને લઈ તુળસી બાપને ઘેર–પિયેરિયે આવી રહી.

બાપને ઘેર હતું તો કોઇ નહિ; ફક્ત એક જૂનુપુરાણું અસલી ઘ
જમીન પર ભાંગુંતૂટું ઊભું હતું. તે ય પડુંપડું તો હતું જ. છતાં તુળસીએ
તેને જ ખોળે આશરો લીધો. પણ ગુજારો શી રીતે ચલાવવો, તે તે
બહુ બહુ વિચારવા છતાં ય તેને સૂઝયું નહિ.

લોચન દાસ–બાપનો સગો કાકો–કહેઃ "તું તારે ફરી કંઇ કંઠીબદલે
(લગન) કરી નાંખ, તુળસી!"

તુળસી બોલીઃ "પણ છોકરાનું શું થાય?"

લોચને કહ્યુંઃ "કયાંક સોંપણ કરી દે."

ફિક્કે ચહેરે તુળસી બોલીઃ "લે કોણ?"

લોચને કહ્યુંઃ "બીજું તે કોણ લે? પણ સોનાપુરના અખાડામાં રાખી આવ વળી."

તુળસીએ મૂગા મૂગા લાંબો નિસાસો મૂકયો. લોચન તેના મનનો ભાવ જાણી જઇ–કલ્પી જઇ ગંભીર ભાવે બોલ્યોઃ "વિમાસણ કરીને શું કરીશ, તુળસી? બધી ય તે શ્રી ભગવાનની ઇચ્છા છે! ને છોકરો ય ક્યાં ને તારો પેટનો પોતીકો છે?"

ચળકચળક થતી આંખે તુળસી કોમળ સાદે બોલીઃ "ઠીક છે, જોઉં છું."

લોચને કહ્યુંઃ "ઠીક, વિચાર કરી જો. ઉગમણા મહોલ્લાનો પેલો ...રાણ જુવાનિયો મારી પાછળ પડેલો છે. પણ છોકરાનો બોજો લેવા તે ...યાર નથી. ને સાવ પારકા છોકરાનો ભાર–તે લે ય કોણ, કહે વારુ?"

તુળસી મૂગી મૂગી વિચાર કરવા લાગી. લોચન ડોકું ધુણાવી ...ાગણીભર્યા સાદે બોલ્યોઃ "ઇશ્વરની ઇચ્છા કોઇથી ઉથામાતી નથી, ...ળસી! હવે નાહક જુદો વિચાર ના રાખીશ. છોકરો તારાથી પંડેજાતે ...ા મૂકી અવાય તો મને કહેજે, હું મૂકી આવીશ. ગોરધનની દીકરી તું–તારું ...મ તો કરવું જ જોઇએ ના મારે! પારકા બોજે વેઠીખમીને તું હેરાન ...ાય એ મારાથી કેમ દેખ્યું જાય? શ્રી હરિ! શ્રી હરિ! તું જ ...નદયાળો છે!"

તુળસીને વિચાર કરી જોવાની તક આપી લોચન દાસ શ્રી હરિનામનું ...ટણ કરતો કરતો વિદાય થયો.

જરાક વિચાર કરી તુળસીએ બૂમ મારીઃ "ગોપી......"

આંગણામાં એક પડખે કાદવ, કંઇ પવાલાંડબ્બી ને પાંદડાં વગેરે ...ઈ ગોપી રમતો હતો. તુળસીની બૂમે તેણે ફરીને જોયું. તુળસીએ ફરી ...હ્યુંઃ "અહીં આવ."

ગોપી રમત છોડી ધીમે ધીમે તુળસી પાસે આવી ઊભો રહ્યો. તેના ચહેરા તરફ આકરી–કરડી આંખે તાકી જોઇ તુળસી પૂછવા લાગી: "ડીલે આટલો કાદવ કેમ લપેડયોછ !"

પોતાના કાદવરંગ્યા દેહ પર એક નજર નાંખી–દૃષ્ટિ ફેરવી ગોપી જાણે શંકાભર્યાં સાદે બોલ્યો: "ટાદો !"

લૂખે સાદે તુળસી બોલી: "હા, કાદવ. કાદવના લપેડા કરી ભૂતડું બન્યોછ !"

ગોપી નીચી નજરે ડરતોબીતો પોતાના ખરડાયલા હાથ વડે શરીર પરનો કાદવ ધીમે ધીમે લૂછવા લાગ્યો. તુળસી બોલી: "સોનાપુરને અખાડે જઈને રહીશ ?"

ગોપી કશુંય સમજતો નહોતો, કે અખાડો એટલે શું ને સોનાપુર એટલે શું, પણ તોયે તેણે તો સંમતિસૂચક ડોકી ધુણાવી.

તુળસી બોલી: "તે તારે એકલા રહેવું પડશે, હોં ! હું નહિ આવું."

ગોપી તેના તરફ જોઇ ડોકી ધુણાવી બોલ્યો: "ઉં ને ડાઉં ટુસીમા !"

છિદામ વહુને તુળસી કહી બોલાવતો. તે સાંભળી ગોપી ટુસીમા બોલતાં શીખ્યો હતો. તુળસી તેનો જવાબ સાંભળી ગંભીરભાવે બોલી: "નહિ જશે, તો અહીં ખાશે શું ?"

ગોપીએ જવાબ દીધો: "ડાઇશિ."

તુળસીને હસવું આવ્યું, પણ તે દાબીને તે પૂછવા લાગી: "શું ડાશે ? મારું માથું ?"

ગોપીએ ડોકું ધુણાવી તે બાબતમાં ય પોતાની સંમતિ જણાવી. તુળસી સાવ ગંભીર ચહેરો કરી બોલી: "તે ખાયસ્તો તું, તારો બાપ તો મારું માથું એક વાર ભરખી ગયો, ને હવે તું ખાજે ! પછી મારે ફિકર શી બીજી ?"

તે ફિકરબીકરની વાત ગોપી કંઈ સમજ્યો નહિ. તે તો ફક્ત ટુસી-

માના ચહેરા પર ગુસ્સા જેવું જોઈ તે તરફ દયામણી નજરે ભાળી રહ્યો. પરિણામે તુળસીના વદન પરનું ગાંભીર્ય પણ ઊડી ગયું અને એક પ્રકારનું રાંકપણું તેના વદન પર છવાઇ ગયું. એક ગંભીર નિસાસો મૂકી નિરાશાભરપૂર સાદે તે બોલી: "બીજો કશો રસ્તો નથી, ગોપી! તને ય શું ખવડાવું, ને હું ય શું ખાઉં? કોણ આપણને ખાવા આપે, ભૈ?"

ટુસીમાના અવાજમાં કોમળતાની છાયા જોઇ ગોપીને હિંમત આવી. તે જરા હરખાતે સાદે બોલ્યો: "દાવા આપે!"

તુળસી બોલી: "કોણ ખાવા આપે ગોપી? ભગવાન સિવાય ખવડાવવાવાળું બીજું કોઇ જ નથી!"

નાનકડું માથું ડોલાવતો ગોપી બોલ્યો: "દવડાવે ટુસીમા!"

બાળકની અર્થવિહોણી ઉક્તિમાંથી ય તુળસીને જાણે કંઇ આધારશ્રદ્ધા પ્રગટતી લાગી. તે પણ ખીલતે સાદે બોલી ઊઠી: "ખરું કહેછ તું ગોપી! નોધારાનો આધાર ભગવાનસ્તો! જીભ આપી છે, તે ચાવણું દેશે! ના, ગોપી, તને ક્યાં ય નથી જવા દેવાની હું. કેએએમ?"

તુળસીના વદનમાં—આંખોમાં પ્રેમની કુમાશ ઝળકી ઊઠી. ગોપી હરખઘેલો બનીને ગેલતો 'ટુસીમા' બોલતો તુળસીને ભેટવા દોડયો. પણ તેના હાથ પરનો કિચ્ચડ પોતાને લૂગડે અડતાં જ તુળસી એકદમ કડક બની ગઇ અને તેને ઠેલી ખીજવાટભેર બોલી: "ઊંહ! જો, ચોખ્ખું લૂગડું કિચ્ચડે લપેડયું! નઠારો છોકરો!"

એટલું બોલી તુળસીએ તેના તરફ ગુસ્સાભરી આંખે જોતાં જ ગોપી ડરીને પાછળ હટી ઊભો, અને તેનું હરખપ્રફુલ્લ મુખડું ક્ષણ વારમાં કાળુંઝાંખું પડી ગયું. તુળસી થોડીક ક્ષણ તેના વદન તરફ એકીટસે જોઇ રહી ગંભીર સાદે બોલી: "જો આ, મારું લૂગડું બગાડયું ને!"

બીધેલે સાદે ગોપી બોલ્યો: "અવે નઈ બડાડું, ટુસીમા!"

તેની બંને આંખો ભીની થતી લાગી. તુળસી જરા કડક સ્વરે બોલી:

"નહિ બગાડે ?"

"ના, ડુસીમા, ના !" કહી ગોપી રડી પડયો. તુળસી તેના આંસુ-રેલ્યા મુખ તરફ થોડી વાર જોઇ રહી ને પછી બંને હાથ પહોળા કરી તેને ખેંચી લઈ બચ્ચીઓ કરવા લાગી !

[ ૨ ]

મહિનાકમાં તો, એક પછી એક, રાચરચીલું ને ઘરવાખરાની ઘણી ચીજો ગીરો મૂકાવા લાગી, એટલે તુળસી ભવિષ્યની ચિંતામાં અકળાવા લાગી. કંઈ પણ રસ્તો ન કરે તો આમ થાળી ને ઘડા ને વાટકા વેચી કંઇ ઝાઝા દિ ચાલે નહિ, એ તે બરાબર સમજી; પણ ત્યારે ઉપાય શું કરવો તે ય તેને સૂઝતું નહોતું. ફરી લગન કરવાની બહુ મરજી થતી નહોતી, તો પણ પેટને ખાતર તે કબૂલ્યા વિના છૂટકો નહોતો. પણ તે કબૂલતાં ય મુસીબતનો આરો નહોતો આવતો. કેમકે તેના ગુજરાનનો ભાર લેવા તો ઘણા ય તૈયાર હતા; પણ છોકરાનો બોજો માથે લેવા કોઇ જ તૈયાર નહોતું થતું. ને બીજી બાજુ છોકરાને છોડી દેવાની, બીજે મોકલવાની મરજી તુળસીને નહોતી થતી. અખાડાઓમાં નમાયાનબાપા છોકરાંઓ ઊછરતાં ખરા, પણ ત્યાં બેદરકારીગેરકાળજીમાં છોકરાં ઊછરે છે તેની પાકી જાણ તુળસીને હતી; એટલે લોચનદાદાનાં આવરોશીખામણ ભારે હતાં તો ય ગોપીને ત્યાં મોકલી દેતાં તુળસીનો જીવ ચાલતો નહોતો.

આ બાજુ પરાણુ વેરાગી જરાક આશા બંધાતાં અવારનવાર તેને ટકોરવા લાગ્યો. તેનું માંગું તુળસી ઠેલીઇન્કારી તો નહોતી કાઢતી. પણ સાથે પાકો જવાબ પણ નહોતી દઈ શકતી. છોકરાનો કંઈ ચોક્કસ રસ્તો કર્યા સિવાય એ પોતે પોતાના ભવિષ્યનું બંધારણ કેવી રીતે બાંધે ?

પણ પરાણુને આવી ડામાડોળ દશામાં નહોતું રહેવું. તેણે એક દહાડો આવીને પાકું નક્કી કરવા તુળસી કને જીદ જ લીધી. તુળસીથી પાકી સંમતિ આપવા બન્યું નહિ. તે બોલી: "થોડા દહાડા જવા

દે ના, વૈરાગી ?”

પણ આ સધિયારાથી ન સંતોખાતાં પરાણે કહ્યું: “ના મારે તો દહાડા કપરા જાય છે ભઇ!”

તેના ચહેરા તરફ એકદમ સીધી નજર નાંખી મૃદુ હસતી તુળસી બોલી: “પણ ગભરાવા જેવું કંઇ નથી, વૈરાગી. હું તમને જૂઠી આશા નથી આપતી.”

પરાણ બોલ્યો: “તે જૂઠી આશા નથી આપતી, તો પછી નાહક આજકાલ કર્યે ફાયદો શો ?”

તુળસી બોલી: “લાભ તો કશો ય નથી.”

પરાણ કહે: “લાભ કશો નથી, તો પછી મારાથી તો હવે ઢીલ નહિ ખમાય.”

તુળસી બોલી: “તે હું ય કંઇ ઢીલ કરવાનું નથી કહેતી, પણ—”

પરાણ બોલ્યો: “પણ ત્યારે શું કરવું છે તે કહી દે.”

તુળસી બોલી: “કહ્યું તો ખરું, છોકરાને ય સાથે રાખવાનું કરો.”

નીચું જોતો જોતો પરાણ ગંભીર ભાવે બોલ્યો: “પણ મેં તો તે કહી જ દીધું ને, તુળસી, કે પારકા છૈયાનો બોજ ખમવાની મારામાં તાકાત નથી.”

તુળસી જરા ચુપ રહી ધીમે ધીમે બોલી: “પણ ધારોને, કે મારો પોતીકો જ એક દીકરો હોત તો ?”

ડોકી ધુણાવતો ધુણાવતો પરાણ બોલ્યો: “એ વાત જુદી છે. પણ કંઇ છિદામ દાસના છોકરાને પોષવાનો ટોપલો મારાથી માથે નહિ લેવાય.”

જરા ગુસ્સાભેર તુળસી બોલી: “તે નહિ લેવાય તો ના લ્યો. હું કંઇ તે ખાતર તમને હાથેપગે નથી લાગતી.”

ફિક્કે ચહેરે પરાણ બોલ્યો: “તું એમ ગુસ્સે ના થા, તુળસી. મારી હાલત તો તું જાણે છે!”

તુળસી બોલી: "એક ત્રણ વરસના ચેલકાનું પોષણ કરવા જોગી જેની આય નથી, તેને ત્યારે લગન કરવાનો એટલો અભખરોઓરિયો ય શા સારુ?"

ગુસ્સાથી રતુમડા બનેલા તેના વદન તરફ એક રાંકડી નજર નાંખી પરાણ નિસાસો નાંખતો બોલ્યો: "એમ તો બટુકજીને ય તે ચાંદો પકડવાનું મન તો થાય જ ને?"

મોં ફેરવી લઈ તુળસી મૂંગી બેઠી. પરાણ ઊઠીને ઊભો થયો ને દિલગીર સાદે બોલ્યો: "ત્યારે આખરે વાત આ જ રહી?"

"શી વાત?"

"કે છોકરાનો ભાર ના લઉં, તો—"

વાક્ય અધૂરું જ રાખી પરાણ ઉત્સુક દૃષ્ટિએ તુળસી સામે જોઇ રહ્યો. તુળસીએ કશો જવાબ ના દીધો. પરાણ આસ્તે આસ્તે ચાલ્યો ગયો.

ગોપી આવીને બોલ્યો: "કુ ઠછે ટુસીમા?"

"કપાળ મારું!"—કહી દાંત ભીડતી તુળસી અંદર ચાલી ગઇ.

તે દિવસે ઘરમાં ચોખા ય નહોતા—નાણું ય નહોતું. તુળસી અંદરના ઓરડામાં ઊભી રહી વિચાર કરવા લાગી. થોડી વાર વિમાસ્યા પછી એક મોટો ઘડો લઈ તે વેણીવહુ પાસે ગઇ. વેણીવહુ થોડુંક ધીરધારું કરતી હતી. ઘડા—ગોળા કે સોનાચાંદીની નાનકડી જણસો વગેરે પર થોડા થોડા રૂપિયાનું ધીરાણ કરતી. તુળસીએ ઘડા પર આઠ આના માંગતાં વેણીવહુ એ ઘડાને આમતેમ ફેરવીહેરવી તેનું વજન આશરે કલ્પી જોતાં બોલી: "આઠ આના તો નહિ મળે ભઇ, પિત્તળકાંસાનો આજે ભાવ જ ક્યાં બળ્યો છે? બહુ બહુ તો ચાર આના દઉં."

તુળસી બોલી: "પણ ચાર આને ચાલે તેવું નથી, માશી. ચાર આનાના તો ચોખા જ લેવા પડશે. પછી કંઇ મરચું છે, તેલ છે—"

માશી જરા કંટાળાખીજવાટથી બોલી: "તે તારે ના ચાલે એ

જોવાનું કંઇ મારું કામ ન હોય ! ને તેમ છતાં વળી તારી પાછી છોડાવી જવા જેવી આશા રહેતી હોય તો વળી બે પૈસા વધારે આપી શકત. પણ તારાથી તો કંઈ નાણું ભરી છૂટકારો કરાવાનો નથી. મારે તો કંસારાને બોલાવી ભંગાર તરીકે ગમે તેવી કિંમતે જ બધો નિકાલ કરવો પડવાનો છે !"

તુળસી નીચી મૂડીએ બેસી રહી.

વેણીવહુ બોલી: "તારો આટલો આગ્રહ છે, તો જા વળી, ચાર પૈસા વધારે આપીશ. પણ બાઈ મારી, આવું બધું કાંસાપિત્તળ મારી પાસે લાવીશ માં, કહી દઉં છું. કંઇ સોનાચાંદી જેવું હોય તો જ લાવજે."

તુળસીને મનમાં તો થઈ ગયું કે માશીના હાથમાંથી ઘડો છીનવી લઈ પોતે ચાલતી પકડે. ને કેવળ પોતીકી વાત હોત, તો કદાચ તેવું જ કરત. પણ છોકરો ય પડ્યો'તો ને ! ગામમાં એવો કોઇ બીજો શાહુકાર નહોતો, જે ઘડાવાટકા રાખી પૈસા ધીરે. નછૂટકે વેણીવહુની વાત પર મૂગે મોઢે નમતું આપવું જ પડ્યું અને અઢી રૂપૈયાના ઘડા પર પાંચ આના દામ લઈ તુળસી ત્યાંથી નીકળી.

રસ્તે ચાલતાંચાલતાં આવી બધી હીણપતની વાતો મનમાં વિચારતાં-વિમાસતાં તુળસીએ મનમાં એક નક્કી ગાંઠ બાંધી, અને ઘેર ન જતાં સીધી લોચન દાસને ઘેરે જ ગઈ, ને કહેવા લાગી: "ગોપીને કાલે અખાડે મૂકી આવશો, દાદાજી?"

પોતાની ઝીણી, નબળી આંખોને બને તેટલી સંકોરી સતેજ કરી લોચન દાસે તુળસી સામે થોડી વાર જોયા કીધું; તો ત્યાં તેણે પાકી દઢતા સિવાય બીજો કશો–ડામાડોળપણાનો જરા ય ભાવ ન જોયો. ત્યારે ડોસાએ બોખે મોઢે હસી હસીને હરખાતે સાદે કહ્યું: "ખુશીથી મૂકી આવીશ, બેટા ! તું કંઇ મારે પારકી છે, તુળસી ? મેં તો તને પહેલેથી જ કહ્યું'તું ! ભલે, ભલે ! શ્રી હરિની ઇચ્છાથી હવે તને ડહાપણ સૂઝયું જ છે તો–જો ને, કાલે તો મારે જરા કામ છે, એટલે—"

તેમને અટકાવી તુળસી બોલી: "તે કામબામ બધું ય થયાં કરશે.

કાલે જ મૂકી આવજો."

લોચન બોલ્યો: "ભલે, ભલે. તેમ કરીશું. સવારે નાહીધોઈ પૂજા-પાતરી પતાવી–બહુ આઘું ય તે કયાં છે વારુ,–જમવાખાવાનું બધું મૂકી આવીને પછી જ કરીશ!"

તુળસી બીજું એક પણ વાકય ન બોલતાં ઝપાટાભેર ત્યાંથી ચાલી ગઈ.

[૩]

પણ તે દહાડે તુળસીને મોડી રાત સુધી ઊંઘ ન આવી. લગભગ દોઢેક વરસથી છોકરો પોતા પાસે રહ્યો છે, પણ કાલથી હવે તે નહિ રહે. કાલથી પોતે સ્વતંત્ર બનશે! આ નાનો સરખો છોકરો પોતાને એક જાતનાં બંધમાં બાંધી રાખતો હતો, પણ કાલથી હવે તે બંધ જ નહિ રહે, કાલથી પોતાને જેમ કરવું હશે તેમ કરી શકાશે. ગોપી કંઈ કેવળ તેને કંઠીબદલ (લગન) બાબતમાં જ આડખીલી થઇ પડયો હતો, એમ નહોતું. એને ખાતર મરજી વિરુદ્ધનું ઘણું ય પોતાને કરવું પડતું હતું. ઘરમાં ધાનચોખા ન હોય. તુળસી વિચારે: બળ્યું, હું તો કોઇની પાસે હાથ ધરવા જવાની નથી. ગમે તે રીતે સમો વીતી જશે. પણ આવા આવા તેના વિચારસંકલ્પ ગોપી ઢીલાધબ્બ કરી નાંખતો. તે આવીને ફિક્કે વીલે મોઢે ભૂખ્યું, ખાલી પેટ બતાવે એટલે તુળસીથી ટરાતું નહિ. શેરઅચ્છેર ચોખા ખાતર પારકાં-ઓને ઘેર હાથ ધરવા જવાની હીણપત સ્વીકારી લેવી પડતી. અભાગિયે છોકરે માને ખાધી, બાપને ખાધો, તો ય તે તેની ભૂખ જાણે શમતી નહોતી –સવારે પડે ને બિછાનામાંથી ખાઉં ખાઉં કરતો જ ઊઠતો; બોલતો: "ઠું ઠાઉં ટુસીમા?" નછૂટકે તુળસીને સવારના પહોરમાં જ તેને માટે કંઇક ખાવા જેગું તૈયાર રાખી મૂકવું પડતું. ને ન રાખે તો તેની રડારોળથી ત્રાસી ત્રાસી જવાનું થતું. એ છોકરો જ મહા આફત રૂપ હતો! પંચાત ઓછી. કાલે એને વિદાય કરી દીધો કે પછી કોઇ જાતની ખટપટ નહિ! પછી તુળસી કંઠીબદલ કરે યા ન કરે, ગમે તે રીતે પેટગુજારો કરી શકે. ને

ના કરી શકે, તો ઉપવાસલાંઘણે મર્યાનું ય ક્યાં બહુ દુઃખ હતું ?

પડખે જ સૂઈ ને ગોપી નિરાંતે ઊંઘતો હતો. અચાનક તે, ઘણું કરી કોઇ સમણું જોઈ ને, ઊંઘમાં જ રડી ઊઠ્યો ! તુળસીએ ઝટપટ ઊઠી દીવો ચેતાવ્યો, ને તેને વાંસા પર ધીરે ધીરે થાબડી ફરી ઊંઘાડી દીધો. આ ય કંઈ ઓછું દુઃખ હતું ? રાતે પૂરું પાધરું નચિંતે ઊંઘવા ય ના મળે. તે વેળા શરદીતાવે ત્રણ દહાડા કેટલી બધી હેરાનગતિ ભોગવવી પડેલી ! ત્રણ રાત મટકું ય નહોતું મારવા મળ્યું ! બસ, હવે આવતી કાલથી નિરાંતે ઊંઘવાનું મળશે.

પચ્ચણ–કાલે છોકરો રાતે સમણામાં રડી ઊઠશે, તો તેને થાબડી-થુબડી ઉંઘાડશે કોણ ! ને ઊંઘ ઊડી જતાં બિછાનું ફંફોસી ખાંખાંખોળા કરતાં ટુસી મા ટુસી મા કરી તે રડી પડશે...ત્યારે...?

તુળસીએ ઝટપટ દીવો ઘેર કર્યો અને પડખું ફેરવી સૂઇ ગઈ.

સવારે ઊઠીને તુળસીએ ઝટપટ રસોઇ શરૂ કરી દીધી. કંઇ ખવડા-વ્યાજમાડયા વિના તે મોકલાય ? ગોપીને દાળભાત બહુ ભાવતાં, પણ રોજ તો કંઇ દાળ મળતીબળતી નહિ. આજે તુળસી એક પૈસાની મસુરની દાળ લઇ આવી, ને તે ઓરી. ગોપી ચૂલાપડખે ઊભો રહી પૂછવા લાગ્યોઃ "ડા ટરી, ટૂસીમા ?"

તુળસી બોલીઃ "હા, તારે ખાવા."

"મારે ઠાવા ?"

"હા."

"ડા ઠાવાનો, ડા ઠાવાનો' કરતો ગોપી હરખઘેલો બની તાળીઓ પાડતો નાચવાકૂદવા લાગ્યો. તુળસી તેના તરફ જરા રોષભરી નજર નાંખી દાંત ભીડતી બોલીઃ "અભાગિયો કહુંનો ! જાણે કોઇ દહાડો ખાવા જ ન મળતું હોય તેમ !"

ગોપીનો હરખ કરમાઇ ગયો.

તુળસીએ આંગણાને એક પડખે વેંગણના છોડ વાવેલા હતા. તેમાંના એક છોડ પર, ફકત એક જ વેંગણું બાઝેલું હતું. તુળસીએ તે તોડી આણીને બાફ્યું. એક પૈસાની મચ્છી લાવવા બહુ તજવીજ કરી, પણ મચ્છી કશે મળી જ નહિ. નેતુ ગોવાલણી દૂધ લઇને જતી હતી, તેની પાસેથી બે પૈસાનું દૂધ લીધું.

રસોઇ થઇ ગઈ. તુળસીએ ગોપીને જરા તેલએલ ચોળી નવડાવ્યો. વાળ ઓળી કપાળે ચાંદલો કર્યો, નાક પર ટીલું કર્યું. પછી તેને ખાવા બેસાડયો. આમ તો રોજ ગોપી પોતાના હાથે જ ખાતો, પણ આજે તો તુળસી તેને ખોળામાં બેસાડી ખવડાવવા લાગી. તેના મોઢામાં ભાતદાળનો કોળિયો મૂકતી મૂકતી તુળસી પૂછવા લાગી: "દાળ કેવી થઈ છે, ગોપી?"

માથું ધુણાવતો ગોપી બોલ્યો: "બૈ ફક્કચ, બૈ ફક્કચ, ટૂસીમા!"

જરા મૂગી રહી તુળસી બોલી: "અં, જો, ગોપી, પેલા ઘરના દાદાજી છે ને, તે કેની, આજે કેની, ઠાકોરજીને દરશણે જવાના છે, હોં! તું જઇશ?"

ગોપી બોલ્યો: "ડઇઠ. હું આવકે?"

તુળસી બોલી: "હું તે કયાં જાઉં રે? મારાથી કંઈ ત્યાં જવાય વળી? તું દાદાજી સાથે જશે?"

ગોપી બોલ્યો: "ડાડાઢી દાટે ડાઉં?"

તુળસી બોલી: "હા, લૂગડાં પહેરી દાદાજી સાથે જજે."

ખુશાલીથી માથું ડોલાવતો ગોપી બોલ્યો: "ઓહો! ડુગડું પેલી ડઇઠ. ઠાકુર ડોવા ડઇઠ!

અચાનક મોં ફેરવી તુળસી તરફ જોઇ રહી તે બોલ્યો: "ટૂં લલટી નઇં ટૂસીમા!" (તું રડતી નહિ!)

તુળસીની આંખો સજળ સરખી બની. તે જરા ભારે સાદે બોલી: "ના, તું હવે ઝટપટ ખાઇ લે."

લોચને આવી બૂમ પાડી: "કેમ, તુળસી, તૈયાર કે ? બહુ મોડું થઈ ગયું ભઈ!"

બેચેન ભાવે તુળસી બોલી: "હા, જરા થયું તો ખરું. ત્યારે આજે મોડું જ થયું હોય તો—"

લોચન બોલ્યો: "કંઈ નહિ, કંઈ નહિ. કાલે તો મારે ઘણું કામ છે."

ગોપીને ખવડાવી, ધોઇ સાફ કરી, તુળસીએ તેને એક ઝભલું પહેરાવી દીધું. તેનાં રમવાનાં ઢીંગલાં, માટીના ઘંટી, ઘોડા તથા ભાંગ્યા ડબ્બી-વાટકી વગેરે એક કટકામાં બાંધ્યું. લોચને ટકોરતાં કહ્યું: "હવે મોડું ના કર, તુળસી!"

તુળસીએ ઝટઝટ દૂધ ગરમ કરીને ગોપીને પીવડાવ્યું. તે પછી તેના કપાળ પર છાણનું ટપકું કર્યું અને તેને ખોળામાં બેસાડી તેના વાળ સમારતી સરખા કરતી બોલી: "રડતો નહિ, હું મા, ગોપી! ડાહ્યો મારો દીકરો!"

ડોકી ધુણાવી ગોપી બોલ્યો: "ના ટૂસીમા, નઈ લઉં. ઠાકુર ડોઈ આવી. (આવીશ)"

તુળસીએ તેને ખોળામાંથી ઉતાર્યો. લોચને તેનો હાથ જરા દાબી પકડી શ્રીહરિનું નામ લેતાં લેતાં ચાલવા માંડ્યું. ગોપી મોં ફેરવીને બોલ્યો: "લલટી નૈ, ટૂસીમા!"

તુળસીએ કશો જવાબ ન દીધો. જાણે લક્કડ પેઠે સખ્ખત બનીને ઊભી રહી. બે ડગલાં આગળ જઈ વળી પાછું ફરી ગોપીએ બૂમ મારી: "ટૂસી મા!"

લોચન તેને ધમકાવી હાથ જરા જોરથી પકડી બોલ્યો: "ચાલ, ચાલ!"

વળી થોડાં ડગલાં ચાલી ગોપી ઊભો રહી પડ્યો. બૂમ મારી: "ટૂસી મા!"

લોચને તેને જરા ડોળા કાઢી વધારે ધમકાવ્યો.

અચણુચ તુળસી ગાંડાની પેઠે દોડતી આવી અને બંને હાથે ગોપીને પકડી બાથમાં ભીડતી દયામણે સાદે બોલી ઊઠી: "ના બાપ ના, નહિ જવા દઉં તને !"

ગોપી તો જાણે અવાક્ બની તુળસીના મોં સામે જોઈ જ રહ્યો. લોચને ગંભીર સાદે કહ્યું: "તુળસી !"

રડતી રડતી તુળસી બોલી: "તમને પાયે પડું દાદાજી, પણ એનાથી મને છોડીને નથી જવાવાનું ભાઇ !"

ઠાકોરદર્શન સાથે આ રડવાને શો સંબંધ છે તે ન સમજવા છતાં પણ તુળસીને જોઈ ગોપીની આંખો પણ આંસુડે ચળક ચળક થવા લાગી. તે ય બંને હાથે તુળસીને ગળે વળગી પડી ગળગળે સાદે બોલ્યો: "ઉં નઈં ડાઉં, ટૂસી મા, ઉં નઈં ડાઉં !"

તુળસી તેને છાતી સાથે ભીડી દોડતી નાઠી, અને ઘરની અંદર ભરાઇ જઈ બારણાં વાસી દીધાં ! વખતે બહાર ઊભા રહ્યાંથી, કોઇ જોરજબરીથી ગોપીને લઈ જવાનું ના હોય !

તુળસીનું આ 'તોફાન' જોઇ લોચન કંઇક વાર તો ડઘાયલા જેવો ઊભો જ રહ્યો. ને તે પછી તુળસીથી માંડી, તેના બાપ ગોવર્ધન દાસ સુધીનાં તમામની કમઅક્કલ ને ભુંડપબોઠપનાં કીર્તન કરતો કરતો તે પોતાના ઘર તરફ સંચર્યો !

[ ૪ ]

લોચન દાસને મોઢેથી તુળસીના વાતવિચાર જાણી સવારે જ તુળસીને મળવા માટે પરાણુને ઇચ્છા થઇ આવી હતી. પણ કામકાજે બીજે ગામ જવું થયાથી દહાડો બધો તેનાથી મળવા ન અવાયું. મોડી સાંજે તે તુળસીને મળવા માટે આવ્યો. આંગણામાં આવી બૂમ મારી: "તુળસી !"

તુળસી અંધારામાં ઓટલા પર બેઠી બેઠી હવે કયો રસ્તો લેવો,

તેની જ વિમાસણ કરતી હતી. બૂમ સાંભળી જરા ચમકીને બોલી: "કોણ રે ?"

પરાણ બોલ્યો: "કેમ, ઓળખ ના પડી ? એ તો હું પરાણ!"

જરા કર્કશ સાદે તુળસીએ પૂછ્યું: "શું છે વારુ ?"

પરાણ ઓટલા પર ચઢી હસતેગેલતે સાદે બોલ્યો: "માલપૂડા દૂધપાક ક્યારે રંધાશે, તે પૂછવા આવ્યો છું."

તુળસી બોલી: "અહીં કંઇ સરાધસમચરી નથી કોઇનું, વૈરાગી ઠાકુર, કે અહીં માલપૂડા દૂધપાક મળે."

પરાણ બોલ્યો: "સરાધ થાય મારી બલાનું. અહીં તો ઉજાણીનાં માલપૂડા દૂધપાક થશે." બોલી પરાણ જરા હસ્યો. તુળસીએ ઊઠીને ગુપચુપ બેસવા જોગું આસન તેના તરફ ફેંક્યું. પરાણ તે પાથરી તેના પર બેસતાં ધીરે ધીરે બોલ્યો: "આજે કંઈ તારું મન ઠેકાણે નથી લાગતું, નહિ તુળસી ?"

તુળસીએ કશો જવાબ ના દીધો.

પરાણ ગંભીર ભાવે બોલ્યો: "તે તેમ હોય! બચ્ચાં ઉછેરવા કંઈ સહેલાં છે? પણ એટલું તો ખરું હોં, કે આ સંસારમાં કોઇ કોઇનું નથી. અરે આ દેહ સરખો ય તે આપણો નથી વારુ."

એટલું બોલી પરાણે જરા ગુણગુણ ગુંજી ગાવા માંડ્યું:

> જૂઠી રે માયા, જૂઠી રે કાયા
>
> જૂઠા સબ સંસારા રે!

એવે ટાણે અંદરથી ગોપીએ બૂમ મારી: "ટૂસી મા!"

અંધારામાં ભૂતનો અવાજ સાંભળી જેમ માણસ બીકથી થથરી ઊઠે છે, તેવી જ રીતે પરાણ ચમકી ઊઠ્યો. તુળસી બારણાં પાસે જઇ અંદર ડોકિયું કરતી બોલી: "કેમ, બીક લાગે છે? સૂઇ જા, હોં! હું અહીં જ છું, હોં!"

પરાણ થોડીક વાર ડઘાયલો હોય તેમ બેસી રહ્યો. પછી ધીમે ધીમે

પૂછવા લાગ્યો: "કેમ આજે તો છોકરાને અખાડે મૂકી આવવાની વાત હતી ને?"

તુળસીએ ગંભીર ભાવે ઉત્તર દીધો: "હં!"

પણ જરા અચકાતો અચકાતો તે બોલ્યો: "તે–તે આજે લઈ જવાનું ના બન્યું?"

તુળસીએ જવાબ દીધો: "હં!"

જરા વિચાર કરી પરાણુ બોલ્યો: "ભલે, આજે ના બન્યું તો બેપાંચ દહાડે સારી તિથિએ રાખી આવે ય ચાલશે. લોચનકાકાથી ના બને, તો હું પછી દોટ મૂકી આવીશ, છે શું મોટું એમાં? તને પાડ ચડી જતો હશે, તો, સમજી ના, એમાં શું? જાણે તારું એક કામ એમ જ કીધું! તારે ય તે પાછું મારું એકાદું કામ તો–સમજી ના? હા હા હા હા..."

પરાણુ હી હી કરતો હસી પડ્યો, પણ તેની એ ગમ્મત પર તુળસીનો ચહેરો કેવો કરડો–સખ્ખત થઇ ગયો–ભવાં કેવાં ચઢ્યાં, તે એ વીતેલી સાંજનાં અંધારામાં એને દેખાયું નહિ. તે હસવું થંભાવી ફરી ગુણગુણતો ગાવા લાગ્યો—

> વ્હોર્યો જગતનો ભાર
> તારે ખાતરે તો શું?
> સમજણ પડે ના કાંઇ
> તો પણ વેઠ તો વહેશું!

તુળસી બોલી: "તે વૈરાગી, મારા પર એક પાડ કરશો?"

પરાણુ એકદમ બોલી ઉઠ્યો: "ખુશીથી. જરૂર. શું કરવું છે, કહે."

તુળસી બોલી: "મને થોડાંક ભજનિયાં શીખવશો?"

નવાઈ પામી પરાણે પૂછ્યું: "ભજનિયાં? તે વળી શા સારુ?"

તુળસી બોલી: "ગાઇલલકારીને ભીખ માંગ્યાથી જરા ઠીકઠીક મળે છે."

અંધારામાં ય તુળસી તરફ ફાટી આંખે ને આકરી રીતે ટગર-

ટગર જોતો પરાણ બોલ્યો: "તે તું ભજનિયાં ગાઈને ભીખવા જવાની છે, તુળસી ?"

"બાવાની દીકરી છું, પછી વાંધો શો છે?"

"પણ જરૂરે શી છે?"

"ગુજારો નથી થતો!"

"પણ તે તો મારે માથે!"

"પણ લ્યો ત્યારે ને? ત્યાં સુધી કંઇ પેટ મૂગું બેસી રહેવાનું છે?"

"પણ તે કેટલા દહાડા? કહે તો હું જ—"

"એવી ખોટી વાત મારે નથી બોલવી. તે કરતાં તમે મને બેપાંચ ભજનિયાં શીખવી દો. કંઈ સારા ભજનાં વૈરાગનાં ગીત."

થોડી વાર ચૂપ રહી પરાણ બોલ્યો: "પણ તે તારાથી ભીખ માંગવા જવાશે?"

તુળસી બોલી: "શાને ન જવાય? કેટલી ય બાવાઓની દીકરીઓ ભીખતી ફરે જ છે ને?"

હસીને પરાણ બોલ્યો: "તે તેમની વાત જવા દે. તે કરતાં લગન આડે ગાળો છે, તે દહાડા ય પણ હું જ—"

અટકાવતી તુળસી બોલી: "તે તમે કેટલા દિ દેશો? ધારો કે બે મહિના થઇ ગયા?"

"બે મહિના ભલે થાય."

"છ મહિના?"

"ભલે."

"એક વરસ?"

"એક વરસ તે કંઇ મોટી વાત છે?"

"પણ લોકો શું કહે?"

"નક્કી પાકું થઇ ગયેલું હોય, તો પછી લોકો કશું નથી બોલવાના."

જરાક વિચાર કરી તુળસી બોલીઃ "પણ હું યે તે અમથી અમથી શા સારુ એવું તમારું દાન લઉં ?

પરાણ બોલ્યોઃ "અમથું અમથું કેમ વળી ? બે દહાડે ચાર દહાડે તો તું વ્યાજમુદલ બધુંય પાછું વાળવાની છે ના ?"

જરા લૂખ્ખે અવાજે તુળસી બોલીઃ "પછીની અછીની વાત જવા દો. છયે મહિને કદાચ હું મરી જ ગઇ, તો મારે માથે તો તમારું ઋણ રહી જ જાય ને ?"

આનો જવાબ પરાણથી ન દેવાયો. તુળસી બોલીઃ "હવે કહો, કે મને ભજનિયાં ગાતાં શીખવશો કે નહિ ?"

'ભલે, કાલે આવીને શીખવીશ'–કહી પરાણ જરા વિમાસણમાં પડીને ઊઠીને ગયો. તુળસી એ અંધારાંમાંય ઓટલા પર જ બેઠી રહી. ઘરની સામે એક મોટું આમલીવૃક્ષ કોઇ પ્રચંડકાય દૈત્યની પેઠે ઊભું હતું, ને તેની ઉપર ઝબકતાં આગિયાઓ જાણે બળબળતી આંખોસમા દેખાતા હતાં. પવનમાં ડાંખળીઓ સૂં સૂં અવાજ કરતી હતી. તુળસીછોડને પાયે મૂકેલો દીવો તે વેળા બુઝાઇ ગયો હતો. આકાશમાં તારાઓ ચળકતા હતા. અચાનક એક તારો ખરી પડ્યો. તુળસી મનમાં ને મનમાં સાત ફૂલનાં ને સાત તળાવનાં નામ બોલવા લાગી. ઘરની પછીતે વાંસવૃક્ષોના ઝૂંડમાં શિયાળવાં ચિચિયારી ઊઠ્યા. તુળસીએ ઘરભીતર દાખલ થઇ બારણાં બંધ કર્યાં.

## [ ૫ ]

તુળસી કનેથી વિદાય લઇ પરાણ લોચનડોસા પાસે જઇ પહોંચ્યો, ત્યારે ડોસો તરત જ નામજપ પતાવી હોકોચલમ લઇ દમ મારતો બેઠો હતો. પરાણને મોઢે બધી વાત સાંભળી તે ગંભીરભાવે બોલ્યોઃ "તું શું જાણે પરાણ ?—એ તો બૈરાંનાં મન છે, કાચનાં વાસણ જેવાં સમજવાં.

બૈરાંની જાતજ સાળી એવી—સાવ નપાટ, નપેતર. તેટલા ખાતર તો શાસ્તરોમાં એમની આટલી નિંદા કરેલી છે. મને તો, સાચું પૂછે તો, લે, એ બૈરાં પર અંદરથી બહુ જ કંટાળોધિક્કાર આવે છે!"

પણ, લોચનને કંટાળોધિક્કાર આવવા છતાં ય પરાણ તો કોઇ રીતે તુળસી પર કંટાળો લાવી ન શક્યો! ઊલટું, આવા પાપિયા, નપાટ, નપેતર જીવને પ્રાપ્ત કરવા માટે તેણે તો બહુ જ જક્કીપણું જાહેર કર્યું. ત્યારે લોચન તેને દિલાસો દઈ બોલ્યોઃ "તું આકળોઉતાવળો થા માં. શ્રી ભગવાનની મરજી હોય તો શું નથી થતું? તેની ઇચ્છાથી પાંગળો પહાડ ઓળંગે, તો માળું એક બૈરું વશ નથી થવાનું?"

ફરીથી એ બાબતમાં ખટપટ—યત્ન કરવાનું તેણે વચન આપ્યું; ત્યારે શાંત થઇને પરાણ ગયો.

લોચનની આ ખટપટ કંઈ એકલા પરાણના સ્વારથ ખાતે જ હતી, એવું કશું નહોતું. તેનો પોતાનો પણ એક સ્વાર્થ હતો. તેણે ત્રીજી વાર ઘરઘરણું કરીને એક વૈષ્ણવી તો ઘરમાં બેસાડેલી, પણ તે સિવાય ચોથા નંગ રૂપે એક રામકી પણ હતી. પણ પેલા નંબર ત્રણને ધાકેબીકે એ રામકીને ઘરમાં લાવવાની તેની હિંમત નહોતી, ને તેથી તેને સોનાપુરના અખાડામાં જ રાખેલી હતી. પણ ખૂબ કામકાજમાં મશગૂલ ગૂંથાયલા વૈષ્ણવ સમુદાય વચ્ચે, ને ખાસ કરી અખાડાના અગ્રણી ચરણદાસ બાબાજીની નજર તળે આ જોબનવંતી રામકીને રાખતાં તેમને નિરાંતનચિંતાઇ જેવું રહેતું નહોતું, ને તેથી તેને માટે એકાદું સ્વતંત્ર, નોખું, રહેવા જોગું સ્થાનક તેઓ ખોળતા હતા. શ્રી હરિની કૃપાથી થાનક તો સાંપડયું. ગોવર્ધન દાસનું પડુંપડું ઘર તેના વસવાટ માટે એણે મનમાં નક્કી કર્યું. 'થોડુંઘણું સમરાવી લઇશું એટલે ચાલશે, ને આસપાસ દીવાલને બદલે, વારુ, કાંટાની વાડ ભરી લીધી એટલે પત્યું!'

બધું ઠર્યું, તેવે ટાણે તુળસી છિદામ દાસના દીકરાને લઇ પાછી થઈ—આવી ને પડી! લોચન ડોસો ભારે ખીજવાયો—વિમાસણમાં ય પડયો.

આ ફિકરવિમાસણને પરિણામે પરાણને તુળસી સાથે પુનર્લગ્ન કરવાની લાલસા—મકકમ લાલસા પ્રગટી અને વધારામાં વળી પરાણ, લોચન ડોસાને ગોરદક્ષિણા રૂપે,—ચોકકું ગોઠવવાની તેમની મહેનતની કદરદાની તરીકે—પેલું પડુંપડું ઘર સમરાવી આપવા, તેનો ખરચ જાતે કરવા પણ તત્પર થઇ ગયો.

લોચને વિચાર્યું: "પ્રભુ કરે છે તે સૌ સારાં માટે. પુનર્લગ્ન થતાં તુળસી પરાણને ઘેર જશે. વારુ. પછી પોતે વિના હરકતે પેલી સેવાદાસીને લાવી ઘરમાં વસાવી શકશે. વધારામાં વળી સમરામણીનો ખરચ પણ પોતાને નહિ કરવો પડે. વાહ, પ્રભુ! શી તારી લીલા છે!" ભગવદ્કૃપાનું સ્મરણ કરતાં કરતાં લોચનની આંખો ભક્તિરસે ભીની બની!

પણ આવા આ પારકા છૈયા—પરાયા ચેલકા ખાતર તુળસી આટલું બધું ધાંધલ કરશે, એવો તો તેને ખ્યાલ જ ન હતો! અરેરે, માણસનું મન કેવું પાપિયું હોય છે! પારકા છોકરાને ખાતર આટલો વલોપાત?—આટલો અનરથ! લોચન દુ:ખી હૈયે શ્રી ભગવાનની સમક્ષ તુળસીની વિરુદ્ધ ફરિયાદ કરવા લાગ્યો!

એક વાર વિચાર કીધો, કે: વારુ, ચેલકાનો ભાર પંડે જ માથે લીધો હોય તો? બે વરસ પછી તે ઢોરઢાંખરની ભાળ રાખવા તો કામ લાગે. પણ ઘરમાંની વૈષ્ણવી પોતાનાં જ બેત્રણ બચ્ચાંઓને લઇને એટલી ગભરાઈઅકળાઇ ગયેલી હતી કે વધારામાં વળી આ પારકા છોકરાનો ભાર લઈ સ્વામીનાથના ભવિષ્યના લાભમાં સહકાર આપવા જરા ય તૈયાર ન થઇ—સાફ ના પાડી. ત્યારે લોચને પરાણને બહુ યે સમજાવ્યું કે, પુમડા જેવડું છોકરું છે, એકાદો તાવનો ઝપેટો આવશે, કે એકાદ બીજો રોગચાળો આવશે તો આપોઆપ જ એનો ભાર હલકો થઈ જવાનો છે; પણ કેમે કરી વાત પરાણને ગળે ન જ ઊતરી. કોઇક વાર તેની મા વિષે છિદામ દાસે બેપાંચ જણ વચ્ચે ગમે તેવી કુથલી કરેલી, તે બીના પર ગુસ્સે થયેલો પરાણ કોઇ પણ વાતે છિદામના છોકરાનું ભરણપોષણ કરવા

તૈયાર નહોતો. આ બાજુ તુળસી તેને અખાડે મોકલી દેવા રાજી નહોતી. આવી બેવડી ચિન્તાના વહેણમાં ડબકડોઇયાં ખાતાં ખાતાં, વહારે ધાવા શ્રી લોચન દાસે ખરા અંતરથી દયામય શ્રી હરિની વહાર માટે પ્રાર્થવા માંડ્યું.

બીજે દહાડે લોચન તુળસીને મળવા ગયો ને પૂછ્યું: "સાંભળ્યું કે તું તો કંઈ ભીખવા જવાની છે ને, તુળસી ? ખરેખર ?"

જો કે એ વાતમાં ય તુળસીને વાંધો તો હતો જ, પણ તો ય પોતાનો મક્કમ નિશ્ચય જણાવવા માટે તે દઢતાપૂર્વક બોલી: "હાસ્તો. જરૂર."

દિલગીરીભર્યા સાદે લોચન બોલ્યો: "પણ આપણા કુળમાં કદી કોઇએ એવું કામ કર્યું નથી, તુળસી !"

તુળસી જરા જોશભર્યા સાદે બોલી: "તે મારા જેવી મુસીબતઆફ્તમાં ય ત્યારે કોણ પડયું હતું ?"

ડોકી ધુણાવતાં ધુણાવતાં લોચને કહ્યું: "તે એવી તે કઇ તારી હાલત ખરાબ થઈ ગઇ છે ભઇ, ફક્ત એક પારકા છૈયાને ખાતર આ બધી તારી ધાંધલ છે !"

તુળસી બોલી: "હવે એ ધાંધલ મેં ઉપાડયું જ છે, તો પછી એનો નિકાલઉકેલ પણ હું જ કરીશ !"

જરા વિચાર કરી લોચન બોલ્યો: "પણ તું ધારે છે શું તે ? આ છિદામ દાસનો ચેલકો મોટો થઇને તને ઘરડાપે ધાન પૂરવાનો છે ?"

તુળસી બોલી: "આજકાલ પોતીકાં છોકરાં જ માનાં પેટ પૂરતાં નથી, તો પછી આ તો પારકું પેટ છે."

લોચને પૂછ્યું: "તો પછી એને ઊછેરીપાછેરી મોટો કર્યામાં તને ફાયદો શો ?"

જરાક હસીને તુળસી બોલી: "ફાયદામાં તો એ, કે નસીબે માથે નાંખ્યું તે કરવું."

"એવી નાહકની ખોટી વાતો શાણે ?"

"એણે, કે હું બાઈ જાત છું–સ્ત્રી છું."

હવે લોચન પાસે જવાબ રહ્યો નહિ. તે થોડી વાર વિચાર કરી બોલ્યો: "પણ આ તે કંઈ તારે ભીખવાભટકવા જોગી ઉંમર છે, તુળસી ?"

તુળસી બોલી: "ભિખારીને વળી ઉંમરનો વિચાર કેવો? ને વિચાર કરવાનો હોય તો ય આ ઉંમરે તો ઊલટી વધારે ભીખ મળે." બોલી તુળસીએ જરા હસીને સહેજ પગનો નખરો પણ કર્યો.

લોચન પ્રભુ પ્રભુ કરતો ઘેર જવા નીકળ્યો.

પણ ભીખ માંગી ખાઇશ એવી પ્રતિજ્ઞા કરવી તો સહેલી છે–ભીખ માંગવી એટલી સહેલી નથી, એ વાત તુળસીને સમજાઇ ગઈ–જે દિવસે એ પહેલવારકી ભીખવા નીકળી તે જ દિવસે. ઘરમાંથી બહાર નીકળી તે પહેલપરથમ દખણાદા મહોલ્લામાં બેચારામ ઘોષને ઘેર જઈ બારણાં આગળ સાવ છોભીલી જેવી ઊભી રહી. બેચારામની મા તેને જોઇ બોલી ઊઠી: "અરે, ઓહો તુળસી! આવ, આવ, શા કામે આવી ?"

બહુ બહુ યત્ને પણ તુળસી મોં ખોલીને બોલી ન શકી કે પોતે ભીખવા આવી છે. જરા રામાટામા કરી પછી બોલી: "હું તો આવી તે—"

બેચારામની માએ તેને માનભેર બેસાડી. પછી બેચારામની વહુ, તેની દીકરી વગેરે આવીને બેઠાં અને તુળસી ફરી પરણવાની કે નહિ, હાલ કેવી રીતે ગુજારો ચલાવે છે, તેમની ન્યાતમાં કેટલી વાર નાતરું કરવાની રજા છે–વગેરે વગેરે સવાલો વડે તેને જાણે ગભરાવીઅકળાવી મૂકી. તુળસીએ જેમ તેમ તેમના સવાલોના ટૂંકાટચકા જવાબ આપ્યા ને ઝટપટ ત્યાંથી બહાર નીકળી તે ઠેઠ પોતાને ઘેર જઈને પડી ત્યારે જ સાસ ખાધો!

સંધ્યાકાળે આગળ કોલ આપ્યા મુજબ પરાણ ગીતભજન શીખવવા આવ્યો. એક ભજન બેત્રણ વાર ગાયા પછી તુળસી બોલી: "હું ગાતાં તો શીખું, આવડે; પણ આમ આલાપ તાન મારીને ગાતાં તો મને નહિ આવડે."

પરાણ હસીને બોલ્યો: "તાનપલટાસૂર વગર તે વળી ગાણું થતું હશે ?"

તુળસી બોલી: "તો પછી રહ્યું ગાવાનું ઘેર. ફક્ત 'જય રાધે જય રાધે' બોલીને ભીખ માંગીશ."

ગામમાં ભીખ માગવાનું અગવડભર્યું લાગવાથી તુળસી તે દહાડે પડોશને ગામડે ગઈ. પણ ગામમાં દાખલ થતાં જ જુવાનિયાઓ તેના તરફ કુતૂહલભરી નજર નાંખવા લાગ્યા. અને એ નજર જાણે તેને તીર પેઠે વિંધતી હોય તેવું લાગ્યું તેથી તે લાજેશરમે બેબાકળી બની ગઈ. પણ આજે તેણે મનને કઠણ બનાવ્યું હતું–પાકો નિશ્ચય કર્યો હતો. એટલે મહામુસીબતે ય શરમને દાબી દબાવી તે એક ઘરનાં બારણાં આગળ જઈ જરા છોભીલે સાદે બોલી: "જય રાધે!"

એક જુવાનિયો તેની સામે આવી પડી બોલ્યો: "કોણ છે બાબા? વૈષ્ણવી હરિદાસી કે?"–કહી તે પોતે જ રાગડો તાણવા લાગ્યો:

> શ્રી મુખ પંકજ
> શ્રી હરિ બોલો......
> શ્રી હરિ બોલો......

તુળસી ત્યાંથી દોડતી નાસી છૂટી અને 'નખ્ખોદ જાય તારું માંગણ-વેડાનું' એવી એવી ગાળો ભીખપદ્ધતિને સારી રીતે ચોપડાવતી, ખરે બપોરે ઘેર પાછી આવી લાગી.

## [ ૬ ]

'ઉં ઠાઉં ઢુસીમા.'

તીખે અવાજે તુળસી બોલી: "શું ખાય? ધુમાડો?"

ગોપી માથું ધુણાવતો ડોલાવતો સંમતિ સૂચવી બોલ્યો: "ઉં ઢૂઆડો ઠાઈશ, ઢૂઆડો ઠાઇશ!"

ગુસ્સાથી ગૂંગળાઇ જતો હોય તેવે સાદે તુળસી બોલી: "તે કરતાં મારું માથું જ ખાઇ જા ને એકવખું, કે બધી જ પંચાત ટળી જાય!"

તુળસી જે અંતરવેદનાથી આમ પોતાનું માથું ખાઇ જવા કહેતી હતી, તે અંતરવેદના સમજવાનું ગોપીનું ગજું ન હતું. તે તો ફક્ત ડુસીમાની ગુસ્સાભરી ફાટેલી આંખો જોઇ ગભરાયો—બીધો. ફિક્કે ચહેરે ડોકું ધુણાવતો રડમસ સ્વરે તે બોલ્યો:“ના ડુસીમા, ડૂઆડો ડાઇશ્ચિ! ડૂઆડો ડાઇઅ!”

હવે તુળસીથી સંખાયું નહિ. ‘કાળમુખો છોકરો’ કહી ગોપીના વાંસા પર કચકચાવીને એક લાપટ મારી. ગોપીએ બૂમ ના પાડી, પણ ડૂસકે ડૂસકે રડવા લાગ્યો ને રડતાં રડતાં તુળસી તરફ દયામણે વદને ટગર ટગર જોઇ રહી બોલવા લાગ્યો: “નૈ ડાઉં, નૈ ડાઉં, ડુસીમા !”

તુળસી દાંતેદાંત ભીડી તેનું અશ્રુનીગળતું વદન એકીટસે ભાળી રહી. જોતાં જોતાં, તેની ગુસ્સા વડે લૂખી બનેલી આંખો, ભીની થઇ ગઇ. ને છેવટે બેત્રણ ટીપાં ટપટપ કરતાં ટપકી પડયાં. ગળગળો બનેલો અવાજ જેટલો બની શકે તેટલો કોરો બનાવવાનો યત્ન કરતી તુળસી મોટે સાદે બોલી: “ચૂપ રહે, અભાગિયા !”

કહી તેણે ફરીથી લાપટ ઉગામી. ગોપી ડરનો માર્યો બે ડગલાં પાછળ હઠી ગયો અને બીધેલા સૂરે બોલ્યો: “ઉં નૈ ડાઉં, બા ડુસીમા, ઉં નૈ ડાઉં !”

તુળસી ઊભી ઊભી મોટા મોટા નિસાસા નાંખવા લાગી. અચાનક તે ગોપીના પગ પાસે અધુકડી બેસી પડી જમીન પર માથું ઠોકતી ઠોકતી બોલી: “તારે ખાવું જ પડશે, ગોપા, તારે મારું માથલું ખાવું જ પડશે !”

**‘તુળસી !’**

તુળસીએ ચમકીને જોયું તો સામે જ પરાણ ઊભેલો હતો ! ઝટપટ ઊભા થઇ જઇ તેણે પાલવ વડે મોં લૂછી નાંખ્યું. મામલો શું છે, તે સાવ સમજી જવા છતાં પરાણ જાણે જાણતો જ ન હોય, તેમ ઓટલા પર ચઢીને બેઠો, અને હળવે પણ ગંભીર સાદે પૂછવા લાગ્યો: “ત્યારે પછી ભીખવા જવાનું જ ઠર્યું, તુળસી ?”

તુળસીએ આ સવાલનો કશો જવાબ ન દીધો. ફક્ત પરાણ તરફ

એક આકરી નજર નાંખી. પરાણના હાથમાં એક બચકું હતું. તે બચકી એક બાજુએ મૂકી તે ધીમે ધીમે બોલ્યો: "તેમ હોય, તો આજ ખાતે હું જ ભીખ આપું છું. કાલે જોઇએ તો બીજાને બારણે જજે." આટલું બોલી પરાણ ઊઠીને ઊભો થયો, અને તુળસીના કંઈ પણ જવાબની આશાઅપેક્ષા રાખ્યા વગર ધીમે ધીમે નીચે વાડામાં ઊતરી પડયો.

તુળસી અત્યાર સુધી ગુપચૂપ–જાણે સાવ નિઃસ્પન્દ ઊભી રહી હતી. હવે તે અચાનક ફરી પરાણને બૂમ મારતી બોલી: "જરા સાંભળો!"

પરાણ પાછું ફરી ઊભો. તુળસી બોલી: "એક કામ થશે?"

પરાણે પૂછયું: "શું? કહે."

તુળસી બોલી: "છોકરાને અખાડે મૂકી અવાશે?"

પરાણની આંખો અચંબાથી પહોળી થઈ ગઇ.

કઠોર સ્વરે તુળસી પૂછવા લાગી: "બનશે?"

પરાણ માથા પર હાથ ફેરવતો ફેરવતો–માથું પસવારતો બોલ્યો: "નહિ કેમ બને? પણ—"

મક્કમ સાદે તુળસી બોલી: "તો લઈ જાઓ, જાઓ. મૂકી આવો."

જરા છોભીલો બની પરાણ બોલ્યો: "આજે જ? હમણાં જ?"

તુળસી ગોપીનો હાથ પકડી તેને ઘસડી પરાણની સામે લઇ આવી. પરાણ તેનો એક હાથ પકડી તુળસીના ચહેરા તરફ જોતો બોલ્યો: "પણ, તુળસી—"

ગાજીને તે બોલી: "હું બાઈમાણસ કરી શકું તેટલું તમો મરદથી નહિ થાય? છિઃ!"

આટલું બોલી તેણે ખૂબ ભવાં ચઢાવ્યાં. હવે પરાણ કશું ના બોલ્યો. મૂગે મોઢે નીચી મૂડીએ, ગોપીને કેડમાં તેડી લઇ ચાલવા લાગ્યો. તે થોડાં ડગલાં ગયો એટલે ગોપીએ રડવા માંડયું. તુળસી તરફ જોઇ બોલ્યો: "નકી ઢવું, ડુસીમા, નકી ઢવું!"

પથ્થરની મૂર્તિ પેરે તુળસી સાવ નિશ્ચલ ઊભી રહી. કંઇક દૂર જઇને પરાણે એક વાર પાછું ફરી જોયું, પણ તુળસીના વદન પર કઠોર નિશ્ચલતા સિવાય કશો ભાવ ન જોવાથી ઝટપટ ડગલાં માંડી તે આગળ ચાલવા લાગ્યો. જોતજોતાંમાં તેઓ આંખ આડે થઈ ગયાં—ફક્ત દૂરથી પવન પર સવાર થઈને ગોપીનો રડતો અવાજ વહી આવવા લાગ્યો: "ઉં નૈ ડાઉં, ટુસીમા !"

ધીમે ધીમે તે અવાજ પણ સંભળાતો બંધ થયો—હવામાં વિલીન થઇ ગયો—ત્યારે તુળસીએ એક મોટો જોરદાર નિસાસો મૂકયો, અને થંભો સખત ઝાલીને ઊભી હતી તે છોડી દીધો. સામે જ પરાણે આપેલી ચોખાની પોટલી પડેલી હતી. એક લાતે તુળસીએ તેને ઓટલા પરથી વાડામાં ફેંકી દીધી, અને પોતે આસ્તે આસ્તે ઘરની અંદર ગઇ. અંદર જઇને તે જમીન પર જ લેટી પડી.

નમતે પહોરે આવી પરાણે ખબર આપી કે પોતે ગોપીને અખાડે યોગ્ય રૂપે મૂકી આવ્યો છે. જવાબમાં તુળસીએ ફકત 'વારુ' કહ્યું. રસ્તે જતાં જતાં તે કેટલું બધું રડયો, તુળસી પાસે પાછો લઈ જવા માટે પોતાને કેટલી કાકલૂદીવિનવણી કરી તે બધાનું બ્યાન પરાણે આપવા માંડતાં તુળસી ઘડુલી લઈ પાણી ભરવા ઝટપટ ઘાટે ચાલી ગઇ !

બીજે દિવસે બપોરે આવીને પરાણુ જુએ છે, તો શું અચરજ ! તુળસી ખાસ્સી નિરાંતથી રાંધવામાં મશગૂલ બનેલી હતી. તે જોઇ પરાણને કશી દિલગીરી ના થઇ. ઊલટું, હરખ જ થયો ! પછી તેણે વાતે વાતે ગોપીની વાત પણ ઉપાડી. પહેલપરથમ તો રડે—રડશે, પણ પછી બધું ભૂલી જશે, વળી ત્યાં એની સંભાળ પણ લેવાશે—ખાસ કાંઇ વાંધો નહિ આવે એવી બધી વાતો પણ કહી. પણ તુળસીએ તે તરફ ખાસ ધ્યાન ન આપ્યું. ઊલટું કંઇક કંટાળાભેર જ બોલી: "ભલી આફત વિદાય થઇ, છૂટયા ! હવે એ જીવો કે મરો, મારે શું ?"

સ્ત્રીઓના સ્વભાવની આવી નવાઇ જેવી કઠોરતાનું રહસ્ય શું હશે

તે વિચારતો વિચારતો પરાણુ ઘેર જવા નીકળ્યો. પણ તે થોડીક જ વધુ વાર બેઠો હોત તો જોવા પામત, કે તુળસીએ ઉમંગભેર રાંધેલી રસોઇ તેના પેટમાં જવાને બદલે, આંસુરેલે લદબદ બની આખરે મોરીમાં ફેંકવા ખાતે જ ગઇ !

ગમે તેમ, તુળસીની આ ખેંચીપકડેલી હિંમત પરાણુને નબળી ન લાગી. તેણે તો જઇને હરખાતાં હરખાતાં લોચનને બધા સમાચાર જણાવ્યા. તે વાત જાણી લોચને શ્રી હરિકૃપાના મહાતમ ઉપર વિવેચન કરી પરાણુને પુનર્લગ્ન માટે ઉતાવળા થવા જણાવ્યું, અને સાથે સાથે ઘરને જરા સારી રીતે સમરાવવાસુધરાવવાની વાત યાદ આપવાનું ય ડોસો ચૂકયો નહિ !

[ ૭ ]

તુળસી અંતરમાં સ્નેહનું ભારણુ જેટલું તીવ્ર ભાવે અનુભવી રહી હતી, તેટલી જ બહારથી સાવ ઉપેક્ષા દાખવી દર્શાવી, તે ભારણુને વટાવી અળગું કરવાની તજવીજ તે આદરતી હતી. તે દહાડે ગોપી ચાલ્યો જતાં તે ઘણીક વાર તો જમીન પર પડી જ રહી. પછી જ્યારે સૂઝયું કે પારકા છૈયાને માટે આટલી અધીરાઇ, અને આટલો વલવલાટ એ સાવ ખોટો વલોપાત છે–મિથ્યા ઘણાઘણી છે, ત્યારે તે જોર કરી ઊઠી ને ઊભી થઈ અને ઘરખાતેનાં સાવ નકામાં બીનજરૂરી કામોને પણ ખૂબ કાળજી-ભેર અને બહુ જ સંભાળદરકારપૂર્વક કરવા લાગી. ઘરમાં અહીંતહીં ઉંદરડાઓએ દર કર્યાં હતાં, તે છાણુમટોડી આણી તે વડે પૂરી દીધાં. વાડામાં જ્યાં ત્યાં ઘાસ ઊગ્યું હતું તે ઉખેડી ઉખેડી ફેંકી દીધું. પછી કંઇ કામ ન જડવાથી ઘડુલી લઇ તે તળાવે ચાલી ગઇ.

સાંજ પડતાં તુળસીક્યારે દીવો સળગાવી મૂકી તુળસી એક ઓટલી પર મૂગીમંતર બેસી રહી. પછી જેમ જેમ રાત પડવા આવતાં ગામ આખું શાંત પડવા લાગ્યું, તેમ તેમ એ શાંતિભીતર થઇને એક નાનકડા બાળકના

આછાપાતળા ડૂસકાં ધીમે ધીમે જાણે વધારે સ્પષ્ટ ને ઘેરાં બનતાં હોય તેવે રૂપે આવીને તેના કાનમાં અથડાવા લાગ્યાં ! અંધારું ધીમે ધીમે ખૂબ ઘેરું બન્યું–ભીષણ અને બિહામણું લાગવા માંડ્યું. તુળસીએ ઘરમાં જઇને કમાડ વાસી દઇ દીવો સળગાવ્યો અને પથારી પાથરી. રોજની ટેવકારણે પોતાની પથારી પડખે નાનકડી ગાદી નાંખી તે પર બે બચુકલાં ઓશિકાં મૂકી ગોપીની પથારી ય તેણે કરી. પણ કર્યા પછી તરત જ પોતાની ભ્રાન્તિ સમજાઇ જવાથી તેણે ગોપીની ગાદલી ઊંચકીને ફેંકી દીધી; ને સાથે સાથે પોતાની પથારી પણ વીંટાળી એક બાજુએ ઝીંકી જમીન પર ધૂળમાં જ તે સૂઈ પડી !

ઊંઘમાં ને ઊંઘમાં તે ગોપીને ડીલે હાથ ફેરવવા ગઇ, પણ હાથ ધબ્બ દઇને જમીન પર પડ્યો ત્યારે તે ઝટપટ બેઠી થઈ ગઇ અને સળી-પેટી ખોળી દીવો સળગાવ્યો. તે પછી થોડી વાર ગાલે હાથ ટેકવી જમીન પર બેસી રહી. પછી જરા ખીજાઈ, કંટાળી ને દીવો ઠેર કરી પાછી સૂઇ ગઇ. ઘણી ય વાર તરફડિયાં માર્યાં કેડે જ્યારે થોડીક ઊંઘ આવી ત્યારે તુળસીને થયું કે દૂર દૂરથી રાત્રિની શાંત નીરવતા ભેદીને એક વ્યાકુળ અવાજ ખૂબ જોરશોરથી આવી કાન પર અથડાઇ રહ્યો છે: “ટુસી મા, ટુસી મા.”

એક ઉંદર ચીચકીચાટ અવાજ કરતો તેના માથા પડખેથી દોડી ગયો. તુળસીએ ઝટપટ ઊઠી ફરી દીવો સળગાવ્યો. આખી કુદરત જાણે શાંત, ઘેરી નિદ્રામાં મગ્ન હતી. ને તેની ભીતર થઇને ફક્ત એક કરુણ અવાજ પ્રગટી સંભળાયા કરતો હતો: “ટુસીમા.” તુળસી ફરી લાંબી ટાટ પડી રડવા લાગી.

સવારે ઊંઘ ઊડી જતાં ઊઠીને તેણે સમગ્ર ઓરડામાં ચોમેર બેબાકળી નજરે જોયું. પછી લુગડાં પરની ધૂળ ઝાટકીઝુટકી બહાર નીકળી.

સવારના તડકા વડે પૃથ્વી આખી ય જાણે હસી હસી રહી હતી. તે તરફ જોઇને તુળસીએ એક લાંબો નિસાસો મૂક્યો.

ખાવાજમવાની લગારે ઇચ્છા નહોતી, તો પણ જાણે જબરાઇથી તુળસીએ રસોઇ કરી. શાણે ન રાંધે ? શાણે ન ખાય ભઈ? એક પરાયો છૈયો, જેના તરફથી પોતાને તો ભવિષ્યમાં કશા સાહાય્યની આશાઅપેક્ષા નહોતી, જે કેવળ પોતાને અપમાન અને બેઇજ્જતીમાં હડસેલી સૌની સમક્ષ હીણીહલકી પાડતો હતો, તેને ખાતર પોતે ઊંઘભૂખ તજવાં ? ઘરમાં તો અનાજચોખા કંઇ હતું નહિ—વાડામાં પેલી પરાણની પોટકી પડેલી હતી ! તુળસીએ તે પોટકીને ઉઠાવી ઠેઠ રસ્તામાં ફેંકી દીધી, અને પડોશીને ત્યાંથી ચોખા ઉછીના લઇ આવી. રસોઇ થતાં ભાણું પીરસી તે ખાવા બેઠી પણ હાથનો કોળિયો કેમે કર્યો મોંમાં જાય નહિ. એક જ કોળિયો મોઢા કને આવતાં જ તેને યાદ આવ્યું કે ગઈ કાલે લચકો ધાન ખાતર છૈયાએ કેટલો માર ખાધેલો ! આખરે ય તે પોતાને—

તુળસીની આંખોમાંથી રેલો ચાલ્યો. તો પણ તેણે જેમતેમ કોળિયો મોંમાં મૂક્યો. પણ કોઇ પ્રકારે તે ગળા હેઠે જાય નહિ. અંદરથી જાણે કશીક વરાળ ઉપર આવી તેને બહાર ઠેલી દેતી હતી ! તુળસીએ જેમતેમ ભાતનો લોચો ગળાવાટે ઉતાર્યો. પછી બાકીનો ભાત લઇ તળાવડીમાં નાંખી આવી.

બીજે દિવસે પરાણ આવી કહ્યું: “આજે અખાડા' તરફ ગયો'તો હું, તુળસી !”

ઉદાસીભર્યા સાદે તુળસી બોલી: “ઠીક.”

ગોપી માટે એક હરફ પણ પૂછતીકરતી નથી જોઈ પરાણ પોતે થઇને જ બોલ્યો: “ગોપી મજામાં છે.”

ગંભીર ભાવે તુળસી બોલી: “ભલે.”

તેનું આ મનોધૈર્ય પેખી પરાણ મૂગો બની ગયો. એકાદ પાળ્યું પંખી ઊડી જાય તો ય લોક તે માટે કેટલી હાય હાય કરે છે; અને આ એક છોકરા જેવા છોકરાને આટલા દહાડા જેણે ઉછેરેલો તેને, તે છોકરા ખાતર લગારે અકળામણ નથી થતી ? તુળસીનું અંતર શું પથ્થરે ઘડેલું હતું ?

પરાણ જરા વિચાર કરી બોલ્યો: "છોકરો હજુ રડેછ ખરો !"

જરા કંટાળો બતાવી, ભમ્મર ચઢાવી તુળસી બોલી: "છો ને રડે...! હવે શું ?"

પરાણ જરા મૂગો રહી પછી હળવે હળવે બોલ્યો: "કહેતી હોય તો હજુ ય પાછો લઇ આવું."

તુળસીના હોઠ સહેજ મલકી રહ્યા. જરા તીરછે સાદે બોલી: "કેમ વારુ, લગનજોગી ખરચી ભેગી થઇ નથી લાગતી !"

લગનની વાત આવતાં પરાણનું હૃદય હરખે ઝળકી ઊઠ્યું–તે ડોકી ધુણાવતો ધુણાવતો બોલ્યો: "તે જોગવાઈ તો ક્યારની કરી રાખી છે તુળસી, ને તે બાબતમાં જ આજે અખાડે ગયો'તો."

તુળસી બોલી: "ઠીક !"

પરાણ બોલ્યો: "પણ આજે બાબાજીનો ભેટો ના થયો. તેઓ નવપાઠાને અખાડે ગયા છે. કાલે મોડી સાંજે આવશે. પરમ દિવસે સવારે પાછો જઇશ."

મશ્કરી કરતી હોય તેમ તુળસી બોલી: "તમને નિરાંતે ઊંઘ આવતી હોય એવું નથી લાગતું !"

ડોકું ધુણાવતો ધુણાવતો પરાણ બોલ્યો. "એ વાત તો સાચ્ચી, હં તુળસી ! જે દહાડાથી વાત નીકળી છે, ત્યારથી રાતે બરાબર ઊંઘ નથી આવતી. આમ તો, જો ને ! હું મૂળથી જ એકલવાયો છું, પણ ત્યારથી તો બહુ જ એકલું એકલું લાગે છે ! શરીર જાણે ચમચમ થાય છે. આંખમાં નિંદર નથી આવતી. ના, ના, તુળસી ! હવે તો જેમ બને તેમ જલદી ઉકેલી નાખવું પડશે."

તુળસી બોલી: "પણ મારો વિચાર જ ના હોય, તો ?"

એકદમ ચમકી જઇને પરાણ તુળસીના વદન સામે દયામણો બની જોઇ રહ્યો. રાંકડે અવાજે બોલ્યો: "ના, ના, તુળસી ! તેવું–તેવું થશે

તો–તો હું ગાંડો થઇ જઇશ–ફાંસો ખાઇશ !"

ગંભીર સાદે તુળસી બોલી: "તમે ગાંડા થાઓ કે ફાંસો ખાઓ–મારું તેમાં કશું બગડવાનું નથી. પણ રડશો માં. હું ના નથી કહેવાની."

પરાણનું ગભરાયલું મુખમંડળ એકાએક આનંદે હસી ઊઠ્યું. હરખે માથું ડોલાવતો તે બોલ્યો: "તે તો જાણું જ છું, તુળસી !"

તુળસીએ પૂછ્યું: "કેમ કરી જાણ્યું ?"

પરાણ હસીને બોલ્યો : "તેમ ન હોય તો કંઇ તું છોકરાને મોકલી દેતે ?"

તુળસીનું વદન શરમક્ષોભે ઝંખવાણું પડી ગયું. પણ અવાજમાં કૃત્રિમ કઠોરતા પ્રગટાવી તે બોલી: "એ તો ઠીક જ કર્યું. પરાયા છૈયાની ઉપાધિ મારે શાણે જોઈએ વારુ ?"

પરાણ જરા ભોઠો પડી 'ભલે, ભલે' કહી ઊઠીને ઊભો થયો.

## [ ૮ ]

બીજે દિ તુળસીએ પરાણની વાટ જોતાં જોતાં આખો દહાડો ઇંતેજારીમાં ગાળ્યો. એ ઇંતેજારી પરાણ ખાતર નહોતી–વે અખાડે ગયેલો કે નહિ એ જાણવા સારુ હતી. પણ પરાણ તો કંઇ આવ્યો નહિ. જેમ જેમ સાંજ પડવા આવી તેમ તેમ પરાણ પર તેને મનમાં ને મનમાં ખૂબ ગુસ્સો આવવા લાગ્યો ! અભાગિયો કેથો, આટલો માંડ દોઢ ગાઉ પંથ વટાવી સહેજ ખબર લાવી ના શકયો ? અલબત્ત, તુળસીએ તેને ખબર લઇ આવવા કહ્યું હોત તો સો કામ પડતાં મેલી તે દોડતો જાત. પણ પોતે તેને કહે શા સારુ ભાઈ? હતો તો પારકો છૈયો, ને તેને ય વિદાય કરી દીધેલો, તો પણ તેની ખબરઅંતર જાણવા માટે તુળસીનું હૈયું કેટકેટલું ઝંખી રહ્યું હતું ! તે ઉત્સુકતા એ બહાર નહોતી દાખવતી એ ખરું, પણ હૈયામાં તે વિષે કેવી તુમુલ ઘટમાળ ચાલી રહી હતી, કેવી ભીષણ લડાઈ

ઝામી હતી, તે તેનો અંતર્યામી જ જાણે; બીજું કોણ જાણે? પણ પરાણે સમજવું જોઇતું હતું કે આખરે ય તો તુળસી બૈરાંની જાત છે, નારીનું હૈયું છે. પણ......પણ નકોરકઠોર મરદજાત એમાં શું સમજે ?

સાંજ વીત્યે તુળસી બેઠી બેઠી પ્રત્યેક પળે પરાણના આવ્યાની રાહ જોતી હતી, તે વેળા હાથમાં માળા લઇને લોચન ડોસા આવી પડયા. પગરવ સાંભળી તુળસી બેઆકળી બોલી ઊઠી: "કોણ, વૈરાગી?"

લોચન હસતો હસતો બોલ્યો: "કેમ બઈ, તુળસી! એટલામાં જ તું તો કંઇ તણાવાગભરાવા લાગી? હજુ લગનબગન તો થયું નથી!"

કહી લોચન હસતો હસતો ઓટલા પર ચઢયો. તુળસીએ મનમાં ખીજવાતાં એક પાથરણું પાથરી આપ્યું અને પોતે જરા આઘે જઈને બેઠી. લોચન આસન પર બેસી બોલ્યો: "જો ને, આજે બારસ છે. મેં પૂનમનો દહાડો નકકી કર્યો છે. પરાણ માળો સાવ ગુગળી છે. પૈસો છૂટતો નથી, પણ કંઇ પાંચપંદર વૈષ્ણવને ભેળા કર્યા વિણ તે ચાલવાનું છે? એ પણ ભઇ નસીબમાં જોઈએ! કહેછ કે ના, મારાથી એ બધું નહિ બને. પણ નહિ તે કેમ બનવાનું છે? માળાની દાનત શી છે તે ખબર છે? સાવ ફોગટ ખાતે સરસ ખાસ્સી બૈરી હાથ કરવી છે!"

લોચન હાહાહાહા હસી પડયો. તુળસી જરા ય ન હસી; કશું બોલી પણ નહિ; મૂગી મૂગી બેસી રહી. પછી લોચને પરાણના બીજી ઘણીક રીતે વખાણ કર્યાં ને છેવટે એવી સૂચના કરી કે લગન થઇ જાય એટલે તુળસી પરાણને ઘેર જશે. પછી આ ઘર તુળસીએ પોતાને કબજે આપવું. પોતે તેને યોગ્ય રીતે સમારીસુધારી સારી પેઠે જાળવશેસાચવશે, અને એક સારું મજાનું તુળસીવન તેમાં બનાવશે. તે વડે ગોવર્ધનના સંભારણાં રૂપે ઘર પણ સારી રીતે ખડું રહેશે, અને વળી પવિત્ર તુળસી વૃક્ષે કરીને તેની માયધરતી પુણ્યવંતી બનશે અને તેનો વૈકુંઠધામે જવાનો મારગ મોકળો થશે.

તુળસીએ આ વાત પર ના ન કહી, એટલે લોચને પણ તેની

સદ્બુદ્ધિનાં વખાણ કર્યાં અને સત્વર તેના હૃદયમાં સાચી કૃષ્ણભક્તિ પ્રગટો એવા આશાભર્યા આશીષ આપી આનંદભેર ત્યાંથી વિદાય લીધી. તુળસી ગુસ્સાભેર મનમાં ને મનમાં પરાણને ગાળો દેતી અંદર જઇને લેટી પડી.

બીજે દિવસે તુળસી નાહીપરવારી રસોઇના કામે મંડેલી પણ વારંવાર બહારના રસ્તા પર તલસતે નયને નજર નાંખતી હતી, તેવામાં પરાણે આવી હાક મારી: "તુળસી !"

તુળસીએ તેના તરફ એક આતુર નજર નાંખી અને પછી મોં ચઢાવી ગંભીર ભાવે બેસી રહી. પરાણના લક્ષમાં આવું કંઈ ન આવ્યું, ને તે તો ઓટલા પર બેસી હરખાતે સાદે બોલ્યો: "બધું કરી ચૂકયું છે તુળસી ! પરમ દિવસે પૂનમ છે. દહાડો રૂડો છે. બાબાજી જાતે આવવાના છે."

ગંભીર ચહેરે તુળસી બોલી: "આજે પાછા ત્યાં ગયા'તા, ખરું ?"

પરાણ માથું ડોલાવી હસીને બોલ્યો: "તે ના જાઉં ? બબ્બે રાતથી ઊંઘ કોને આવે છે ? આજે ભોર થતાંમાં જ દોડયો'તો !"

પણ જે વાત પોતાને સૌ પહેલી જાણવીસાંભળવી હતી, તે ન મળ્યાથી તુળસી મનમાં ખૂબ ખિન્ન થઇ. પણ ત્યારે, પોતેજાતે થઈને તે વાત પૂછવાની ય તેને મરજી નહોતી થતી ! એટલે એણે તો મૂગા મૂગા, નીચા મૂઢીએ એક લાકડું લઈને ચૂલામાં ખોસ્યું. પરાણ બોલ્યો: "બાબાજી જાતે આવશે, ખરચો જરા વધારે થશે. પણ હવે તેમાં કરવું ય શું, કહે જોઇએ ? પાંચ રૂપિયા ઉછીકા આણીશું, વળી બે વૈતરાં વધારે કરી દેવું વાળી દઈશું, બીજું શું ? કેમ બોલી નહિ ?"

તેણે તાકીને તુળસીના ચહેરા તરફ જોયું. પણ તેના ચહેરા પર આનંદના કે ઉત્સુકતાનાં કશાં ચિહ્ન ન ભાળ્યાં. તેમ છતાં તે નાઉમંગ ન થયો. તેટલા જ આવેશભેર બોલ્યો: "મને તો મનમાં શું શું થઈ જાય છે, જાણેછ ? કે આ બે દહાડાના વચાળાને જાણે હાથેથી ઉંચકીને ફેંકી દઉં"—કહી તે જરા હસ્યો. તુળસી તો ગંભીરભાવે જ બોલી: "હં !"

પરાણુ ઊઠીને ઊભો થયો. બોલ્યોઃ "ઠીક હવે, હજુ તો નાહ્યોધોયો નથી. પૂજાપાંતરી પણ બાકી છે. વળી રાંધવાનું ય છેસ્તો. તેં તો વારુ, ચોખા ઓરી યે દીધા લાગે છે."

તુળસીએ માથું ડોલાવી 'હા' શબ્દ ઉચ્ચાર્યો. પરાણુ જવાને નીકળ્યો. તુળસી હવે ન રહી શકી. તે બૂમ પાડી બોલીઃ "જરા સાંભળો."

પરાણુ ઊભો રહ્યો. તુળસીએ પૂછ્યું: "પેલો અભાગિયો ચેલકો હવે તો રડતો નહિ હોય, નહિ ?"

અચંબો પામતો પરાણુ બોલ્યોઃ "છોકરો ? રડે—હા રડેસ્તો જરા! હં, ભલું સાંભર્યું. કાલ રાતથી તેને વળી તાવ આવ્યો છે !"

તુળસી બેઠેલી હતી; જાણે તીર છૂટે તેમ ઊઠીને તે ઊભી થઇ ગઈ. અકળામણભેર પૂછવા લાગીઃ "તાવ આવ્યો છે ? બહુ તાવ આવ્યો છે ?"

પરાણુ બોલ્યોઃ "એવો બહુ બધો તો નથી, પણ તેમ છેક ઓછો પણ નથી."

શંકાભર્યા જડ સાદે તુળસી બોલીઃ "પણ દોઢદોઢ વરસમાં તો એક દહાડો ય તાવ !" નથી આવ્યો

પરાણુ સધિયારા રૂપે બોલ્યોઃ "જગાફેર થયો કની ? એટલે અકળામણનો તાવ આવ્યો છે. ધાસ્તી જેવું નથી. એ તો સાજો થઈ જશે."

તુળસી ફિકરથી ઝંખવાણે પડેલે ચહેરે બોલીઃ "તેસ્તો."

પરાણુ બોલ્યોઃ "ફિકર કરવા જોગું કંઈ નથી. હં, હું પરમ દિવસે બાબાજીને તેડવા જવાનો છું ને પાછો........"

તુળસી નીચી જ મૂંડીએ બોલીઃ "પરમ દિવસે ?"

પરાણુ-માથું ખંજવાળતો બોલ્યોઃ "કાલે જઇને ખબર કાઢી આવું ?"

તુળસીએ ઊંચું જોઇ પૂછ્યું: "શા સારુ ?"

"કેમ છે, કેમ નહિ, તને ખબર તો પડે!"

તુળસી મૂગી રહી.

પરાણે પૂછ્યું: "શું કહે છે?"

ભવાં ચઢાવી કરડે સાદે તુળસી બોલી: "તે તમારી ખુશી હોય તો જજો, મારે કહેવાની શી પડી છે? મને જાણે તેની ફિકરમાં ઊંઘ ના આવતી હોય ને!" બોલી તેણે એકદમ જોરથી મોં ફેરવી નાંખ્યું. પરાણે જોયું કે તુળસીનો સાદ સાવ ભારે થઇ ગયો છે, ને હવે જો કંઈ બોલવા જઈશ તો તે કદાચ રડી જ પડશે. પરાણુ મનમાં ને મનમાં જરા હસ્યો, ને કશું ન બોલતાં ઊઠીને ચાલતો થયો.

હીજરાઈ હીજરાઇને રડી રડીને જ તો તાવ આવેલો, નક્કી! તાવના મારમાં તે પાસેપડખે તરફડશે, ત્યારે કોણ તેની સંભાળ લેશે વારુ? ને પાછો ટુસીમા, ટુસીમા કરતો રડશે ત્યારે તેને ઠંડો કોણ પાડશે? તુળસીએ રાંધ્યું તો ખરું, પણ લગારે ખાઈ શકી નહિ. તપેલીનો ભાત તપેલીમાં જ પડ્યો રહ્યો.

તે રાત તુળસીએ કેમ ગાળી તે તે જ જાણે! હાય રે, સાંજપહોરે તેની ખબર લઈ આવવા માટે પોતે પરાણુને કેમ કંઇ ના કહ્યું? અરેરે, તેના પર રીસ કરવા જતાં પોતે છોકરા તરફ આટલી નઠોર થઇ બેઠી! ધિક્કાર છે પોતાને! જરા સરખું ઝોકું આવતાં, જાણે ગોપી એક ભાંગલા-તૂટલા ઓરડામાં એકલો પડયો પડયો તાવે તરફડે છે ને ટુસીમા, ટુસીમા કહેતો ચીસાડે છે એવું દૃશ્ય તેની આંખો લગોલગ તરવરી ઊઠતું!

[ ૯ ]

સવારે ઊઠતાં જ તુળસી પરાણુને ઘેર જઈ પડી. પણ ત્યાં તાળું હતું. પરાણુ ક્યાં ય બહાર ઊપડયો હતો. તે થોડીક વાર બારણાં આગળ બેસી રહી. પણ પરાણુ તો કંઇ આવ્યો નહિ. મનમાં ને મનમાં ખૂબ ધુંધવાતી ગુસ્સે થતી તે ઘેર પાછી ફરી.

બપોરે પાછી એક વાર ગઇ. પરાણુ હજુ આવ્યો નહોતો. ઘેર તાળું તેવું ને તેવું જ લટકતું હતું. તુળસીના ધૂંધવાટનો પાર ન રહ્યો! અહો!

આ દુનિયાના લોકો કેવા સવારથિયા છે, કેવા નઠોર છે, હૈયાસૂના છે! એક માઠી ખબર આપી મોજથી ક્યાંય ગેબ થઈ જાય છે! તુળસીને થઈ ગયું–ભેટો થાય તો આવી નઠોર સંગદિલી માટે પરાણુને સારી પેઠે બે-પાંચ સંભળાવી દેવી. છટ્ છટ્! પથારીવશ બીમાર બાળકના સમાચાર પામવા પોતે કેટકેટલી ઝંખી રહી છે ને પરાણુ ભાયડો તો જાણે લગનના હરખે માતીને તેની ખટપટોમાં ભમતોભટકતો ફરે છે! એવા સવારથિયા સાથે લગન? છિઃ

તુળસીને થઇ ગયું: લાવ, હું જ દોડી જાઉં. પણ અખાડે જવાજોગી હિંમત તેને ન થઈ. તે દોડતી લોચન પાસે ગઇ. પણ તબિયત સારી નથી કહી પોતે અખાડે જવા લોચને ના કહી. વધારામાં વળી તેણે તુળસીને શ્રી હરિપ્રભુની ઇચ્છા પર નિર્ભર રહેવા શીખ દીધી. પ્રભુ જે કંઇ કરે છે, તે સારા માટે જ તે! કદાચ તે છોકરાનું કંઈ સારુંમાઠું કરી નાંખીને તુળસીના ડામાડોળ મગજને સરખું એકલક્ષી ય કરી નાંખે! તેનો મહિમા અપાર છે!

પણ તુળસીને કંઇ પ્રભુનો એ અપાર મહિમા ગળે ના ઊતર્યો. તે તો કાનમાં આંગળીઓ ઘાલી દોડતી નાઠી.

ધીમે ધીમે સાંજ પડી. તો ય પરાણુ ન આવ્યો. તુળસીએ સંધ્યા-દીવો ના કર્યો, તુળસીક્યારડે રોજ દીવો કરે તે ય ના કર્યો. અંધારામાં ઓટલા પર ચુપચુપ બેસી રહી. એવે ટાણે પરાણે બૂમ મારી: “તુળસી!”

તુળસી ગુસ્સાભેર તડૂકીને કંઈક બોલવા–બ્હીવડાવવા જતી હતી, પણ તે ના બોલાયું–તેનો બધો ગુસ્સો, તેનો બધો ધૂંધવાટ નષ્ટનિષ્ફળ કરતી એક હળવી, ક્ષીણ બૂમ સંભળાઈ: “ટુસીમા!”

ગાંડાની માફક તુળસી દોડી ને પરાણુ પર જાણે તૂટી પડી–તરાપ મારીને તેણે ગોપીને કેડે લઈ લીધો અને છાતી સાથે ચાંપીભીડી ખૂબ વિહ્વળઘેલા સાદે બોલી: “ઓ રે મારા ગોપલા!”

ગોપી તેની કોટે વળગી પડતાં બોલ્યો: "મને ટા આયો કે ટુસીમા ! અવે નૈં ડાઉં !"

તેણે તુળસીની ગોદમાં પોતાનું નાનકડું મુખ લપાવી દીધું. તુળસી તેને ડીલે હાથ ફેરવતી ફેરવતી બોલી: "ના, ગોપી, તને હવે હું ક્યાં ય નથી જવા દેવાની !"

પરાણુ બોલ્યો: "તો પછી લગનનું કેમનું થશે ?"

તુળસી બોલી: "તે હું શું જાણું ? તમે શા સારુ આને લઇ આવ્યા ?"

પરાણુ ડોકી ધુણાવતો બોલ્યો: "તે કંઇ જાણીબૂઝીને લઈ આવ્યો છું ? સવારે વહેલો ઊઠી શેખપુર ગયો'તો–વિનુ દાસ પાસે દસ રૂપિયા હાથઉછીના લેવા. ત્યાંથી રૂપિયા લઈ વિચાર કીધો કે લાવ, જરા છોકરાને એક વાર જોતો જાઉં. જઇને જોઉં છું, તો એક કોટડીમાં એક ખૂણે એક ફાટલી ચટાઈ પર છોકરાને નાંખી મૂકેલો. છોકરો તરફડ તરફડ કરે, રડી રડીને બૂમો મારે–ટુસીમા ટુસીમા, તેને વળી કોઈ કોઇ સાધુડા આવીને વધારામાં ધમકાવી જાય પાછા !"

તુળસીએ પાલવ વડે આંખો લૂછી. પરાણુ બોલ્યો: "તને જ શું, મારી ય આંખોમાં આંસુ આવી ગયાં, તુળસી ! તો ય તે બેટા છોડતા ક્યાં હતા ?–જાણે તેમના વડાવાએ વેચાતો આણેલો માલ હોય, તેમ ! છેવટે સાંજે બાબાજી આવ્યા ત્યારે કેટલું ય મીઠું મીઠું બોલી, દાઢીમાં હાથ ઘાલી, પાંચ રૂપિયા પ્રણામી આપી ત્યારે લાવવા પામ્યો !"

કૃતજ્ઞતાના ઊભરાથી તુળસીની બંને આંખે રેલ ચાલી.

પરાણુ બોલ્યો: "છોકરાને લઈ સોનાપુરના હરિ દાક્તર પાસે જતો આવ્યો. તેણે જોઇતપાસી ઓસડ લખી આપ્યું છે. દસ આના આપી તે ઓસડની એક શીશી લેતો આવ્યો છું. દાક્તરે કહ્યું છે કે ધાસ્તી જેવું નથી. એ દવા ખાતાં જ સાજો થઈ જશે. વળી બજારમાંથી થોડી સાકર, સાબુ ને એક દાડમ પણ લેતો આવ્યો છું. સારું થયું કે સદ્‌ભાગ્યે હું જઇ પડયો, નહિ તો છોકરાબિચારાનું શું થતે ?"

ગોપીને છાતી સાથે ચાંપી ગદ્દગદ્દ કંઠે તુળસી બોલી: "પણ હવે તમારા કંઠીબંદલનું શું થશે?"

તુળસી ભીની આંખે 'સ્વારથિયા, હૈયાસૂના' આદમી તરફ જોઇ રહી. એવે ટાણે લોચન માળા ફેરવતો આવી પડ્યો ને તુળસીને બૂમ મારી બોલ્યો: "અરે તુળસી, પેલો પરાણભાયડો તો છોકરાને પાછો તેડી લાવ્યો ને કંઇ?"

પરાણ તેના તરફ ફરીને હસીને બોલ્યો: "હા લાવ્યો છું કાકા! અભાગિયો તો ત્યાં જઈને મરવા બેઠો'તો!"

ગંભીર ભાવે લોચન બોલ્યો: "ઠીકઇક. ત્યારે હવે લગનબગન ના થવાનું, કેમ?"

પરાણ બોલ્યો: "હાલ તો નહિસ્તો."

લોચન કંઇક ગંભીર ભાવે ઊભો થઇ રહ્યો, અને 'પરાણમાં કશી અક્કલ નથી' એવે મંત્રે ઝટઝટ માળા ફેરવતાં તેણે ત્યાંથી ચાલતું મૂક્યું.

પરાણ બોલ્યો: "ત્યારે હું ય હવે જાઉં, તુળસી?"

તુળસી છોકરાને તેના પગ પાસે ધબ્બ કરતો બેસાડી દઇ ગાજીને બોલી: "જવાના ક્યાં? છોકરાને તેડી લાવ્યા, તે હવે તેનો બોજો કોણ લેવાનું છે?"

પરાણે હસતાં હસતાં ગોપીને તેડી લીધો. પછી હસતેગેલતે સાદે બોલ્યો: "હું જ લઇ આવ્યો, તો હવે મારે જ લેવો પડવાનો એ બોજો! પણ છોકરાની માનો બોજો મારાથી નહિ લેવાય, સાફ કહી દઉં છું!"

તુળસી તેના તરફ હાસ્યભરી તીરછી નજર નાંખતાં ખભાં ચઢાવતી બોલી: "હંઅ! છોકરાની મા તમારા પર બોજો નાંખવાને રડતી-ફરતી હશે ના?"

પરાણના ખડખડાટ હાસ્યધ્વનિ વડે અંધારઘેરું આંગણું પણ જાણે ખડખડ હસી ઊઠ્યું!

★

## ૧ : પરાણી

સ્વરૂપ વેરાગીની દીકરી પરાણીએ અઢાર વરસની ઉંમરે વિધવા થતાં, ધણીનો મણિયારી માલનો ટોપલો ઊંચકી જાતે ફેરી શરૂ કરી, એટલે પડોશી અભિરામ દાસે પોતે પુનર્લગ્નની આશા રાખતો હતો તે માંડી વાળી, અને તેને બદલે ભજનકીર્તન તરફ મન વાળ્યું.

પરાણીને નહોતો બાપ, નહોતી મા. સગામાં હતી ફક્ત બુઢ્ઢી દાદી. તે પણ બાપની મા નહિ, માની મા. પરાણીની મા છેક જુવાન ઉંમરે મરી જતાં ખુદ ડોશી જ જમાઈઘેર ગઈ ને ત્યાં રહી. તેણે પરાણીને ઉછેરીને મોટી કરી. ડોશીની તો બહુ યે ઇચ્છા હતી કે વિધવા પરાણી પુનર્લગ્ન કરી ફરી સંસાર માંડે. આવી જુવાન ઉંમરે માથે ટોપલો લઇ હાટેબજારે ફરવું તે કંઇ ઠીક લાગે? પણ પરાણીએ તો પુનર્લગ્નને બદલે એ કામ જ ઠીક ગણ્યું—બહેતર લેખ્યું.

પરાણીનો વર ચિંતામણિ વૈરાગી ઘરજમાઈ થયો હતો. એણે વંશ-પરંપરાગત—જ્ઞાતિગત ભિક્ષાનો ધંધો છોડી દઇ, ગુજરાન માટે મણિયારી માલની ફેરી કરવાનું રાખેલું. ચિંતામણિના અવસાન પછી પરાણીએ પુનર્લગ્ન કરવાને બદલે ધણીનો ધંધો જ ગ્રહણ કર્યો.

પણ ડોશીએ એ પર ભારે ધમાલ મચાવી. આવી થનગનતી ઉંમર, ને સાથે બજારહાટમાં ફરવાભમવાનું!—કેટલી આફતમુસીબતનો એ સોદો કહેવાય તેની દાદીને બરાબર ખબર હતી. એટલે તે આ વાત પર વાંધો કાઢવા લાગી. પણ પરાણી સાંભળે જ શાની? તે તો જે દિવસે હટાણું

હોય–બજાર ભરાવાનો હોય તે દિવસે ખૂબ વહેલી, મળસ્કે ઊઠી નાહી આવતી. પછી એક કડકડતું માદરપાટ પહેરી, નાકમાં નાનકડી નથ લગાવી, ગાલભર પાનડૂચો ખાઇ, માથે ટોપલો મૂકી કૃષ્ણનગરના હાટ તરફ ઊપડતી.

વાટે હિંડતા વટેમાર્ગુઓ આ થનગનતી જુવાનડીની મદમાતી હાથણી જેવી ચાલ જોઇ ઘડીભર થંભી જતા. જુવાનિયાઓ તેની તરફ જરા હસતી આંખે અવારનવાર તીરછું તીરછું જોતા. ઘરડેરાઓ જરા ચોંકી ઊઠતા. ને ગામવાસી તો, ઘણાક, ફક્ત પરાણીને જ નહિ પણ તેની ડોશીને ય ફિટકાર આપતા !

ગામવાસીઓના જાતજાતનાં બહોતાનાં સાંભળી એક દહાડો ડોશીએ ગુસ્સે થઇ જઇ પરાણીને કહ્યું: "જો પરાણી, તું આમ ને આમ ટોપલો ચઢાવી બજારે દોડાદોડ કરતી ફરશે, તો ભાઈ, હું હવે પછી તારા હાથનું છાંટો પાણી પણ નથી પીવાની."

પરાણી બોલી: "ઓહોહોહો ! એમ થાય તો તો બહુ સારું. બેડો પાર. આ બે ગાઉ ભોંય ભાંગ્યા કેડે ય મારે બેડાંદેગડાં ભરવા પડે છે તે મટયું."

ડોસી ગુસ્સે થઈ બોલી: "હું માથું ઝીંકીને મરી જઇશ હોં, પરાણી !"

પરાણી હસતી હસતી બોલી: "ઓહો, તો તો હું તમને ભોં નાંખી, સરગે પહોંચાડી નચિંત થઇ જઇશ !"

રાતીપીળી થઇ, ભવાં ચઢાવી ડોશી બોલી: "ઊભી રહે તો પોટ્ટી, મારી હાંસીઠેકડી બનાવે છે વળી !"

પરાણી બોલી: "શું કરું જીમા ! રડવાનું મને આવડતું નથી !"

ડોશી ડોકી ધુણાવતી ધુણાવતી ગંભીર ભાવે બોલી: "હાલ તો શાનું આવે રડવું ? જુવાનીનો તોર છે ને ! તે કશું નહિ સમજાય. પણ પછી સરાવણભાદરવા આંખમાંથી ચાલશે ને, ત્યારે જ મજ ડોસલીના બોલ સાંભરશે, જોજે ને !"

સહેજ હસી પરાણી બોલી: "તે, પછીથી રડવું પડવાનું છે તે ખાતર કંઇ અત્યારથી તેનો અડ્ડો જમાવવાનો હોય જીમા !"

ને જીમાનો તો ગુસ્સો કેમે કર્યો માય નહિ. તેણે કશો જવાબ ન આપ્યો. ફક્ત કરડી નજરે પરાણી ભણી ટગર ટગર જોઈ રહી.

ડોશીનો ગુસ્સો વધેલો દેખી પરાણીએ હસવું ખાળી લીધું. પછી બોલી: "ત્યારે જીમા, તમારે શું કરાવવું છે, કહો."

ડોશીએ કશો જવાબ ના દીધો. ફક્ત ગુસ્સામાં ધુમ્મ થઇને બેસી રહી. પરાણી બોલી: "ત્યારે તમે કહેતા હો, જીમા, તો ઉપવાસ કરી કરીને કાયા સૂકવી મરવાનું રાખું !"

"ઉપવાસ શા સારુ કરવો પડે વળી ?"

"તો ધંધો કરી બે પૈસા કમાઈ આણીએ તો ઉપવાસ ન કરવાના થાય ને ?"

"એમ બધા વળી અભ્યાસ કરતા હશે ? જેણે દાંત આપ્યા તે ચાવણું આપશેસ્તો !"

"તે કંઈ કોઇ આવીને મોંમાં કોળિયો ભરી નથી જવાનો ! મહેનત કરીને લાવવું પડશે."

"તે બજારમાં રખડીને ?"

"ના. ઘરમાં બેસી રહેવાથી મોઢું ભરાઇઉભરાઇ જશે !"

"આમે ય તે લોક મોઢાં મચકોડે છે !"

પરાણી એ વેળા ખીજવાઇને ભવાં સંકોચતી બોલી: "શાણે મચકોડે ? કેમ હું કંઈ કોઇના ધાનમાં બાચકા ભરવા જાઉં છું ? જાતે વૈતરું કરી જાતકમાઇથી પેટ ભરું છું તેમાં પીટયા લોકોનું શું લુંટાય છે ?"

પરાણીનો ગુસ્સો જોઇ ડોશી જરા નરમ પડી. ધીરે, કોમળ સાદે બોલી: "એ તો પીટયા લોકોનો સભાવ જ એવો પડયો. છીંડાં ખોળતા ફરે !"

પરાણી બોલી: "તે મેં કયું એવું છીંડાંકામ કર્યું છે, વારુ ?"

દાદીએ કહ્યું: "કરે તો શું ? પણ આ આવી જુવાન ઉંમરે તું ચૌટેચોકે ફરતી ફરે તે કંઇ રૂડું લાગે ?"

પરાણીએ કહ્યું: "તે હું કંઈ ચૌટેચોકે મારી ઉંમર વેચવા નથી જતી; મારો માલ વેચવા જાઉં છું."

ડોશી કહે: "તે ગમે તેથી જતી હોય, જાયછ તો ખરી ને ? તું જ વિચાર કરી જો ને, કે એને લીધે પાંચ જણા પાંચ જાતની વાતો કરે ખરાં કે નહિ ?"

પરાણી જરાએક ચુપ રહી. પણ પછી અભિમાનઆકળા સાદે બોલી: "ભલે ત્યારે, કાલથી બજારહાટે જાઉં તો મારું નામ પરાણી જ નહિ ! ઘેર પડી રહી પેટે પાટા બાંધી મરવાથી જ જો બધાને મનગમતું થતું હોય તો ભલે, તે જ થવા દો !"

ડોશી અકળાતી બોલી: "એવું એવું શું અપશકનિયું બોલે છે, પરાણી ! અક્કલ વગરની ! મારા સમ બોલે તો !"

પરાણી ગુસ્સાભેર ધુમ્મ જેવી થઇ રહી. દાદી બોલી: "ચાલ, હવે તારું પૂછડું છોડી દે, ને મારી વાત જરા સાંભળ."

પરાણીએ પૂછ્યું: "તમારી વળી શી વાત છે ? નાતરું જ ને ?"

ડોશી બોલી: "નાતરું કેમ, કંઠીબદલ, પુનરલગન. આપણી નાતમાં તો રિવાજ જ છે ને ?"

પરાણી બોલી: "તે તો ભિક્ષુક વૈષ્ણવોમાં છે–તેમના ઘરમાં ચાલે છે. હું તો કુલીન વૈષ્ણવ દીકરી છું."

ડોશી સહેજ કરડાકીમાં બોલી: "હંઅ ! બહુ બધા કુલીન ! કુળને શું ધોઇને પીવું'તું–કુળ ચાટી કોનાં પેટ ભરાયાં ?"

ઊંચે સાદે પરાણી બોલી: "તે કુળ ધોઇ–ચાટી ન પીઉં તો શું માપદાદાને મોંએ મેશ ચોપડું ?"

ડોશીએ કહ્યું: "ના, ચૌટેચોકે જઇને સારી પેઠેમથી મોંએ ચૂનો

ચોપડ ! ભગવાન મને મોત આપતો નથી, તેથી બેઠાં બેઠાં આવા બધા ચાળા જોવા પડે છે ! હે દીનાનાથ !"

પરાણીએ જવાબ ન દીધો. ડોશીએ ઊઠી શિંકા પર મૂકેલી જપની ગૌમુખી ઉતારતાં કહ્યું: "જો ભાઇ, મારી વાત સાંભળી લે પરાણી ! આજે ય અભિરામ આવ્યો'તો. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા ન જા."

પરાણીને ડોશીનો મૂળભૂત ઉદ્દેશ શો છે તે હવે લક્ષમાં આવી ગયું. સાથે સાથે તે એમ પણ સમજી કે આ બધું અભિરામની જુકિતનું જ પરિણામ છે. તે જ આવીને ડોશીમાને પાનો ચઢાવી ગયો છે. તેને મોઢે તાળું માર્યા સિવાય ડોશીની ગોદાટણીમાંથી છૂટકારો થવો મુશ્કેલ છે.

★

## ૨ : આંતરસ્મૃતિ

જૂનાપુરાણા કાગળની ફાટલીતૂટલી ચોપડી સામે મૂકીને અભિરામ આલાપપૂર્વક ભજનો લલકારી રહ્યો હતો.

> મુખસે રામકૃષ્ણ બો...લ...
> રાધાકૃષ્ણ બોલ............
> ક્યા લગેગો મોલ.........
> તેરો ક્યા લગેગો મોલ......
> દિનદિન સંસારકેરાં
> પાપવૃક્ષ વાધે

ફળ રૂપે પુત્રકન્યા
ડાળખીઓ ભાંગે...
માયાના મોહ કોણ ત્યાગે?...

અભિરામે એક લાંબો નિસાસો મૂકયો અને ચોપડી ખસેડી મૂકી. હાય રે! માયા રૂપી સ્ત્રીપુત્રીએ એક દિવસ તેના સંસારવૃક્ષને કેટલું બધું ભારબોજ રૂપ કરી મૂકયું હતું! ને તે વેળા અભિરામે વિમાસેલું: "હે ગોવિંદ! આ બધી મોહમાયામાંથી મારો ઉદ્ધાર કર. મહાપાતકી છું, મને રસ્તો દાખવ. મારો પંથ ઉજાળ!"

પણ જ્યારે તેની આ પ્રાર્થના ખરેખર જ ગોવિંદાગોપાળાએ સાંભળી ને સાચી પાડી, સહસા કાળનું વાવાઝોડું આવી તેના સંસારવૃક્ષને ડાળાંપાખડાં સમેત ઉથલાવી–ઉખેડી નાખી વહી ગયું ત્યારે વિશાળ ચોગાનમાં ખડા રહેલા ડાળપાનવિહીન થડિયા પેઠે અભિરામ શોકાતુર સાદે બોલ્યો: "અરેરે! પ્રભુ! તેં આ શું કર્યું?"

આગળ જે અભિરામે સ્ત્રીપુત્રાદિ પરિવારને સાધનપંથના કાંટા રૂપે લેખેલાં, તે જ અભિરામ એ કાંટાઓ નીકળી જતાં, માયાનાં બંધ ખુલીખસી જતાં, હવે જાણે પંડને ગુમરાહ માનવા લાગ્યો–રાહભૂલ્યો સમજી રસ્તો ખોળવા લાગ્યો–રસ્તો જડયો નથી એમ વિમાસવા લાગ્યો. સમગ્ર જગત તેને જાણે એક મહાવિકટ સ્મશાન પેઠે ખાવા ધાતું લાગ્યું. એવા મહાસ્મશાનમાં બેસીને કાપાલિકો દેવીની સાધના કરી શકે ખરા, પણ અભિરામ જેવો ભકતસાધક તો પોતાના પ્રેમભર્યા દેવને ભકિતકોમળ સાદે કેવી જ રીતે આવાહી શકે?

મનને મકકમ કરીને અભિરામ નામ જપવા બેસતો. પણ મન ના કહેતું. જપમાં ચિત્ત ચોટતું નહિ. બે માળા ફેરવી ન ફેરવી ત્યાં તો, કોઈકનું મંદ હાસ્યભર મુખડું પેખવા તે જાણે ભરી ભરી આશે પીઠ પાછળ જોઈ રહેતો! જોર કરીને અભિરામ બંને આંખો મીંચી દેતો. પણ આંતરસ્મૃતિ જાણે સો સો આંખો ખોલી કંઈ કંઈ જોઈ રહેતી–જાણે

ઘરમાં સાંધ્યદીપ જલી રહ્યો છે, ને દીવા પડખે જ એક કોમળ યુવતિ દોઢ વરસના બાળકને ખોળામાં સુવાડી ઉંઘાડી રહી છે. કીકો ઉંઘવા નથી ઇચ્છતો. મા તેને જોરથી ઉછંગમાં દાબી તેના માથા પર કુમળી ટપલીઓ મારતી મારતી, તેના પગ નચાવતીકુદાવતી, હુલાવતીફુલાવતી હાલરડાસાદે ઉંઘાડવા બોલે છે:

મારો કીકુડો ગયો ઊંઘી
ગયો પરીમુલકમાં પૂગી
બીડી સોનાસમાણી આંખ
એને પરીએ આપી પાંખ

કીકો માથું ઊંચકી ઊંચકી ઊઠવાની ધમાલ કરી રહ્યો છે. મા તેને ઠપકારે છે, પણ બંને આંખોમાંથી તો જાણે પ્રેમથી અમૃતધારાઓ ઊભરાઇ ઊભરાઈને વહી રહે છે. કીકો અર્ધસ્ફુટ સાદે બોલે છે: "આ આ બા બા બા બા..." મા તેને ઠપકારતી બોલે છે: "હાશ હાશ, તું પણ કેવો છે ? જપ કરવા બેઠા છે, ભાન નથી ? તારે સંતાપે ભગવાનનું ભજન પણ છોડી દે ? ચાલ વળી !"

આમ છતાં ભગવાનનું ભજન કરવાની કશી ઉપયોગિતા કીકાને ગળે ઊતરી હોય એવું લાગ્યું નહિ. ને તે તો 'બા બા બા બા' કરતો રડી ઊઠ્યો.

"ના રે બાપ ! આવો છૈયો તો કોઇ ના દીઠો" કહેતી માએ ડોળા કાઢ્યા.........

અભિરામે આંખો ખોલી આકળા બની પાછળ ફરી જોયું. શાંત અંધારે ભરેલું શૂન્ય ઘર જાણે તેની મશ્કરી કરતું હસી ઊઠ્યું. અભિરામે માળા નાંખી દીધી ને બંને કર વડે આંખો ઢાંકી દીધી. હાય રે દૈવ ! તારી માયાવી મા કેવી ભયંકર ઠગારી છે !

અભિરામ રાતદહાડો પ્રભુ પાસે પ્રાર્થના કરતોઃ "હે દીનદયાળ ! માયાના બંધ છેદી જ નાંખ્યાં છે તો હવે મન પરના આ મોહપડદા

પણ કાતરી નાંખ રે મારા નાથ! દાવાનળે ઝાડ ભસમ થઇ ગયું છે–તો હવે તેનાં લૂખાં મૂળિયાં ય શા સારુ રહેવા દે છે, મારા ધણી!"

તે મૂળિયાં શા સારુ રહેતાં હતાં, તે અભિરામ નહોતો જાણતો; પણ અંતરજામીને તો બધી વાતની ખબર હતી. તેને માલૂમ હતું કે ચોમાસાની શીતળ અમીધારા વરસતાં એક દહાડો એ જ પ્રજળેલા ઝાડનાં નીરસ મૂળિયાં પણ રસયુકત બની ઊઠશે. વસંતની મૃદુ લહરિઓના સ્પર્શે તે ફરીથી અંકુરીને ડોલવાહાલવા લાગશે. ત્યારે ફરીથી એ બળ્યુંઝળ્યું વૃક્ષ નવી ફૂટેલી ડાળપાંખડીઓ પર નવીન ફળફુલપાંદડાં વડે સુસજ્જિત બની પોતાનું અનિવ સભૌંદર્ય પ્રગટાવશે.

★

## ૩: વાવાઝોડું!

ગામમાં હરિનામ બોલતાં ઘેરઘેર ફરવું એ જ અભિરામનો ધંધો હતો–ગુજરાનનું સાધન હતું. શેરીઓમાં આમ કીર્તન કરતાં ફરી, ગૃહસ્થ લોકો પાસેથી જે કંઇ મળતું તે વડે તે નભાવતો. સવારે ઊઠી કરતાલ લઇને કીર્તને બહાર પડતો તે ઠેઠ બપોર સુધી ભટકી ભટકી ઘેર આવતો. તે પછી નાહીધોઇ ઇષ્ટિપૂજા આટોપી જાતે રાંધીસિંધી તે જમી લેતો. ગામમાં કોઇને ઘેર જે દિ કંઈ ક્રિયાકાંડ હોય તે દિવસે એને ઘેર રાંધવું મટી જતું–બામણબામણીઓ સાથે સાથે અભિરામજીને ય નોતરું સાંપડતું. ફકત સ્વગામે જ નહિ, આસપાસનાં બેચાર ગામડે ય અભિરામનો એવો અવરજવર હતો.

એ દિવસે કેશવગંજમાં કીર્તન કરી પાછા ફરતાં જરા મોડું થઈ ગયેલું. વૈશાખનો કરડો તડકો પૃથ્વીને જાણે બાળીપ્રજાળી દેતો હતો. રસ્તાની ધૂળ પણ જાણે અગ્નિકણ પેઠે ચરણોને ડંખી ખાતી હતી. રસ્તો લગભગ ઉજ્જડ હતો. કવચિત કોઈ એકાદબે હાટડિયા, રેંઅઝેંબ કપડે ખાલી ટોપલા માથે મૂકીને ઘર ભણી સંચરતા નજરે પડતા. એવા ધગધગતા રસ્તા પર અભિરામ ઝડપી પગલે ગામ ભણી ચાલી રહ્યો હતો.

સહસા પાછળથી કોઈકની બૂમ પડી: "વૈરાગી ઠાકુ...ર!"

અભિરામ ચમકીને ઊભો ને આમતેમ નજર નાખી. ફરી બૂમ સંભળાઈ: "આ બાજુ, વૈરાગી ઠાકુર, આ બાજુ!"

રસ્તાથી થોડે જ દૂર એક સૂકીલૂખી તળાવડીને કાંઠે બે ઝાડ હતાં —એક પીંપળો ને એક વડ. અડોઅડ ઊગી, એકબેને ભેટતાં રહી સુંદર શીળો ઉપજાવી રહ્યાં હતાં. અભિરામે જોયું, તો એ શીળામાં ઝાડ તળે એક બાઈ ઊભેલી હતી. એ બાઈ તે તેના જ ગામના સ્વરૂપ દાસની દીકરી —પરાણી. અભિરામ અચંબાભેર હળવે હળવે તેના તરફ ધપ્યો, અને પાસે પહોંચી જઈ પૂછ્યું: "કોણ, પરાણી?"

લગાર હસીને પરાણી બોલી: "હા, હું. તમે ક્યાં ગયા હતા?"

અભિરામ છાંયડો પાથરતા ઝાડ નીચે બેસી જઈ એક નિરાંતનો સાસ મૂકતાં બોલ્યો: "કેશવગંજ ગયો હતો. પણ તું, પરાણી, તું અહીં?"

પરાણી બોલી: "હું કૃષ્ણનગરના હાટમાં ગઈ'તી."

અભિરામ અચરજ સહિત બોલી ઊઠ્યો: "હા ટ માં?"

સામે જ પડેલા ટોપલા તરફ નજર નાંખી પરાણી હસીને બોલી: "હા, હું મણિયારી માલ વેચું છું ને!"

અભિરામે એક વાર પરાણી પ્રત્યે અને બીજી વાર ટોપલા પ્રત્યે કુતૂહલભરી નજર નાંખી.

પરાણી બોલી: "આજે આ ભેજાંતોડ તડકો છે, ને વળી માથે આવો

ભાર, ટોપલાભાર, એટલે જરા વિસામો ખાધા વિણ ન ચાલ્યું. પણ ટોપલો ઉતારી મુસીબતમાં આવી પડી. માથે ચઢાવનાર કોઈ ન મળે. બાઇ માણસ એકલી જાતે કંઈ આવો મોટો ટોપલો માથે ચઢાવી શકે ?"

એક દીર્ઘ નિસાસો મૂકતો અભિરામ બોલ્યો: "આ બધું તે કંઇ તારું કામ છે, પરાણી ?"

જરા હસીને પરાણી બોલી: "એ તો તમે ય કહો છો, હું યે કહું છું, પણ મૂવું પેટ ક્યાં સાંભળે છે ?"

અભિરામ મૂગો બેસી રહ્યો. પવનનો એક સુસવાટો આવી પરાણીના કાન પડખેની એક અલકલટ ઉડાડી નાસી ગયો. ઝાડની ખૂબ ઊંચી ડાંખળી પર એક પંખી ઊંચે સાદે બોલી ઊઠ્યું: ક...ટિ...ક...જ...લ !

અભિરામે અકળાઇ મોં ફેરવી ધગધગતા વેરાન તરફ નજર કરી.

પરાણી ઊઠી અને તેણે લુગડાં સંકોર્યાં. પછી પાલવ બરાબર કમ્મરે ભેરવી અભિરામ તરફ જોઇ બોલી: "ટોપલો ચઢાવી દો તો !"

અભિરામ ઊઠીને ઊભો થયો અને ખાંધ પરનો અંગુછો કમ્મરે બાંધી બોલ્યો: "હું જ લઇ લઉં છું."

પરાણી ડોકી ધુણાવી બોલી: "ઊંહું...!"

તલસતી આંખે તેના વદન તરફ જોઇ રહી અભિરામ જરા ક્ષુબ્ધ સાદે બોલ્યો : "એમાં હરકત શી છે, પરાણી ?"

બે હાથ વડે ટોપલો એક પડખેથી પકડી પરાણી દૃઢ સ્વરે બોલી: "ચાલો, ઊંચકી આપો તો !"

અભિરામે હવે કશું ન બોલતાં ટોપલો ચઢાવી આપ્યો. ટોપલો લઈ પરાણી આગળ ચાલી. અભિરામ તેની પાછળ ચાલ્યો. ચાલતાં ચાલતાં પરાણી બોલી: "મારી સાથે તમારે આસ્તે આસ્તે ચાલવું પડે છે. પણ રસ્તો સાવ ઉજ્જડ છે, એટલે એકલાં એકલાં જતાં મને કોણ જાણે કેમ, જરા બીક લાગે છે."

અભિરામ કશો જવાબ ન દેતાં મૂંગો જ રહ્યો. વળી થોડે દૂર ગયા કેડે પરાણી બોલી: "એકલા હોત તો તમે અત્યારે ક્યારના ય પહોંચી ગયા હોત! તમને મોડું થઇ ગયું!"

અભિરામ બોલ્યો: "ભલે થયું!"

તે દહાડે ઘેર પહોંચ્યા કેડે અભિરામે ભાળ્યું–પોતાના પ્રાણ પરથી એક વાવાઝોડું સૂસવી ગયું છે! એ સૂસવાટે પોતાના મનની વૃત્તિઓ ઉથલપાથલ થઇ ગઇ છે–એટલી બધી, કે તેમને ઠેકાણે લાવવાનું કપરું છે!

નમતે પહોરે અભિરામે વૈષ્ણવ ધર્મગ્રંથો ઉતારી તેમાંથી ખાસ વૈરાગ્યસૂચક પદો વીણીચૂંટી કાઢી વારંવાર તેને રટવા માંડયાં. સાંજે જપ ને વંદના કર્યાં કેડે અભિરામને લાગ્યું કે ચાલો, પ્રયત્ન ફળ્યો ખરો, મનનો કેફ કપાઈ ગયો. ફક્ત પરાણી પ્રત્યે કંઇક કરુણાની વૃત્તિ જાગતી દેખાઈ.

બીજે દહાડે અભિરામ પરાણીની દાદી કને ગયો ને સૂચના કરી કે આ રીતે પરાણી ચૌટેહાટે જાય એ કંઈ ઠીક નહિ. તેણે તો કંડીબદલો કરી ફરી સંસારમાં લાગી જવું એ જ ઉચિત છે.

ડોશીએ કંઇ કંઈ વાંધા જાહેર કર્યાં ને પછી કહ્યું: "પણ દીકરા, એ અભાગણી છોડી કંઇ મારું સાંભળેછ થોડી? કંઇ સમજે તો તું જ જરા સમજાવી જો."

અભિરામની છાતી ધડક ધડક થઈ ઊઠી. તે તાબડતોબ ડોશી પાસેથી છટકી નાઠો. ભજનાવલિ ખોલીને બેઠો ને ખૂબ મોટે સાદે વાંચવા મંડયો:

રા ધા કૃ ષ્ણ બો લ
મુખસે રાધાકૃષ્ણ બોલ
ક્યા લગેગો મોલ
તેરો ક્યા લગેગો મોલ–
રાધાકૃષ્ણ બોલ૦

## ૪: મારૂં શું થશે?

રામ ઝરૂખે બેઠકે
સબકા મુજરા લેત
જૈસી જીનકી ચાકરી
વૈસા ઉનકો દેત......

પોથી કપાળે અડાડી અભિરામ નવું પદ બોલવાગાવાની તૈયારી કરતો હતો, એવામાં પરાણી ડોલતી ડોલતી આવી, ને તેણે બૂમ મારીઃ "વૈરાગી ઠાકુર!"

અભિરામે ભજનાવલિમાંથી નજર ખસેડી અચંબાભેર પરાણી પ્રત્યે જોયું. પરાણી લાડકા સાદે બોલીઃ "મને રામનામ સુણાવશો, વૈરાગી ઠાકુર?"

પરાણી આમ બોલી અભિરામની સામે, થોડે દૂર ધબ્બ દઇને બેસી પડી. અભિરામ જરાક ડઘાઈ જઇ અચરજભરી સ્તબ્ધ આંખે તેના તરફ ટગર ટગર જોઇ રહ્યો. પરાણી હસીને પણ જરા આકરા સાદે પૂછવા લાગીઃ "શું જુઓ છો?"

નજર ઢાળી દઇ અભિરામ ક્ષુબ્ધ કંઠે બોલ્યોઃ "મારી સાથે આવી ઠઠ્ઠામશ્કરી શાણે, પરાણી?"

પરાણી બોલીઃ "રામનામ સુણાવવા કહ્યું તે શું ઠેકડી થઇ?"

અભિરામ બોલ્યોઃ "તે શું ખરેખર તું એને જ માટે આવી છે?"

"નહિ તો શું તમારી સાથે લગન કરવા માટે આવી છું?"

અભિરામ ધ્રૂજી ઊઠ્યો. જરાક વાર સ્તબ્ધ ભાવે બેસી રહી, ઊંચું જોઈ કઠોર સાદે બોલ્યોઃ "છિઃ છિઃ પરાણી! એવું શું બોલી?"

પણ પરાણી આ ઠપકારથી સહેજ પણ ગભરાઇખચકાઇ નહિ. તે હસતાં હસતાં બોલીઃ "છિઃ છિઃ શાને, વૈરાગી ઠાકુર? તમારે જ તે

કંઠીબદલ કરવાની જરૂર પડી છે ના?"

અભિરામ ગુસ્સાભરી નજરે પરાણીના વદન તરફ જોઇ રહ્યો. પરાણી બોલી: "શું જુઓ છો? મારું રૂપ?"

અભિરામ જરા નિસાસો નાંખી બોલ્યો: "એ રૂપ તે કેટલા દહાડાનું, પરાણી?"

હસીને પરાણી બોલી: "જે કંઈ થોડા દહાડા હોય તે!"

અભિરામ બોલ્યો: "બહુ ઝાઝા દહાડા નહિ રહે. બેચાર દહાડા, તે પછી—"

પરાણી બોલી: "હં, પછી શું? માટીની કાયા માટીમાં મળી જશે, એ જ ને?"

પરાણી હસી ઊઠી. અભિરામ નીચે મસ્તકે બેસી રહ્યો. થોડીક વારે પરાણી પોથીઓ તરફ આંગળી કરતી પૂછવા લાગી: "આ બધો તમારા વૈરાગ્યપુરાણનો મશાલો છે, ખરું ને?"

અભિરામ બોલ્યો: "એ બધાં ભજનનાં પુસ્તક છે."

"તે એમાં શું લખ્યું છે? બૈરાં લોક એટલે આફ્ત. પગની બેડી. રસ્તાના કાંટા. ને મરદ એટલા બધા મહાત્મા સાધુ. એમ જ ને?"

અભિરામને કપાળે કરચળીઓ વળી. પરાણી બોલી: "એકાદું સંભળાવો ને?"

અભિરામ બોલ્યો: "એ બધું તને નહિ ગમે!"

પરાણી બોલી: "તે તમને ગમે છે?"

"ગમે છે તેથી તો વાંચું છું."

"ફક્ત વાંચો છો? પોપટજી અચરે અચરે રામ પેઠે?"

અભિરામે તીખી નજરે પરાણી પ્રત્યે જોયું. પરાણી આ શું કહી રહી છે? આ કંઇ ઠેકડીઠઠ્ઠાની વાતો નથી, આ તો અંતરની વાતો છે, ખરું જોતાં ઊંચામાં ઊંચી ફિલસૂફીની વાતો છે. ખરેખર જ, પોપટજી પેઠે અચરે અચરે રામ પઢવાથી વળવાનું શું? પોતે જે ઉપદેશ જીવનભર લોકોને સુણાવતો આવ્યો છે, ભાઇભાઇને સંભળાવ્યો છે, ફરી ફરીને

વાંચ્યોલલકાર્યો છે, પણ છતાં છેવટ સરવાળે વળ્યું છે શું ? કશું વળ્યું નથી. પહેલપરથમ આ બધાં ભજનકીર્તનને જે રીતે ગુજરાનના સાધન-રૂપે ગોખી કાઢેલાં, અત્યારે પણ તે ને તે જ સ્થિતિ રહેલી છે. આ બધા તમામ ઉપદેશમાંનો એક પણ અક્ષર પોતાના હૃદયમાં અંકિત થયો નથી, એમાંની એકાદ આજ્ઞા પણ પોતે પાળી શકયો નથી. એક કારમી યાતના જાણે અભિરામના અંતરમાં સળગી ઊઠી, જાણે એની છાતી વીંધી નાંખવા લાગી, ને તેની આંખોમાં પાણી ઝામવા લાગ્યાં.

પરાણીએ પૂછ્યું: "શું વિચાર કરી રહ્યા છો, વૈરાગી ઠાકુર ?"

અભિરામે ટટાર થઇ અશ્રુભરી આંખે પરાણી પ્રત્યે જોયું. તેને અચરજ થયું કે પરાણીના વદન પર હવે લેશ પણ હાસ્ય નથી. તેના હસમુખા વદન પર એક અપૂર્વ ગાંભીર્ય વિલસી રહ્યું છે. ચંચળ નજર મધ્યેથી જાણે ઠપકાની તીવ્રતા પ્રગટી રહી છે. ધ્રૂજતે સાદે અભિરામ બોલ્યો: "મને માફ કર પરાણી, હું ઘોર પાપિયો છું."

બોલી અભિરામ રડી પડયો. પરાણી ફરી હસી ઊઠી. હસતાં હસતાં બોલી: "છટ્ર છટ્ર વૈરાગી ઠાકુર, એટલામાં રડી સૌ પડયા ?"

અભિરામે પહેરણની ચાળ વડે આંખો લૂછતાં ગળગળે સાદે કહ્યું: "હું બહુ અભાગિયો છું, પરાણી ! મારો ઉદ્ધાર નથી."

પરાણી જરા ઊંચે સાદે બોલી: "તમારો ઉદ્ધાર છે કે નહિ, તે તો તમારો ઉદ્ધારક જાણે. પણ લગન કરવાની મરજી હોય, તો મારી સાથે વાત કરવી, દાદીમાને નાહક હેરાન ના કરો, સમજ્યા ?"

એટલું બોલી પરાણી ધીરગંભીર ડગલે ચાલી ગઈ. અભિરામ સ્તબ્ધ ભાવે ડઘાઇને બેસી રહ્યો. દીવાનું અજવાળું ઝંખવાવા આવ્યું —દીવો હોલવાઇ ગયો. સંધ્યાનાં અંધારાં ઓરડો વીંટી વળ્યાં. વંડીના આંબા પરથી એક ઘૂવડ ચીચિયારી ઊઠ્યું. અભિરામ ચમકી ઊઠયો ને તેણે એક નિસાસો મૂકયો. તે વ્યાકુળ સાદે બોલી ઊઠયો: "મારું શું થશે રે, મારા રાધેશ્યામ ?"

*

## ૫ : બિલાડા ઋષિ !

અભિરામનું મોઢું બંધ કરી દઈ પરાણી માત્ર નચિંત જ થઈ, એમ નહિ, મનમાં ને મનમાં તે જરા ફુલાવા પણ લાગી–ગર્વ અનુભવવા લાગી. પોતામાં એવું પણ કંઈક છે–કંઈક ઐશ્વર્ય છે, જેથી બીજાઓ પોતા પાસે જાણે ખોબો ધરીને ઊભા રહી પોતાની કૃપા ભીખે છે, પોતાનાં રૂપજોબનને ચરણે સર્વસ્વ બધું ઠાલવવા તલસે છે! પણ, છતાં યે, હૃદયની અસામાન્ય મક્કમતા વડે, દૃઢતાને પ્રભાવે પોતે એવા લોકની ગદ્દગદ્દ પ્રાર્થનાને પણ ઉવેખીઠેલી શકે છે, અયાચિત સર્વદાનને બિલકુલ ગભરાયા વિના પાછું કરતાં ગભરાતીસંકોચાતી નથી. હૃદયબળ, એટલી મનની દૃઢતા પોતે ધરાવે છે.

ને મનની આવી આકરી દૃઢતા વડે વધારે પ્રફુલ્લિત બની લોકની કુથલીકચકચ પરત્વે સાવ બેપરવાઈ દાખવી પરાણીએ તો માથે ટોપલો મૂકી ચૌટેહાટે જવાફરવાનું ચાલુ જ રાખ્યું; ને દાદીમાએ હતાશ ચિત્તે પરાણીના ભાવની ફિકર કરતાં કરતાં ય મનને ભગવતભજનમાં જોડયું.

પણ ત્યારે, દાદી કંઈ પરમાત્મા પાસે જિંદગીનો અમરપટ્ટો લખાવીને નહોતી અવતરી. બીજાં સૌની માફક તે પણ મુદ્દતી કરારે જ આવેલી હતી, એટલે પરાણીએ એક દહાડો હાટમાંથી આવીને જોયું તો દાદીમાની કરારમુદ્દત ખતમ થવા આવેલી હતી અને તેની ચેતવણી આપવા માટે તાવ અને અતિસાર નામના બે પ્યાદાંઓ–ચોપદારો આવીને ખડા થઈ ગયા હતા. પરાણી બહુ મૂંઝવણમાં પડી.

પરાણીએ દાદીમાને ઓસડવેસડ લેવા આગ્રહ કર્યો. પણ દાદીએ તો ગંગાજળ અને તુલસીમાટી શિવાય બીજું કંઈ પણ ઓસડ લેવા સાવ ના પાડી. પરાણી હાટબજાર બંધ રાખીને દાદીની સેવામાં વળગી ગઈ. ને પછી, જ્યારે મુખે હરિનામનું રટણ કરતી ને અંતમાં તેને લગતી ફિકર

ચિંતાએ બળતી દાદી આ લોક તજી અનંતધામે ચાલી ગઈ ત્યારે પરાણીને સંસારમાં સૂનકાર દેખાયો. આંગણાની ધૂળમાં આળોટતી ચીસો પાડી પાડી તે રડવા લાગી.

અભિરામ ને બીજા નાતીલાઓએ આવી વૃદ્ધાને અવલમંજલ પહોંચાડી. ડોશીના પરલોકવાસી આત્માની શાંતિ કાજે પરાણીએ દશ રૂપિયા ખરચી વૈષ્ણવોને ભોજન કરાવ્યું. દૂધપાકપૂરી ખાઈ પેટે હાથ ફેરવતાં ફેરવતાં વૈષ્ણવજનોએ પરાણીની ધર્મનિષ્ઠાનાં વખાણ કરી ઘરનો રસ્તો પકડયો. પરાણી શૂન્યવત ઘરમાં બેસી પોતાની નિરાધાર દશા યાદ કરી અકળાઈ ઊઠી. એક વાર તેને મન થયું, કે અભિરામ પાસે જઈ મદદ માંગું. પણ છિઃ એક દિવસ જે માણસ પોતા પાસે ભિક્ષા માગતો ઊભો થઈ રહેલો, અને જેને સગર્વ પોતે તરછોડી કાઢેલો, ઠેલી મૂકેલો—આજે તેની જ પાસે જઈને હાથ ધરી ઊભા રહેવું ? પરાણીએ વિચાર્યું: હશે–નોધારાનો આધાર ભગવાન છે. તે ભગવાનને છોડી માણસ પાસે પોતે શીદને સહાય માંગે ? પરાણીએ ભગવાન પર જ ભરોસો રાખી મનને મક્કમ કર્યું અને ફરીથી ટોપલો માથે મૂકી બજારચૌટે જવાનું ચાલુ કર્યું.

પણ ભગવાન પર ભરોસો રાખવા છતાં ય પરાણી પહેલાંની પેઠે લેવેચ કરી ન શકી. ઘરાક ચીજના ભાવ પૂછતાં, રકઝક કરતાં તેના મોં સામે જોઈ રહે એટલે તે લજવાઈ મરતી. કોઈ હસીને કંઈ કહે તો એકદમ સંકોચ અનુભવતી. રકઝક કરતી વેળા ચીજ મોંઘી હોવા બાબતની વાત કરતાં કોઈ તેની ઉંમરનો ઈશારો કરતું તો તે વેળા પરાણીને થતું કે ત્યાં ને ત્યાં જ આખો ટોપલો પટકી ફોડી નાસી જાઉં. પણ નાઠે કેમ પાલવે ? ટોપલો પટકયા પછી ખાય શું ? એટલે આવી પ્રાસંગિક ઉશ્કેરણીને જેમતેમ દાબી દઈ તે ખૂબ ધીરજ ધારણ કરતી ને દુકાનદારીમાં ચિત્ત ચોટાડતી. મનમાં અણગમોખીજવાટ છતાં તે પહેલાંની પેઠે જ રોજ નિયમિત ભાવે બજાર જતી અને સસ્તા ભાવે માલ ખરીદી દર ચઢાવીને વેચવા પ્રયત્નશીલ રહેતી. પાંચ પૈસે લીધેલી વસ્તુ, 'ત્રણ આનાની

ખરીદ છે' એવું ધરાકને સોગંદ પર કહેતાં ય અચકાતીગભરાતી નહિ. પણ જે કામ એ આગળ ખૂબ શોખથી અને ખંતથી કરતી હતી, તે હવે જાણે ખાસ ફરજિયાત રૂપે, કોઇ પણ હિસાબે કરવું પડે છે માટે ધખાવતી. કોઈ કોઈ સમે વિચાર આવી જતોઃ "મૂઇ, પેટે પાટા બાંધીને મરી જાય તો ય શું ખોટું છે? જખ મારીને આવી વેઠ શા સારુ કર્યા કરેછ?"

તેમાં વળી મહોલ્લાના છોકરાઓ કોઇ સોયદોડો, કોઇ સાણુકાંસકી ખરીદવા આવી નકામી ન ખપની વાતો કાઢી ગપ્પાં મારવા બેસતા અને ત્રણ કલાક ખોટી કરતાં આઘુંપાછું ન જોતા, ત્યારે નછૂટકે પરાણીને કોઇક વાર મીઠી ભાષામાં તો કોઇક વાર વળી ઊંચે સાદે તેમને આ વખત–બગાડણીની યાદ આપવી પડતી. તે સાથે પોતે પણ 'જખ મારીને વેઠ' કરતી હતી ને તેનો બોજો મન પર વધતો જાય છે એ વાત પણ તે વિમાસી રહેતી.

બધા આવતા, પણ ન આવતો,–એકલો અભિરામ!

પરાણી વિચારતીઃ "શે મોઢે આવે? બિલાડો મુનિવર બનીને આ પરાણી પાસે ચાલાકી બતાવવા આવેલો!"

નસીબજોગે કોઇક વાર બજારેથી પાછા આવતાં પરાણી જરાક ચકરાવો લઇ અભિરામના ઘરને બારણે જઇ ઊભી રહેતી. બહારથી ડોકિયું કરી જોતી, તો અભિરામજી સર્વાંગે ગોપીચંદનના છાપા મારી, તુલસીછોડ સમક્ષ બેસી મશગૂલ ચિત્તે, ભક્તિવિહ્વલ સાદે ગાતો દેખાતો—

મારા નયણાંની આળસ રે
ન નિરખ્યા હરિને જરી,
એક મટકું ન માર્યું રે
ન ઠરિયાં ઝાંખી કરી......
મારા નયણાંની આળસ રે
શોક મોહના અગ્નિ રે
તાપે તેમાં તપ્ત થયા......

ને પરાણીને કદિક થતું—કે આ ભજનપ્રાર્થન સાવ બનાવટી ઉપ-લકિયું નહોતું. એમાં જાણે તેનું અંતર બરાબર સંકળાયલું લાગતું, ને એ અંતરનો ઉદ્રેક રૂદન રૂપે અભિરામને ઠેઠ ગળા સુધી આવીને અટકયો હોય એમ ભાસતું. પરાણીને થતું—જાણે આવે ટાણે પણ કરડાકીને સાદે તેને બૂમ મારું: "વૈરાગી ઠાકુર..." મન થઈ જતું; પણ પરાણી સાદ ન પાડતી—પાડવાની હિંમત તેને ન થતી. કદાચ પોતાના સાદ વડે અભિરામની આવી તન્મયતા ભાંગીતૂટી જાય તો? વખતે તે મોટે સાદે રડી ચીચિયારી ઊઠે તો—કે: "હું તો ભારે પાપિયો છું, પરાણી, ભારે પાપિયો છું."

પરાણી ટોપલામાથે બારણાં બહાર ઊભી રહી અભિરામની આતુર કંઠે ઉચરાતી પ્રાર્થનાવાણી સાંભળતી. તે પછી ધીમે ધીમે, ખૂબ ગુપચુપ ત્યાંથી સટકી જતી. પગલાં જોરથી પડવા ન દેતી—રખે ને તે અવાજે અભિરામના ધ્યાનમાં ભંગાણ પડે તો? વખતે તેની આ વ્યાકુળ પ્રાર્થનાના સૂક્ષ્મ સૂર ભગવાનને કાને જઈ પહોંચવામાં કંઇ વિલંબ થઇ જાય તો?

પણ થોડે દૂર ગયા કેડે પરાણીનો આ મનસંકોચ ઊડી જતો, ને તે મનમાં ને મનમાં હસીને બોલતી: "મેર રાં— પરાણી! આ બિલાડા ઋષિના મોટાં જપતપ, ને તે જપતપથી તું પાછી ડરે...ગભરાય!"

ને પછી તે ખૂબ જોશભર્યાં ડગલાં માંડતી, ગામનો રસ્તો ઠમઠમ ઠમકારતી ચાલી જતી!

★

## ૬ : મધગાળો

વંટોળિયાના સુસવાટા વડે વૃક્ષ જેમ ખૂબ હલામણ અનુભવી હાલમડોલમ થયા કેડે પાછું સ્થિર થઈ જાય, અભિરામનું પણ તેમ જ

થયું. મોહના આવેશમાં થોડો વખત ભેરવાઇ હાલમડોલમ થયા કેડે છેવટે તેણે વૈરાગ્યમાં પોતાના મનને ખૂબ જોશપૂર્વક વળગાડ્યું અને ફરીથી તે ભજનકીર્તન, પ્રાર્થન, નિત્યભિક્ષા અને જપઆહ્નિક આદિમાં મશગૂલ બની દહાડા વીતાડવા લાગ્યો. પણ રોગ–દર્દ મટી જાય તો યે શારીરિક નબળાઇ ચાલી જતાં જેમ ઘણાક દહાડા વીતી જાય છે, તેમ અભિરામના મોહમુક્ત ચિત્તમાં ય એક પ્રકારની નબળાઈ તો રહી જ ગઇ, ને તેને શાંત કરવાને માટે અભિરામ જપતપમાં વધારે ધ્યાન આપી, ચિત્તને તેમાં જ પરોવવાને મથવા લાગ્યો.

અભિરામ બનતાં સુધી પરાણીના ઘર તરફ ન જતો. નસીબજોગે રસ્તે ભેટો થઇ જાય તો સાપ જોઇને માણસ જેમ 'નાસ મારા બાપ' કરતા વીસ કદમ આઘે ભાગે, તેમ અભિરામ પણ છટકી ભાગી જવાની તજવીજ કરતો. પરાણી કૌતુકભર હસીને જરા ઠેકડીભર્યા સાદે જ બૂમ પાડતી: "વૈરાગી ઠાકુર...વૈરાગી ઠાકુ...ર" એ ઠેકડીભર્યા બોલાવણાએ અભિરામ શરમાઇ જતો; પણ પાછું વાળી જોતો તો નહિ જ.

પણ તે પછી, પરાણી જ્યારે ઠીક ઠીક આઘે નીકળી જતી ત્યારે અભિરામ અચાનક અટકી ઊભતો ને સહેજ પાછું વળી અમિંચ આંખે પરાણીની મદમાતી ચાલ તરફ ન્યાળી રહેતો. ને જોતાં જોતાં વિચારતો: "હાય, હાય રે લોહીમાંસઘડી નારી! ખરેખર, તું મહામાયા જોગણીનો જ વંશ છે. નહિ તો ભગવાન શ્યામસુંદરને છોડી તારા આવા નાશવંત રૂપ તરફ મન કેમ આટઆટલું ખેંચાઇ રહેતું હશે?"

ને અભિરામ એ નાશવંત રૂપરાશિમાં મુગ્ધ બનેલી નજરને ફેરવી લઇ ન શકવાથી પોતા પર જ ગુસ્સે ભરાઈ ઊઠતો. તેને થઈ જતું કે સુરદાસ પેઠે, આ બધી પાયમાલીના મૂળ રૂપ આંખડીઓને ઉખેડી ફેંકી દઉં! "હાય રે નાથ! રમણીના રૂપલાવણ્યનો ત્યાગ કરી ક્યારે આ લોભણી પાપણી આંખો તમારાં ચરણોમાં જોડી દઇ શકીશ?"

હૈયામાં ગંભીર વિષાદ અને આત્મગ્લાનિ સમેત અભિરામ ઘેર જતો,

અને સંસારને દૂર ઠેલી સમગ્ર અંતઃકરણ શ્રીરાધેશ્યામમાં પરોવી દેવા માટે મહામથન કરી રહેતો. પણ ચઢતાં મથતાં ય સરકી પડાતું–કોણ જાણે કયાંથી, પરાણી આવી તેને જાણે દશવીશ ગાઉ દૂર ઘસડી જતી!

આમ એક પક્ષે પરાણી ને બીજે પક્ષે શ્યામસુંદર, એક બાજુ મોહ ને બીજી બાજુ વિવેક, એક બાજુ નરક ને બીજી બાજુ સ્વરગ–આવા દ્વંદ્વને મધગાળે અભિરામ જ્યારે એકદમ ગભરાઇ જતો, ત્યારે તે બહુ જ કાતરભાવે શ્રી ભગવાનને સાદ પાડતો, અને આ પ્રલોભનભર્યો માયાવી ઘરવાસ તજી વૃંદાવનની પવિત્ર ભોં પર જઈ શ્રીચરણોમાં આળોટી પડવાની વાંછના આકુળવ્યાકુળ ભાવે પ્રાણભીતર સેવી રહેતો. ગાળે ગાળે પંચાંગ ખોલી તેમાંની જાહેરાત જોઈ રેલ્વેના ભાડાના સરવાળા પણ માંડી જોતો. પણ પાછા ફરવા જોગ પૈસા ન મળે! અભિરામ વિચારતો: "ત્યારે પાછો જ ન આવું તો ય શું? અહીં ભીખ માંગી ખાઉં છું તેવો ત્યાં ભીખી ખાઇશ. પણ એવું સદ્‌ભાગ્ય કદિક સાંપડશે ખરું?"

તક આવી પડી. દોલપૂર્ણિમા નિમિત્તે ગામના ઘણાક માણસ વૃંદાવનની જાત્રા જવાને તૈયાર થયા. અભિરામ પણ તેમનો સાથ કરીને જવાનું વિચારવા લાગ્યો. જેમ જેમ જાત્રાએ ઊપડવાનો દિ નજીક આવવા લાગ્યો, તેમ તેમ અભિરામની ઇંતેજારી વધારે ને વધારે કૂદવા લાગી. અહો! શ્રી વૃંદાવન! પ્રભુ શ્યામસુંદરનું લીલાનિકેતન! શ્રીકૃષ્ણપ્રેમે વિહ્વળ એવી ગોપીઓનાં ચરણકમળે પાવન બનેલું શ્રી વ્રજધામ! એ જમુના, એ કેલિકદંબ, એ બંસીવર, એ ગિરિગોવર્ધન! એ—

ત્રણસો ને સાઠ ગોવાળ ટોળે મળ્યા,
વડો રે ગોવાળિયો કોણ થાશે?
જાગ ને જાદવા કૃષ્ણ ગોવાળિયા
તુજ વિના ધેનુમાં કોણ જાશે?

આમ વિચારતો વિચારતો અભિરામ હરખઘેલડા ચિત્તે ગણગણી ઊઠતો—

આણી તીરે જમુના
ને પેલે તીરે ગંગા
વચ્ચે ગોકુળિયું રૂડું
ગામ, ગામ, ગામ
ગામ......રે !

★

## ૭ : નશો તૂટ્યો !

અભિરામના વૃંદાવન જવાની વાત તરફ કોઈનું તો એટલું બધું લક્ષ ન ખેંચાયું, પણ પરાણીએ વાત ખૂબ ચિવ્વટથી, ખંતથી સાંભળી. પછી એક દિવસ અભિરામને બૂમ મારી તેણે પૂછ્યું: "તે હાં...વૈરાગી ઠાકુર, તમે તો કંઈ વૃંદાવન સિધાવો છો ને ?"

નીચું જોઇ રહી ગંભીર ભાવે અભિરામે જવાબ દીધો: "એવું મન કંઈક થાય છે તો ખરું."

"મન થાય છે ત્યારે નક્કી જવાના."

"નસીબમાં હોય તો."

"મને સાથે લઈ જશો ?"

"તને ?" અભિરામ ખૂબ અચંબાપૂર્વક પરાણીના મોં ભણી જોઈ રહ્યો.

મંદ હસીને પરાણી બોલી: "હા. મ...ને."

"તું વૃંદાવન જઇશ ?"

"કેમ ? ના જવાય ?"

અભિરામ આ વાતનો કશો જવાબ આપી ના શક્યો, ફક્ત નીચું જોઇને ઊભો રહ્યો. પરાણી બોલી: "કેમ, મારે જવામાં કંઇ હરકત ખરી કે વૈરાગી ઠાકુર ?"

અભિરામ જરા અચકાતાં અચકાતાં બોલ્યો: "વાંધો તો શું...? પણ તું ?...તું શાણે જાય, પરાણી ?"

"તમે ય ત્યારે શા સારુ પધારો છો ?"

"હું ? મારી વાત અલગ છે."

"અલગ શી રીતે ? એટલે તો એમ, કે આપ બહુ ધર્માત્મા છો માટે પધારો છો, ખરું ને ?"

ધીમે, જરા છોભીલે સાદે અભિરામ બોલ્યો: "હું તો મહા પાપિયો છું, પરાણી !"

જરા કરડાકીભર્યું હસીને પરાણી બોલી: "ને હું તો પુણ્યવતી છું, ખરું ને ?"

અભિરામ મૂંગો રહી ગયો. પરાણી ગંભીર ભાવે બોલી: "સાચ્ચે-સાચ્ચું કહી દઉં, વૈરાગી ઠાકુર ? મને હવે આ બધું કંઈ ગમતું નથી–ઠીક લાગતું નથી."

"શું બધું ?"

"આ–આ ટોપલો માથે મેલી ચૌટે દોડાદોડી કરવાનું ! એ તે કંઈ વારુ બૈરાંનું કામ છે ? મૂવા પાપી પેટને ખાતર બધી પીડા કરવી પડે, બીજું શું ?"

અભિરામ અચંબો પામ્યો–સડક જ થઇ ગયો. પરાણી બોલી: "એટલે થોડા દહાડાથી વિચાર કરી રહું છું કે છટ્, આ બધું કંઇ હવે આપણાથી નહિ. તેના કરતાં કળિયણની દીકરી છું, તો વારુ,

રામનામ બોલી ભજન ગાતી ભીખ માંગી પેટ ભરું તે ય ઠીક છે–પણ આવી ભૂંડી વેઠ કરવી ઠીક નહિ! નહિ જ કરવી."

અભિરામની છાતીમાં ગુરગુર થવા લાગ્યું. તેના મોંમાંથી એક હરફે બહાર ન પડી શકયો–ઊંચું જોઈ સામી આંખો પણ તે માંડી ન શકયો.

પરાણીએ પૂછ્યું: "તમારે લોકને જતાં કેટલાક દહાડા લાગશે?"

અભિરામે જડ સાદે જવાબ દીધો: "એક મહિનો."

પરાણી જરા વિચાર કરી બોલી: "તમે હવે આ તરફ કેમ કદી આવતા જ નથી, વૈરાગી ઠાકુર?" બોલી પરાણીએ અભિરામના વદન પ્રત્યે એક ચંચળ કટાક્ષ કર્યો–આંખ સહેજ નચાવી.

જરા ગળચવાં ગળતાં, શબ્દો શોધી, અભિરામે જવાબ દીધો: "વખત...વખત મળતો નથી–ને ખાસ કામ પણ હોય નહિ ને!"

જરાક અભિમાનભર્યા શબ્દે પરાણી બોલી: "ખાસ કામ હોય ત્યારે જ કંઇ આવવાનું હોય? લાખ વાતે ય પણ તે નાતીલાની દીકરી તો ખરી જ કે નહિ? એકલી એકલી પડી રહું—"

તેને અટકાવતાં બેચેન સાદે અભિરામ બોલ્યો: "હવે આવીશ."

બોલી અભિરામ ઝટપટ બહાર નીકળી ગયો. નિર્મળ ચાંદરણાં વડે ગામનો રસ્તો આખો હસી રહ્યો હતો. મહોરેલી આંબાડાળે કોયલ ટુહૂટુહૂ કરી રહી હતી. અંતરમાં ઉછળતા અપાર આવેશને દબાવતો દબાવતો અભિરામ જાણે દોડતો દોડતો પોતાના ઘર ભણી ચાલ્યો!

તે દહાડાથી અભિરામે લગભગ રોજ જ સાંજ પછી પરાણીને ઘેર આવવા માંડયું અને ઠીક ઠીક રાત પડે ત્યાં સુધી વાતચીતો કરી તે ચાલી જતો. સાંજ પડતાં પહેલાં જ તે ઝપાટાભેર જપધ્યાનાદિ આટોપી લેતો, કામકાજ અંગે કોઇ દિ ન બની શકે તો રાત્રે આવ્યા પછી તે કામ ઉકેલી લેતો. પરાણી પણ સાંજના દીવા કરી ઓટલીએ બેસી તેની વાટ જોઈ રહેતી. ને કોઇક દિ અભિરામને આવતાં જરા મોડું થઇ

જતું ત્યારે તે મનમાં થોડી અકળામણ અનુભવી રહેતી.

અભિરામ વાતો કરતાં વૃંદાવનના અલૌકિક મહાતમનું બ્યાન કરતો, કંઈ કંઈ ભજનપદ લલકારી સંભળાવતો, સાધુવૈષ્ણવોની પવિત્ર કહાણીઓ ભક્તિભર્યા સાદે વર્ણવી સંભળાવતો. ગૌરાંગપ્રભુની અપૂર્વ પ્રેમકથની વર્ણવતાં તો એની આંખ આંસુઆંસુ થઈ જતી. પરાણી એ બધું સાંભળીને મુગ્ધ બની જતી, અને આવા ભક્તિમાન પ્રભુરત માણસનું અપમાન કરી પોતે કેવું ગેરવાજબી કર્યું હતું, કેવો અન્યાય કર્યો હતો, તેને માટે મનમાં ને મનમાં પસ્તાવો પણ અનુભવતી.

એક દહાડો વાતો કરતાં કરતાં પરાણીએ અચણુચ પૂછ્યું: "વારુ વૈરાગી ઠાકુર, એક કામ કરીએ તો બને કે નહિ?"

અભિરામે ઉત્સુક ભાવે પૂછ્યું: "શું કામ, પરાણી?"

પરાણી બોલી: "એમ...કે...વૃંદાવન જવાનું માંડી વાળી તમે પરણીને સંસારમાં જ પડી જાઓ તો?"

અભિરામે જોશભર્યો એક નિસાસો મૂકી જવાબ દીધો: "આ ઉંમરે હવે શા સારુ, પરાણી?"

પરાણી બોલી: "એવી તે કઇ તમારી ઉંમર વહી ગઈ છે?"

અભિરામ ચૂપ રહી ગયો. પરાણી બોલી: "હં, તે વિચાર થતો હોય તો કહો."

અત્યંત વ્યાકુળતાથી ભરપૂર નજરે અભિરામે પરાણી પ્રત્યે ન્યાળ્યું. પરાણી બોલી: "કૃષ્ણગંજના છિદામ દાસને એક દીકરી છે. તેવીસચોવીસ વરસની છે. દેખાવે પણ કંઇ ખોટી નથી." બોલી તેણે અભિરામના વદન પ્રત્યે હસીને જરા કટાક્ષભરી નજર નાખી.

લગાર હસીને અભિરામ બોલ્યો: "તે મારા કરતાં તો, પરાણી, તું ય બહુ નાની છે. તું જ કેમ કંઠીબદલ નથી કરતી વારુ?"

પરાણીનું મોં લાલ લાલ થઇ ગયું. તે જરા આકરા સાદે બોલી:

"છિઃ છિઃ વૈરાગી ઠાકુર !"

અભિરામે લજવાઇને માથું ઢાળી દીધું. પરાણી જરા વધારે તીખો-આકરો અવાજ કાઢી બોલી: "તમારે જવાને હવે કેટલા દિ બાકી છે ?"

અભિરામની છાતીમાં જાણે એકદમ આંચકો આવ્યો. પોતે વૃંદાવન જવાનો સંકલ્પ કર્યો છે, અને હવે એ જાત્રાએ ઊપડવાને ફક્ત ત્રણ જ દહાડા રહ્યા છે, એ વાત જ એના ખ્યાલમાં નહોતી ! આટલા દિવસ જાણે કોઇક પ્રકારના કેફમાં ઘેરાઇને તેણે વિતાડી દીધા હતા ! પરાણીએ અચાનક આ સવાલ પૂછતાં તેનો કેફ જાણે તૂટી ગયો, તેનો નશો ભાંગી ગયો. પરાણીની વાતનો તે કશો જવાબ દઇ ન શકયો. માત્ર જરાક વાર બેસી રહ્યા કેડે આસ્તે આસ્તે ઊઠી ગયો.

★

## ૮: બીચારો ભલારામ !

પરાણીએ તે રાતે ગોદડીમાં પડી પડી પાસાં ફેરવ્યાં કીધાં—મોડી રાત સુધી તેને ઊંઘ ન આવી. ખરું જ ને વળી !—હજુ ય કયાં પોતાની ઉંમર વહી ગઇ હતી ! હજુ તો ઘણું જીવવાનું બાકી છે, ને એટલો લાંબો જીવનકાળ શું આવી નિરાધાર, એકલ અવસ્થામાં, માથે ટોપલી મૂકી મૂકીને પોતે વટાવી શકશે ? મનસા દેહ, માંદાસાજા પણ પડાય. તે વેળા કોણ ભાળ લે ? ને જયારે ટોપલો ઊંચકવા જોગી તાકાત નહિ રહે ત્યારે શું થાય ? તે વેળા તો ખરેખર, ભીખ માંગ્યે જ છૂટકો ! છિઃ છિઃ બળ્યો એ દુ:ખી જનમારો !

પણ એક દહાડો જેને તિરસ્કારભેર ઠેલી દીધેલો, અને અત્યારેય જેને પોતે ડગલે ને પગલે છાતીવિંધ ટોણાટકોર સંભળાવે છે, તેની સાથે કંઠીબદલ? પણ ત્યારે અભિરામ શું લગન કરવા લાયક નથી? લાયક છતાંય મારે આંગણે એ ભિક્ષુક સમો આવે છે, મારે ઈશારે ઊઠે બેસે છે. અરે, પણ જે મારી કૃપાનો જાચનારો છે, તેને માલિક રૂપે સ્થાપું? તેનું દાસીપદું સ્વીકારું? અસંભવ! પણ ત્યારે લગન ન કરું, નથી કરવું. ત્યારે એની સાથે અચાનક આવો ઘરોબો શેણે વધાર્યો? એ વડે શું પોતાનું કશું જ ગયું નથી? ના. ગયું તો કંઈક છે જ. પણ અભિરામની જે હાણ થઈ તેને મુકાબલે તો પોતાને કશું નથી થયું ગણાય. તે બીચારા ભલારામ માણસને જે હાણ ખમવી પડી છે તેટલી હાણ પોતે–પરાણી ચુપચુપ સહી શકત કે કેમ તે સંદેહ રૂપ હતું! છિઃ છિઃ કોઈ બાપડાના હૈયા સાથે આવી રમત કરવી–એ તે કંઈ સારું કામ કર્યું કહેવાય? અરેરે, બીચારો ભલારામ!

પરાણીની આંખોમાં–હૈયાસાં જાણે કંઈ ખુંચવાટ થવા લાગ્યો!

તે રાત્રે અભિરામને પણ નિરાંતની ઊંઘ ના સાંપડી. પરાણી ચાલી ગયા પછી તે 'ચૈતન્ય મંગળ' ખોલીને વાંચવા બેઠો. પણ અંદરથી કશી કારમી વેદના વડે તેનું હૈયું એવું ભરાઈઊભરાઈ ગયું હતું કે ભક્તિરસની મીઠી ઉપદેશવાણી એ હૈયામાં સહેજ પણ સ્થાન પામી ન શકી. તે ગ્રંથ બંધ કરી ઊઠી ગયો, અને કયા કામમાં મનને જોડી, સ્થાપી, સ્થિર કરી શકાય તે વિચારવા લાગ્યો. પણ તેવું કશુંય કામ તેને ન જ જડ્યું. તે દહાડે બધાં જ કામ તેને અકારાં–આકરાં લાગવા માંડ્યાં–જગત આખું જાણે તેની આંખમાં વરવું લાગવા મંડ્યું. બધાંય કામને અંતરિયાળ તેને કંઈક કારમી ઊણપ, કંઈક દારૂણ ડપકારા ઊભરાઈઊછળી તેની તમામ ઈન્દ્રિયોને વિષાદમાં હડસેલી દેવા લાગ્યાં.

સાંજ પણ વીતી જવા આવી હતી. અભિરામ નાહીધોઈ આવ્યો ને સાંધ્ય જપ કરવા બેઠો; પણ જપ ઝાઝા થઈ શક્યા નહિ. પ્રભુનું નામ

દેતાં દેતાં ય, કંઇક ઘવાતા સ્વમાનનાં આંસુથી, છાતી જાણે ઉભરાતી-છલકાતી લાગવા માંડી. આખો દહાડો ખાધેલું નહિ. થોડા ચોખા ઓરી જેમ તેમ અભિરામે ખાધીખા પતાવી લીધી. તે પછી કમાડ વાસી તે લેટી પડ્યો. પણ ઊંઘ ન આવી; ઉંઘાયું જ નહિ!

આ બધું શાણે? અપમાન, શરમભરી સ્થિતિ–થઈ શકે તેટલી તો થઈ. છતાં ય, કેટલું પાપિયું મન છે મારું, તે હજુ ય ફરી ફરીને પાછું પરાણી તરફ જ દોડયા કરે છે! ઓ મારા મનજી, પરાણી તે વળી કોણ? પરાણી એટલે કોણ? ફકત રૂધિર ને થોડાં? હાડચામડાં એ રૂધિર-માંસ કાઢી લીધાં તો પછી ભીતર બાકી શું રહે? ફકત લૂખુંસુકું હાડપિં-જર!–જેને જોતાં જ બીક લાગે! એ હાડપિંજરમાં તલભાર પણ સૌંદર્ય ન મળે. વિલોલ કટાક્ષ, લટકાળું હાસ્ય, મનોહર નખરાં–એમાંનું કશું એને ન મળે. ને એવા હાડપાંજરા પર આટલો મોહ? રમણીનું રૂપ ને સાપના માથાનો મણિ–બંને એકરૂપ જ છે. લલચાઈને આગળ ધપ્યા કે મૂઆ જ સમજો! મોતનો જ ભય! ને તેથી જ મહાભકતો કહી ગયા છે કે નારી નરકનું દ્વાર છે! કામિની કાલસર્પિણી! રે ગોવિંદગોપાળ! મારા પાપી મનને આ કાળસાપણીનાં આકર્ષણમાંથી છોડાવ રે મારા નાથ!

ઘણું ઘણું વિચારી અભિરામે ઠરાવ્યું–હવે અહીં રહેવું જ નહિ. બીજા જાત્રાળુઓને ઊપડવાને તો હજુ બેત્રણ દિન બાકી છે. તેમની આગળ જ હું ઊપડી જાઉં–કાલે જ ઊપડી જાઉં! કંઈ નહિ તો આ ગામ તજી રસ્તામાં બીજે કોઈ ઠેકાણે સંઘની વાટ જોતો રહું, પડી રહું. કાલે આ ગામમાં રાતવાસો તો ન જ કરવો.

તેણે મન સાથે આ વિષયમાં નક્કી ગાંઠ વાળી, ત્યારે રાત વીતી જવા આવી હતી. બારીમાંથી પો ફાટયાનાં આછાં કિરણો અંદર આવી રહ્યાં હતાં, પંખીઓના કલરવ સંભળાવા લાગ્યા હતા. અભિરામ ઊઠયો ને રોજ પેઠે ભજન ગાતો ગાતો નાહવા માટે ઊપડયો.

તે નાહીને ઘેર આવ્યો ત્યારે સૂર્યોદય થઇ ચૂકયો હતો. અભિરામનું મન

પણ ઘણે અંશે સ્થિર થયું હતું—ફક્ત વૃંદાવનની જાત્રા માટે તેનામાં થોડી વ્યગ્ર ઉત્સુકતા પ્રગટી હતી ખરી. અભિરામે તિલકબિલક કરી લીધાં પણ બીજી સેવાપૂજામાં બેસતાં પૂર્વે તેણે બચકાં બાંધવા માંડયાં. આજે હવે રાંધવું તો નહિ જ. બસ નિત્યકર્મ પતાવી ઊપડી જવું ને રાઇપુરમાં ફોઇબાનું ઘર છે ત્યાં જઇને જમવું. તે પછી ત્યાંથી સુલતાનગંજ જવું ને ત્યાં રહી સંઘની વાટ જોવી.

★

## ૯: 'એકલા ?'

હાય, કેટકેટલા દિવસથી વૃંદાવન જવા ઝંખના થતી હતી! વૃંદાવન જઇ શ્રી વૃંદાવનચંદ્રનાં પદકમળ જ્યાં પડેલાં એવા જમુનામૈયાના કિનારા પર વિચરવું, એ બંસીવટના દર્શન કરવાં, એ ગિરિગોવર્ધનની પ્રદક્ષિણા કરવી, વ્રજની પવિત્ર રજરેણુમાં આળોટવું, ભીખ માંગીને ભોજન કરવું—પોતે કેટકેટલા દિવસથી એ બધું પોતે ઝાંખી રહ્યો હતો? આજે એ આકાંક્ષા—ઝંખના પાર પાડવાની ઘડી આવી પહોંચી છે. કોઈ અજબ લાગણી વડે અભિરામનાં રૂંવેરૂવાં ખડાં થઈ ગયાં; શરીર ચમકી ઊઠયું!

પણ એ ચમકાર મધ્ય થઇને ય ગામઘર છોડવાને અંગે જે એક વિષાદછાયા રહી રહીને તેના સમગ્ર ઉત્સાહને ઘેરી વળતી હતી તેને આ તમામ હરખ પણ નિર્મૂળ કરી શકયો નહિ—દાબી શકયો નહિ. ઠેઠ બચપણના પરિચયવાળું આ ઘર, આ ગામ, ગામવાસીઓ, ઢોરઢાંખર—અરે, અહીંના

અચેતન ઘાટઓવારારસ્તા પણ જાણે કોઈ દૃઢ માયાબંધને તેને બાંધી રહ્યાં હોય, એવો અનુભવ આજ પૂર્વે અભિરામને લેશ માત્ર પણ કદી થયેલો નહિ. આજે જ્યારે માયામમતાનાં આકરાં બંધનોનું છેદન કરવાની પાળી આવી છે, ત્યારે જ આ બધાં બંધનોની મકકમતા સમજાઈદેખાઈ અને સંસારના આવા કઠોર સ્વરૂપને અંતરિયાળ પણ કેવી કોમળતા વસે છે, આ માયાખેલના ભીતરમાં ય પ્રાણ પરોવી અનુભવવા જોગી કેટલી ય ચીજો છે, તેની સમજ તેને પડવા લાગી.

પણ ગામ છોડવું જ છોડવું–છોડવું જ છે; વૃંદાવન જવું જ જવું, જવાનું જ છે, એવા કઠોર સંકલ્પ વડે મનની ગાંઠ મારી તે ઝડપ ઝડપ ગાંસડી બાંધવા લાગ્યો, અને મનને મકકમ કરવા માટે ગુણગુણ કરતો ગાવા લાગ્યો—

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાયે<br>
તારા દિલનું કપટ નવ જાયે!<br>
પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાયે<br>
તારા દિલનું કપટ નવ જાયે......

એટલામાં વંડીમાંથી પરાણીની બૂમ પડી: "વૈરાગી ઠાકુર!"

અભિરામ ચમકી ઊઠ્યો, અને બહુ જ અગત્યના કામસર ઊપડતી વેળા કોઈ પાછું બોલાવે ત્યારે જેમ કોઈ માણસ બોલાવનાર તરફ ખીજ-ભરી નજર નાંખે–અભિરામે તેવી જ ગુસ્સાભરી નજરે પરાણી તરફ જોયું. પરંતુ પરાણી એ ખીજગુસ્સો જોઈસમજીને જ ઓટલા પર ચઢી અને બારણાં પાસે આવી અંદર ડોકિયું કરતી પૂછવા લાગી: "ઓહો, કંઈ ગાંસડી બાંધો છો ને? કયાં જાઓ છો?"

અભિરામ ગાંસડીની દોરી જોરથી ખેંચી બાંધતો બોલ્યો: "શ્રી વૃંદાવન!"

પરાણી બોલી: "તે તો પરમ દહાડે જવાનું મૂરત છે! ઠેઠ આજથી બિસ્તરા બાંધવાના?"

પરાણીના હોઠ પર મંદ હાસ્યરેખા ભાળી અભિરામ ગંભીર સાદે બોલ્યો: "હું તો આજે જ ઊપડવાનો છું."

"એકલા ?"

"હું !"

"એટલી ઉતાવળ શી ? ગુસ્સો ચઢયો લાગેછ !"

અભિરામે આ વાતનો કશો જવાબ ન દીધો. એટલે પરાણી ઓરડાની અંદર પેઠી ને ગાંસડી ખેંચતી ખેંચતી બોલી: "જોઉં તો ખરી કે શી શી ચીજ બાંધીછ ! પેલાં ચોપડીચોપડાં પણ લઈ જાઓ છો કે ?"

અભિરામે ઊંચું જોઈ કડક સાદે કહ્યું: "છોડી દે પરાણી !"

પરાણી પોટકી છોડી દઈ ચૂપ થઇને ઊભી રહી. અભિરામ પણ સૂનમૂન બની દોરડી ખેંચીને ફરીથી સજ્જડ બાંધવા લાગ્યો. પણ કેમે કર્યું સખત બંધાય નહિ—એક બાજુ તાણે તો બીજી બાજુ છૂટી જવા લાગ્યું. અભિરામે એક વાર દોરી છોડી નાંખી ને ફરીથી ખેંચી, ફરીથી છોડીને ફરી બંધ સખત થાય એવું મથન કરવા માંડયું.

★

## ૧૦: પરાણી પલટાઈ!

પરાણી મોઢે હાથ દઇ હસતી હસતી બોલી: "ના બંધાયું, વૈરાગી ઠા...કુ...ર...! ના બંધાયું ! મૂળ જ કાચું ત્યાં થાય શું ? ફકત ગુસ્સો

ક્યે કામ ના થાય. લાવો, મને આપી દો, જોઉં !"

પડખે બેસી પડી પરાણીએ પોટલી ખેંચી લીધી. અભિરામે આ વેળા હવે કશી આનાકાની કરી નહિ. પરાણી પોટલી પર વીંટેલી દોરી છોડી નાંખતાં બોલી: "ત્યારે ખરેખર જ ઊપડો છો, કેમ ?"

અભિરામે જવાબ દીધો: "હંઅ."

પરાણીએ આસ્તે આસ્તે દોરી છોડી નાંખી. પછી ઉપર જે લુગડું લપેટેલું હતું તે પણ ખોલી નાંખ્યું અને અંદરની વસ્તુઓ જોવા લાગી. પછી આસ્તે આસ્તે એક પછી એક ચીજ લઈને એણે તો ઓરડામાં જ્યાં જ્યાં તેનું સ્થાન હતું ત્યાં ત્યાં મૂકવા માંડી ! અભિરામ તો અચંબાથી ડઘાઈ મૂગોમંતર બનીને તેની આ ખટપટ જોઇ જ રહ્યો !

પરાણીએ તો પોથીઓને દોલાબમાં મૂકી, કપડાં ખીંટીઓ પર લટકાવ્યાં, તિલકછાપાંનો સાજ હતો તે ગોખલામાં મૂક્યો; ઘડો, વાટકી, થાળી લઈને તે પણિયારા પર ગોઠવી દીધાં. તે પછી અભિરામ તરફ ફરી મૃદુ હાસ્ય કરતી બોલી: "છટ્ છટ્, વૈરાગી ઠાકુર ! ગુસ્સામાં ને ગુસ્સામાં તે વળી કશે જવાતું હશે ?"

અભિરામ ગંભીર ભાવે બોલ્યો: "ગમે તે રીતે, પણ મારે તો જવું જ જોઇશે."

પરાણી બોલી: "ખુશીથી જજો. પણ છિઃ વૃંદાવન તે વળી ગુસ્સાભેર જવાતું હશે ?"

અભિરામે નીચું જોયું. હસતે વદને પરાણી બોલી: "મારા પર તમને ખૂબ જ ક્રોધ ચઢ્યો છે, નહિ વારુ ?"

અભિરામ બોલ્યો: "મારે બધી ય ચીજો ફરીથી બાંધવી પડવાની."

પરાણી હસતી હસતી બોલી: "કે...મ ?"

અભિરામ બોલ્યો: "મારે આજે જવું જ જોઇએ, પરાણી !"

તેના પ્રત્યે મસ્તાના હાસ્યભરી તીરછી, નજર નાંખતી પરાણી બોલી: "જવું હોય તો તે જાઓ ને! સામાનની શી જરૂર છે? [જ]રો પડયો."

અભિરામ મૂગો જ રહ્યો. પરાણી બોલી: "તમને ખૂબ જ વૈરાગ્ય આવી ગયો છે તે તો હું સમજી ગઇ; પણ એક વાત પૂછું, વૈરાગીજી, [કે] મહાપ્રભુ જ્યારે ઘરઆગણું તજીને નીકળ્યા, ત્યારે તેમણે કેટલાક ઘડાગો-[દ]ણિયા, કપડાંલત્તા, ચાદરઓઢણાં સાથે લીધેલાં વારુ?"

અભિરામ ચમક્યો. તેણે પરાણીના વદન પ્રત્યે જોયું. પરાણી આકરા, [ક]ટાક્ષભરપૂર સાદે બોલી: "ઘડો લીધો, થાળી લીધી, કપડાં લીધાં, [ક]ામળો લીધો...લાગેછ તો એવું, કે ઘરવાળી હોત તો તેને ય સાથે લઈ જાત!"

અભિરામની આંખો જાણે ફાટફાટ થવા લાગી. અંદરથી ઊછળતી [વૃ]ત્તિઓ તેનો સાદ રૂંધતી લાગી. એવે રૂંધાતે સાદે તે બોલી ઊઠયો: "તું તે કેવીક છે, પરાણી? તું કોણ છે?"

પરાણી બોલી: "હું ગમે તે હોઉં. પણ હું તો પૂછું છું, વૈરાગી [ઠ]ાકુર, કે વૃંદાવન ના ગયા, ને સંસારમાં જ રહ્યા તો શું—તો શું પ્રભુ ના મળે?"

દીર્ઘ નિસાસો મૂકતાં અભિરામ બોલ્યો: "મળેસ્તો. બરાબર મળે."

"તો પછી?"

"પણ મન મહા પાપી છે. તાબામાં નથી રહેતું."

"તે વૃંદાવન ગયાથી તાબામાં આવી જશે એવું તમને લાગે છે?"

"શી ખબર?"

ટોણો મારતી હોય એવા કઠોર સ્વરે પરાણી બોલી: "એમાં વળી ખબરાખબરી બીજી શી? ત્યાં જઇને ય કયાં તો પરાણીબાયડીને [ય]ાદ કર્યા કરશો કે પછી એકાદી સેવકી રાખી લઇને વૃંદાવનવાસ

સાર્થક કરશો!"

અભિરામ વિષાદભરી–દુઃખભરી આંખે પરાણી તરફ જોઈ રહ્યો. પરાણી બોલીઃ "ત્યારે મેલું મન લઈને વૃંદાવન જવા કરતાં ઘેર રહીને મનને જ વશ કરો ને? ને પછી પવિત્ર મને વૃંદાવન પધારો ને!"

દુઃખઘેરા સાદે અભિરામ બોલ્યોઃ "ઘર? મારે તો ઘર ને વન બધું સરખું છે, પરાણી!"

પરાણી બોલીઃ "ભલે. એથી જ તમને ભારે દુઃખ થતું હોય તો લ્યો ને, તેનો રસ્તો કરી આપું."

ઘેરાયલા સાસે અભિરામે પૂછ્યુંઃ "કેવો રસ્તો?"

મંદમૃદુ કટાક્ષે આંખ નચાવી તેના હૈયાને ચમકાવતી પરાણી બોલીઃ "મારી સાથે લગન કરી વનનું ઘર બનાવી દો!"

*

## ૧૧ : વૈરાગ્ય!

જાણે વીજળીના સખત આંચકા વડે અભિરામનું સમગ્ર શરીર થરથર થરથર ધ્રૂજી ઊઠ્યું–છાતીના ધબકારા જાણે બંધ બધ પડી જતા હોય એમ લાગ્યું!

પરાણી સહેજ હસીને બોલીઃ "બીતા ના, હું કંઈ મશ્કરીઠઠ્ઠા નથી કરતી. મારી સાથે પરણવાનું તો તમને કેટલા ય વખતનું મન થયેલું છે–આ વેળા તો તમારો ઉમળકો ખરેખર પાર પડશે."

અભિરામ ધીમે ધીમે ઊઠીને ઊભો થયો. ધીરગંભીર સાદે બોલ્યો: "માણસના ઇચ્છાઉમળકા હંમેશ એકસરખા નથી રહેતા, પરાણી! હવે મને પરણવાની ઇચ્છા નથી. હવે એક જ ઇચ્છા છે—વૃંદાવનની પવિત્ર ભોં ચૂમવાની, આ પાપી કાયાને ત્યાંના પવિત્ર પંકમાં ઝબકોળી કાઢવાની."

પરાણીનું મોં ઝાંખું પડી ગયું—વીલું પડી ગયું. પોતાની આવી બડભાગી માંગણી—પોતાનું આવું અપૂર્વ સૌભાગ્યદાન પાછું ઠેલી શકે —તે ઠેલી પોતાના માનગરવના અભિરામ આમ ચૂરેચૂરા કરી નાંખી શકે એવી લેશ પણ કલ્પના પરાણીને કદી આવી નહોતી! જે કલ્પેલું નહિ તે બની પડતાં, તે પોતાના હૈયા પર કાબૂ ન રાખી શકી—રડતી રડતી તે અભિરામના ચરણો કને ધબ્બ દઇને બેસી પડી. અભિરામે મીઠા, સ્નેહાળ પણ ગંભીર સાદે બૂમ મારી: "પરાણી!"

પરાણી તેના બંને પગ સજ્જડ પકડી રડતી રડતી બોલી: "મેં ઘણા ઘણા ટોણાટચકા તમને કર્યા છે, વૈરાગી ઠાકુર! મને માફ કરો. મને તમારા ચરણોમાં ઠામ દો!"

અભિરામ કશું બોલી ન શકયો. પરાણી આ કહે છે શું?

જીવનભર જે ઝંખનાએ તેના હૈયામાં ઘર કરેલું ને જેની સામે તે કેટલા વખતથી અંતરિયાળ તુમુલ યુદ્ધ ચલાવી રહ્યો હતો—અને જે સંગ્રામમાં ઘવાઈજખમાઇ, હાર કબૂલી, દુઃખભર હૈયે તે આજે શ્રી ગોવિંદના ચરણમાં સમર્પિત થવા ભાગી છૂટતો હતો, તેને અંતે પરાણી આમ અચાનક પોતાની જીવનભરની ઝંખનાને સફળ કરવા અસંભવિતને સંભવિત બનાવતી હોય તેમ ફૂટી નીકળે છે! ગોવિંદ, ગોવિંદ! આ શી તમારી માયાવી લીલા! મુજ પાતકીની આ તે કેવી કારમી કસોટી?

પરાણી એકાએક તેના પગ છોડી દઈ ઊઠીને ઊભી થઈ ગઇ. ગળગળા પણ ઊંચા સાદે તે બોલી: "તે કશું નહિ ચાલે, વૈરાગી ઠાકુર! તમારે મને ઠામ દેવું જ પડશે. આજે જ હું સમજી કે તમારા સિવાય

જગતભરમાં મારે બીજું કોઇ જ નથી ! બોલો, આશરો દેશો ?"

પરાણીએ દુઃખભરી સજળ આંખે અભિરામના વદન પ્રત્યે જોયું. તેની ઝંખનાભરી–આશાઅભિલાષાભરી આંખો પર, દયામણાવદન પ્રત્યે સ્થિર મીટ માંડી અભિરામ પ્રશાંત સ્વરે બોલ્યોઃ "ભલે, પરાણી ! ભલે. પણ તું મારી ગુરુ ને હું તારો ચેલો. હું બાપ, તું દીકરી ! તું મા, હું તારો દીકરો. માનઅપમાન, સ્તુતિનિંદા, દ્વેષઅભિમાન–બધું તજીત્યાગીને આવ, પરાણી ! અહીં રહ્યા રહ્યા જ શ્રી ગોવિંદગોપાળાના ચરણોમાં આપણે આત્મસમર્પણ કરીએ. હવે મારે વૃંદાવન નથી જવું–ત્યાં જવાની જરૂર જ નથી !"

પરાણી ઊભડક બેસી પડી. અભિરામની ચરણરજ લઇ તેણે આંખે અડાડી. હરખઘેલે ગળગળે સાદે બોલીઃ "તમારે અંતરિયાળ જ વૃંદાવન વસ્યું છે, વૈરાગી ઠાકુર !"

★

ગોરાચાંદ કુટુંબકબીલે મળવા ગયેલો ત્યાંથી, પહેલી વહુ ચમત્કારી હયાત છતાં, ૧૭ વરસની થાકમણિને પરણીને લેતો આવ્યો ત્યારે ચમત્કારીએ વરને થોડીએક ગાળો ભાંડી ને વધારે ભાગે પોતાની કમનસીબી પર આગ વરસાવ્યા બાદ વર થકી ચૂલો જુદો કર્યો. ગોરાચાંદ આમ સશક્ત ને કમાઉ છતાં ચમત્કારીએ કોઇ પણ દિવસ તેની કમાણી પર આધાર રાખ્યો નહોતો. તે તો જાતે મચ્છી પકડતી ને જાતે જ તે વેચી જે કંઇ મળતું તેમાંથી પોતાનું ને વરનું પેટિયું કાઢતી. ને ગોરાચાંદ જે કંઇ કમાતો, તેમાંનો મોટો ભાગ તાડીને માંડવે કે દારૂની દુકાને મૂકી આવતો. કોઇક વાર વળી વહુને સારુ એકાદું રંગીન લુગડું ખરીદી આણી, ચમી પર પોતાનો ખરા અંતરનો પ્રેમ છે એવું પુરવાર કરવાનો યત્ન કરતો. વરના હેત વિષે ચમીને કંઇ શંકાસંદેહ નહોતાં, તેમ તે વહાલમાં કોઇ ઠેકાણે કંઇ ઘટવધ જેવું લાગે તો યે તેમાં ઘણાઘણી મેળવવા માટે એને કંઈ એવો આઘરોઅભખરો પણ નહોતો, એટલે ગોરાચાંદની એ ખટપટ ખાસ યશસ્વી નીવડતી એવું ના કહી શકાય.

તો યે ગયે શિયાળે ગોરાચાંદ તેર મહિનાના માણેકને માટે છીંટની નાનકડી ડગલી વેચાતી લઈ આવ્યો, ત્યારે ચમત્કારી કેટલાં ગરવવડાઇથી તે ડગલી—સાત આનાની ડગલી !—પડોશણને વારંવાર બતાવતી ફરેલી ! ને તે દિવસે પોતે જે બે ગલદાચિંગડી (મચ્છી) પકડેલી તે, રમણ ઘોષે ત્રણ ત્રણ પૈસે માંગવા છતાં લોભ જતો કરીને એ ઘેર લાવેલી અને તેની ઝોલ બનાવીને તેણે ગોરાચાંદને ખવડાવેલી; ને ગોરાચાંદે ભાતને બદલે

ઘડિયાભર તાડી સાથે તે ચિંગડીને પેટમાં પધરાવી તો તે વાત પર પણ ચમત્કારીએ કશી કચકચ કરી નહોતી!

પણ કુટુંબકબીલે મળવાબેસવા ગયો ને ત્યાંથી નવી વહુ જ લઈ આવ્યો ત્યારે, સ્વામીનું આ વર્તન ચમીને ડંગોરું ઊંચકીને મારે તે કરતાં ય વધારે અસહ્ય ને કઠોર લાગ્યું. તેણે બીજા જ દિવસથી રસોડા-ચાલીના બીજા ખંડમાં એક નવો ચૂલો થાપી પોતાનું નોખું રસોડું ચાલતું કર્યું.

ગોરો બોલ્યો: "રસોડું નોખું કરે છે તો હવે જાણી લેજે કે મારી પાસેથી હવે તારે એક પૈસાની ય આશા ન રાખવી. આ તને કહી દીધું."

મોં મચકોડી બંને હાથના લહેંકો કરતી ચમી બોલી: "ઓહોહો! તારા પૈસાની આશા! ને તે હું?—તારા પૈસાની આશા હું કરું?"

ગોરો ગુસ્સાભેર બોલ્યો: "ઓહોહો, એટલી બધી જીભડી!"

ચમી તડૂકતી બોલી: "હા, હા, એટલી બધી. હું એક બાપની બેટી છું. એક જ બોલ! મારી પાસે ફરવાની વાત જ નહિ."

પડોશણો ચમીને ઠપકારતી કહેવા લાગી: "તે અલી માણકાની મા! તું તો સાવ મૂરખ બૈરી છે. આ બલા આવી છે તેને મારી ઝપેટો ને કાઢવાને બદલે તું જ શાણે જુદી થઈ?"

બેદરકારીઉપેક્ષા સૂચવતો ચાળો કરી ચમીએ જવાબ દીધો: "પડે ને ખાડમાં! એ પાઘડીઘાલ્યો ગંડુ થયો, તેથી કંઈ શું મારું ય સાથે ચસકયું છે?"

પડોશણો લાગણીભર્યા અવાજે બોલી: "વાત તો ખરી ભઈ! ગોરાની ય તે કંઈ અક્કલ છે? ઘરડેઘડપણ આવી લત!"

"મોતનાં હવાતિયાં, બહેન, મોતનાં હવાતિયાં!" બોલી ચમી ઝટઝટ ત્યાંથી ચાલી ગઈ.

( ૨ )

"થાકી !"

ગંભીર સાદે થાકીએ જવાબ દીધો: "શું છે ?"

ચમીએ પૂછયું: "આજે તમારે લોકોને અપવાસ છે ?"

થાકીએ કોઇ જાતનો જવાબ ન દીધો. તે તો ગુપચુપ પોતે પહેરેલાં લુગડાંને અળગે નાકે ટાંકા મારવા લાગી. ચમી જરા વાર રાહ જોઇ ફરી પૂછવા લાગી: "આજે તમારે ત્યાં રસોઇ નથી થવાની ?"

થાકી બોલી: "મુઠ્ઠીભર વાસી ભાત હતો તે ખાઇ મૂકયો."

હસીને ચમી બોલી: "તે તો તું ખાઇને ઠંડી થઇ, પણ તારો મરદ આવીને હવે તારે પેટે હાથ ફેરવશે ?"

છણકાસાદે થાકી બોલી: "પેટે હાથ ફેરવે કે માથે હાથ ફેરવે તે એ જાણે ! અનાજ ના હોય તો રાંધું શું, ધૂળ ?"

જરાક હસીને ચમી બોલી: "વાહ, તે ય રાંધી આપે તો નવી વહુના હાથની નવી વાનગી મરદને ખાવા મળે ! પણ તે રાંધી દેવાશે તારાથી ?"

નાકનું ટીચકું ચઢાવી થાકી મૂગી બેસી રહી. ચમી બોલી: "તે અનાજ નહોતું તો મરદને કહ્યું કેમ નહિ ?"

મોં કટાણું કરી થાકી બોલી: "રોજરોજ તે કોણ કહે ? કાલે સાંજે જ તો કહ્યું હતું ! તો ય કંઈ ના આવ્યું !"

ચમી હસી પડી. બોલી: "ત્યારે ય તો તેં ભીખા માછીનું ધાન ખાધેલું."

થાકીએ ભવાં ચડાવ્યાં. ચમી ભાતની તપેલીમાંથી થોડોક ભાત લઈ ચોખા ચાંપી જોતાં બોલી: "તે કોઇકને ય ઘેરથી તારાથી શેરઅચ્છેર ચોખા ઉછીકા ના લવાત ?"

છણકો કરતે તીખે સાદે થાકી બોલી: "કોને ત્યાં માંગવા જાઉં ? કોણ ઉછીના આપે ?"

ચમી બોલી: "ઉછીના લઇને પછી પાછા દઇ આવતી હોય તો તો કોણ ના કહેવાનું હતું ?"

"મારે તો સાત પેઢીમાં ય કોઇ પારકે બારણે અનાજ ઉછીનું માંગવા નથી ભટકયું !–" બોલી થાકીએ શૅાક તરફ એક કરડી નજર નાંખી મોં ફેરવી નાખ્યું.

ચમી હવે કશું ના બોલી. ભાતની તપેલી ચૂલેથી ઉતારી તે ઓસાવી લીધો અને પછી મચ્છી રાંધી છોકરાંને જમવા બેસાડયો. થાકી શીવણકામ પતાવી અંદર જઇને સૂઇ ગઈ.

છોકરાને ખવડાવી, પતેલીમાંનો બાકીનો ભાત સરખો કરી ઢાંકી દઇ ચમી જાળ લઇને તેમાંનાં છીંડાંને ઠીંગડાં મારવા બેઠી અને વચ્ચે વચ્ચે પાછળ નજર કરી જમરૂખીનો છાંયડો ઉત્તરથી ઉગમણી બાજુ તરફ કેટલો સરકયો છે તે ધ્યાનપૂર્વક જોવા લાગી.

અંગુછો પહેરી, ભીનું ધોતિયું શરીર પર ઓઢીને સૂકવતો સૂકવતો ગોરો આવી આંગણામાં ઊભો અને ઘરભીતર નજર નાંખી બૂમ મારી: "થાકી !"

બેત્રણ બૂમો પડયા પછી થાકીએ જવાબ દીધો: "કે...મ ?"

ગોરાએ જરા ગરમ થઇ કહ્યું: "આવે વખતે સૂઇ ગઇ છે ? ભાતબાત નથી કરવો ?"

થાકીએ બેઠી થઇ જઇ જવાબ દીધો: "ભાત નથી."

ગોરો બોલ્યો: "ભાત નથી ત્યારે શું છે ? ચિંગડીદહીં ?"

ખિજાયલે અવાજે થાકી બોલી: "ના, મારું માથું !"

ચમી જાળ સાંધવાનું કામ ખૂબ ધ્યાન દઇને કરવા લાગી. ગોરો થોડીક ક્ષણ ચુપચુપ ઊભો રહ્યો ને પછી ડોકું ધુણાવી બોલ્યો: "તારું માથું ય તે તાડીની સાથે નબળું તો ન લાગે. પણ હાલ તરત તો માનકે ચોંટેલું છો રહ્યું !"

થાકીએ કશો જવાબ ન દીધો. ગોરાએ અંગુછો કાઢી ધોતિયું પહેરતાં પહેરતાં કહ્યું: "ખરેખર, આજે રસોઇ નથી જ થઇ કે?"

થાકીએ જવાબ દીધો: "ચોખા ક્યાં છે કે રાંધું?"

"ત્યારે ખાઉં શું?"

"મારું માથું."

ગોરે ઘરમાં એક ખફાભરી નજર નાંખી. પછી હોકો તૈયાર કરવા બેઠો. તે કામ કરતાં કરતાં ચમીને અનુલક્ષીને એ બોલ્યો: "તે...માણકાની મા, શેરબશેર ચોખા ઉછીકા આપીશ?"

જાળ તરફ જ ધ્યાન રાખી, ઊંચું જોયા વિના ચમી બોલી: "મારે ત્યાં ચોખા વધી પડેલા ખરા ને!"

ગોરાનું મોં લાલલાલ થઇ ગયું. તે મૂગો મૂગો બેઠો હોકે દમ મારવા લાગ્યો.

ચમી બોલી: "પણ પતેલીમાં ભાત પડયો છે. ખાશે?"

"ના."

"કે...મ? તે ખાધે પાપ લાગતું હશે?"

"હા."

"ચોખા ઉછીના લઇ ખાવામાં પાપ ના લાગે ને ભાત ખાવામાં પાપ લાગી જાય?"

"ચોખા તો ઉછીકા લેવાના, પાછા આપી દેવાના. ભાત ઉછીનો ના લેવાય ને પાછો ય ના દેવાય."

"તે એક દહાડો એમ જ ખાધું!"

"તે એક દહાડો ત્યારે ભૂખ્યા જ રહ્યા—અપ્પાસ જ કીધો તો શું?"

"અપ્પાસ ઝીંકો ત્યારે—" કહી ચમી જોશભેર ઊઠીને ઊભી થઇ અને થાળીમાં ભાત કાઢી વર તરફ પીઠ કરી ખાવા બેઠી. ગોરો ગંભીરભાવે

બેઠો બેઠો હોકો પીવા લાગ્યો.

ચમી જમતાં જમતાં કોઇ કોઈ વાર પાછું ફરી વર તરફ નજર કરવા લાગી. ગોરો હોકો બાજુએ મૂકી અંગુછો ખાંધે નાંખી આસ્તે આસ્તે બહાર જવા નીકળ્યો. તે પછી ચમીએ બેત્રણ કોળિયા વધુ ખાઇને મોં કટાણું કર્યું. તે વેળા અડધોક ભાત તો ભાણામાં પડયો હતો. તેને હલાવી સરખો કરી થાળીસમેત જેમનો તેમ શીંકે ચઢાવી દીધો, ને પછી હાથમાં ધોઈ છોકરાને લઈ ઓટલાને એક પડખે લેટી પડી.

## ( ૩ )

આ નવી વહુને લઈને ગોરાચાંદ જરા મુસીબતમાં આવી પડ્યો હતો. પહેલાં તો ચમી જ ઘરસંસાર ચલાવતી, અને પોતે પોતાની કમાણીનાં નાણાં દારૂતાડીમાં ઉડાવીખાઈ મોજ કરતો ફરતો. પણ ચમીએ જુદો ચૂલો કર્યાથી ઘરખટલાનો બોજો તેને માથે પડ્યો, એટલે મોજશોખ પર કાપ પડ્યો. તેને લીધે ગોરાચાંદને અકળાટ જ થયો—કંઇ ગમ્યું કે ઠીક લાગ્યું નહિ. સોબતીઓ તાડીનું ઘડિયું કે દારૂની બાટલી લઈ મસ્ત બનવા દોડતા, ત્યારે સાવ નામરજી છતાં ગોરાચાંદને ખિન્ન મને ત્યાંથી ચાલી આવવું પડતું. જે દહાડે તલપ એકદમ અનાવર બનતી, અથવા તો સાથીસોબતીઓનું માયાળુ ઇજન કોઈ રીતે ઠેલી ના શકાતું, તે દહાડે ઘેર આવી, ચોખાને અભાવે નકોરડો તો ખેંચી કાઢવો જ પડતો; પણ તે ઉપરાંત વળી થાકીનાં ગાજવીજ અને આકરાં વાકયબાણ મૂગે મોઢે સાંભળી લેવા પડતાં તે જુદું. જે દહાડે સાવ અસહ્ય થઇ પડતું, તે દિવસે તે થાકીને બેચાર લગાવી પાડી પોતાની અકળામણને શાંત પાડવાની તજવીજ કરતો. પણ તેમાંથી ધાંધલ એવું વધી પડતું કે ઊલટું ગોરાને જ ગભરાટ છૂટી જાય. થાકીની રડારોળબૂમાબૂમચીસાચીસ વડે મહોલ્લાભરનાં સ્ત્રીપુરુષ ભેગાં થઇ જતા. તેમાં કોઈ થાકીનો વાંક કાઢતું, કોઇ ગોરાને દોષિત ઠરાવતું, અને પછી એ નાનકડી ઝૂંપડીમાં

જાણે કચેરી જેવો દેખાવ થઇ પડતો, ને ખટલો ચાલી ફેંસલો આપવા જેવું નાટક ભજવાતું ત્યારે ગોરાચાંદને તે એકદમ અસહ્ય થઈ પડતું !

પણ એ બધાથી ય વધારે આકરું તો થઇ પડતું–ચમીનું હાસ્ય ! આ ન્યાયકચેરીસુનાવણીની હોહાધમાલ વચ્ચે ચમી એક પડખે ઊભી રહી આછું આછું હસતી, તે વેળા ગોરાને મરવા જેવું લાગતું. એ શબ્દ-વિહોણા હાસ્ય અંતરિયાળે થઇને જાણે એવો એક કરડા તિરસ્કારનો અવાજ ગાજતો કે ગોરાના માથામાં તેના ફટફટ ઘા લાગતા ! તેને મન થઇ જતું કે જાણે જઇને નદીમાં ભૂસકો મારું, કે દોરી લઈને ફાંસો ખાઉં !

પણ તેમ ચમી ય હંમેશ આવું કટાક્ષભર્યું હસીને નચિંત ના થઇ શકતી. જે દહાડે ગોરાચાંદ વધારે કેફચકચૂર હોય, અને થાકીને વધારે પડતો જ માર પડશે એમ લાગી આવે ત્યારે શરૂમાં જ તે વચ્ચે પડીને કયાં તો વરને કે કયાં તો થાકીને ખેંચી લઈ આવતી અને એમ તકરાર પતાવી દેતી. એથી ય ગોરાને મનમાં ચોટ નહોતી લાગતી એવું નહોતું. કેફ ઊતરી ગયે તે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા લેતો–ગાંઠ વાળતો કે હવે કોઇ દહાડો ય તાડીને માંડવે કે દારૂની દુકાને નહિ જાઉં–તેને છાંયડે ય નહિ જાઉં. પણ આવી પ્રતિજ્ઞાઓ લાલચ આવી પડી કે સાવ ફસાઇ જતી. એટલે ગોરાને અવારનવાર આમ ફજેત થવું પડતું.

પણ આવા પ્રતિજ્ઞાભંગ પરત્વે ચમી સ્વામીને દોષિત ન માનતી. મરદ માણસ તો એવા જ હોય–કાબૂ વિનાના, ને તેથી જ બાઇ માણસે શાંતિધીરજથી અને મન પર કાબૂ રાખીને સંસારનો ભાર માથે લેવો પડે. પણ થાકી તો એવો કંઈ બોજો ઉપાડવાને સાવ નારાજ હતી. ખાસ્સી ઘોડા જેવી ત્રણ મણિયા કાયા લઇને બેઠી બેઠી ખાશે, અપ્પાસ કરશે, માર ખાઇને મહોલ્લો ભેગો કરશે, પણ કંઇ ધંધોધાપો કરી બે પૈસા રળવાની નહિ ! સવારથી એકાદ પહોર સુધી જાળ લઇ ને બેસે તો

મજેથી ચારપાંચ આનાની મચ્છી હાથ આવે. તે વડે બે પેટ ખુશીથી ભરાય. પૈસો બે પૈસા ખરચી વર મચ્છી વેચાતી લાવે; તો યે પોતે બેપાંચ મચ્છી પકડી આણી સુખનું સાધન નહિ કરે. એવી બૈરીના કપાળમાં તે ક્યાંથી સુખ હોય ?

ચમીએ શૉકને બહુ યે સમજાવી, પણ થાકી કોઈ પણ રીતે માછી-ગીરી કરવા કબૂલ ન થઈ. ત્યારે ચમીએ તેને ને તેના નસીબને થોડીક ગાળો દીધી અને વાત પડતી મૂકી. વળી આવી બેવકૂફ બૈરીને ઘરમાં લાવવા માટે ધણી પર પણ તે હાડેહાડ ગુસ્સે થઇ. આગળ કોઈ કોઇ વાર છાનીમાની પોતાને ત્યાંથી ભાત આપી આવી બંનેને લાંઘણમાંથી બચાવી લેતી. સરસ મચ્છી મળી આવે તો થોડી તે ય આપી આવતી. પણ હવે તો તેમના તરફ જોવાનું ય તેણે બંધ કરી દીધું અને વળી નવી ઝૂંપડી બનાવી લઇ એ બંને જણા સાથેનો બધો જ સંબંધ કાપી નાંખવો એવી પણ મનમાં પ્રતિજ્ઞા લીધી—ગાંઠ વાળી.

પણ જે દહાડે ગોરાચાંદ ખાલી પેટે બહાર ચાલ્યો જતાં, પેટમાં ભૂખ છતાં પોતાને ભાત ભાવ્યો કે ગળે ઊતર્યો નહિ, ત્યારે પોતાની એ પ્રતિજ્ઞા પોતે પાળી શકશે કે નહિ તે વિષે તેને મનમાં જરા વહેમ પેઠો.

પણ છટ્, જેણે અપ્પાસ કરવાનું કબૂલી લીધું, પણ પોતાની હાંલ્લી-માંનો ભાત ખાવા ઇન્કાર કીધો—પેટે પાટા બાંધી ભૂખે મરવું કબૂલ છે, પણ તારું ધાન તો નહિ જ ખાઉં એવો ચોક્ખોચટ જવાબ મોઢા પર સાફસાફ સંભળાવી દીધો, તેના પર વળી મમતા કેવી ? ભલે ને ધણી કેમ ના હોય ! ધણી થઇને ય તે કોઇ દહાડો એણે પોતીકી ફરજ બજાવી છે ? ધણીઆણીનું ભરણપોષણ કરવું તો બાજુએ રહ્યું—ઊલટું ધણીઆણીએ જ આટલા દહાડા તેનું ગુજરાન ચલાવ્યું ! ને તે સાટે તેણે એક બેવકૂફ બાયડીને લાવી માથે મારી—જાણે છાતીમાં ખંજર ભોંક્યું ! આજ સાત સાત વરસથી લગન થયેલું છે. આ સાતસાત વરસ ચમીએ ટાઢતડકો જોયાં નથી, ચોમાસુંશીઆળો જોયાં નથી, ને પોતીકાં સુખશાંતિ તદ્દન

અવગણીને તેનું પાલનપોષણ કરતી આવી છે—તે માણસ આજે સાવ નુગરાપણા પેઠે પોતાનું રાંધ્યું ધાન ઠેલીઠપકારી પોતાનું સાફ અપમાન કરી જાય છે! ને તે માણસને ખાતર પાછું મન આટલું ચમચમે! ચમી પોતાના મન પર જ ખીજવાઈ ખફા થઈ ને બોલી: "ખબરદાર!"

સાંજ પડતાં ચમીએ દીવો કર્યો અને છૈયાને ઉંઘાડયો. છૈયો ઊંઘી જતાં બપોરે થાળીમાં પીરસીને રહેવા દીધેલો ભાત ખાઈ નાંખ્યો અને પછી ઊંઘવાની તૈયારીમાં પડી. પણ સૂતાં પહેલાં બીજા ઓરડા તરફ જોઈ તેણે બૂમ મારી: "થાકી, ઊંઘી ગઇ કે?"

અંધારઘેરા ઓરડેથી થાકીએ જવાબ દીધો: "ના."

ચમી બોલી: "હજુ આવ્યો નથી! રાત તો બેત્રણ ઘડી વીતી યે ગઈ. ગયો કયાં?"

જાણે સાવ બેદરકાર રીતે થાકીએ જવાબ દીધો: "શી ખબર?"

પોતાની કોટડીની કામડાની આગળી અડકાવી દઇ ચમી સૂઈ ગઇ. સૂતી તો ખરી, પણ નિંદર કેમે કરી આવે નહિ. સાંજે જ પાછા આવવાનો ધારો, તે માણસ આટલી રાત સુધી ઘેર ન આવે,—એ વાત પર એના મનમાં ઉથલપાથલ થવા લાગી. ચમી જબરાઈ કરીને એ ફિકરચિંતાને હડસેલી કાઢવા મથવા લાગી અને તે ખાતર કાલે બામણપુખુરે માછલાં પકડવા જવું કે જોમડાની ખાઇ પર જવું તેની ચર્ચા મન સાથે કરવા મંડી. પણ એ ચર્ચા તો જરીક વારમાં જ ખતમ થઇ ગઈ, ને તો ય આંખો ન બીડાઇ, ત્યારે તે વળી એક નવા જ વિચારને ચકરાવે ચઢી.

તેનો લાડકો માણકો—દોઢ વરસનો એ ગભરુ ગાભલો કયારેક મોટો થઇ આવશે? મોટો થઈને જ્યારે એ મચ્છી પકડવાનું શીખી જશે ત્યારે તો મારે જાળનો બોજો માથે લઇને ભટકવા નીકળવું નહિ પડે. બહુ બહુ તો વળી બજારે જઇને વેચવા બેસવું પડશે. પૈસા જે કંઇ આવશે, તે બધા ખરચી નહિ નાંખું. થોડા થોડા ભેગા કરી ચાર સાડાચાર રૂપિયા,

ભેગા થાય તો એકાદ વહુ માણેક સારુ લઇ આવવી. પછી વળી માણેકને ય તે દીકરો થવાનો જ ને! ને ત્યારે, આજે જેમ માણેકને ગોદમાં રાખી આડી પડી છું તેમ તેને–પોતરાને સોડમાં દબાવીને સૂવાનું. અભાગિયો એ ધણીનો થતો પણ ફાટી આંખે ભલે જોયા જ કરતો! ભલે ને જુએ. પોતરાને કદી ય એને પડખે નહિ ચડવા દઉં. થાકીને પરણી આવ્યો છે, રહે ને થાકીને જ લઇને!

અહો! માણસ કેવા કેવા આશામિનારાઓ રચે છે!

પણ—

પણ એ જ આશાતાંતણેસ્તો બધો સંસાર જીવે છે!

## (૪)

"થાકી!"

ચમીએ કાન શરવા કર્યા; પણ થાકીએ શો જવાબ દીધો તે ન સંભળાયું. ગોરાચાંદ બોલ્યો: "પૈસાની જોગવાઇગોઠવણ કરીને ચાવલ લઇ આવતાં રાત પડી ગઇ. હવે ઊઠીને ઝટપટ ભાત રાંધી નાંખ."

થાકીએ ઉત્તર દીધો: "તે આમ અધરાતમધરાતે મારાથી રંધાશે નહિ!"

ગોરાચાંદ બોલ્યો: "નહિ રાંધે તો ખાઉં શું?"

થાકી બોલી: "તે હું નહિ જાણું."

ગોરાચાંદ જરા મૂગો રહ્યો. પછી ગંભીર સાદે બોલ્યો: "પણ માણકાની માએ તો મને કાળીઘોર રાતે ઊઠીને ય ઘણી વાર રાંધી ખવડાવ્યું છે!"

ઊંચે સાદે થાકી બોલી: "તો પછી માણકાની મા પાસે જ પધારો ના! જોઉં ને, કેવુંક રાંધી ખવડાવેછ તે!"

"એએમ? અચ્છા"–કહી ગોરાચાંદ ચમીના ઓરડાના કમાડ તરફ ગયો ને બૂમ પાડી: "અરે, માણકાની મા!"

બંને આંખ જોરથી બીડી ચમી પડી રહી. ગોરાચાંદે જરા ડમાક ઠોકતાં ઠોકતાં બૂમ મારી: "માણકાની મા, ઓ માણકાની મા!"

ચમીએ જવાબ ન દીધો, વખતે અવાજ થશે જાણી સાસ પણ દબાવી રાખ્યો—લાંબો દમ પણ ન મૂકયો. ગોરાચાંદે ફરી એકાદએ વાર બૂમ મારી, પછી 'પડ ખાડમાં' બોલી ચોખાની બચકી પોતાના ઓરડાના ઉંબરમાં ટપ્ કરતી ફેંકી. ચમીને મન થઈ ગયું—લાવ, ઊઠીને રાંધી દઉં. પણ પછી વિચાર આવ્યો: "શા સારુ રાંધી ખવડાવું? શૉકરાણી છે જ ને? રાંધે ને તે! મરદના થતાનો આટલો મિજાસ!" આંખો બીડી વિચારો કરતી કરતી ચમી ઊંઘી પડી.

બીજે દિ સવારે ચમીએ થાકીને પૂછયું: "અલિ એ થાકી, કાલે કયારેક પધરામણી થયેલી?"

થાકી બોલી: "મોડી રાતે."

ચમીએ પૂછયું: "તે એટલી રાતે તારે પાછું રાંધી દેવું પડયું?"

મોં ચઢાવી ભારેખમ રીતે થાકીએ જવાબ દીધો: "રાંધે મારી બલારાત!"

ચમીએ કહ્યું: "શું ખાધું?"

થાકી બોલી: "ખાય વળી શું? પહાણકા...પથ્થર!"

ચમી બોલી: "તે બંને જણે નીમોનીમ વહેંચીને જ ખાધા હશે ને!"

થાકીને જરા હસવું આવ્યું. પણ કશો જવાબ ન દેતાં તે ગંભીરભાવે બેસી રહી. ચમી થોડી વાર મૂગી રહ્યા કેડે બોલી: "કેમ વારુ, ઊઠીને મુઠ્ઠી ભાત રાંધી ન દેવાયો?"

મોં બગાડી થાકીએ જવાબ દીધો: "ના!"

ભવાં ચઢાવતાં ચમી બોલી: "ખરી છે મારી બઇ, તું પણ! ધન છે તને! મરદ માણુસ દહાડો બધી ને રાત બધી ખાલી પેટ રહ્યો ને તારાથી મુઠ્ઠી ભાત રાંધી ના દેવાયો?"

તીખે તમતમતે સાદે થાકી બોલી: "એટલું બધું લાગે છે તો ઊઠીને રાંધી કાં ન દીધું? બાઇજીને બારણે જઇને માથું કૂટયું તે વેળા તો હોકારો ય ન દીધો! એવી અદ્ધર લાગણી બતાવતાં તો બધાંયને આવડે!"

બોલી તેણે ચમીના મોં તરફ બે હાથ લાંબા કરીને મરડાટનો લહેંકો કર્યો. ચમી પણ કંઇક સબ્ભર સંભળાવી દેવાનો વિચાર કરતી હતી. બોલવા ગઈ, પણ ન બોલાયું. એવામાં ગોરો હાથમાં ધોઈને ત્યાં આવી લાગ્યો અને થાકીને ઉદ્દેશીને બોલ્યો: "આજે હું કામરોજગારે જવાનો નથી. ઝટપટ રાંધીને ખવડાવી દે. પછી હું ગલ લઈ ને જાઉં છું. એકબે મચ્છી હાથ આવે તો જોઉં."

આ નશરમા મરદ તરફ એક તીખીતીરછી નજર નાંખી ચમી ત્યાંથી સરકી પડી અને પોતાની જાળ ખાંધે નાંખી ઝટપટ બહાર ઊપડી. હવે ચમીને લાગ્યું કે ધણી છેક જ બગડ્યો છે. નક્કી, આ અભાગણી, વીસનખી નવીએ તેના પર કંઈ જાદુમંતર કર્યું છે, ને તે મંતરભૂરકીને લીધે મરદ જેવા મરદથી તેને કશું થઇ શકતું નથી. ઊંચે સાદે તેને કંઇ કહી પણ શકાતું નથી. એટલે ધણીને કશું ય કહેવું ફોગટ છે. ચમીએ તે દિવસથી ધણીની તમામ ફિકરચિંતા છોડી દેવાનો સંકલ્પ કર્યો; અને પોતાના મનને ખૂબ સમજાવી, જોર કરી તે રીતે વરતવાનો યત્ન કરવા લાગી.

## ( ૫ )

બજાર જતાં જતાં પાડોશણ જગુની મા મળી. તે બોલી: "અરે અલી ચમી! કંઇ સાંભળ્યું? મારી બેનની દીકરીના દિયર પેલા રઘા માછીને તો તેં જોયલો ને?"

ચમીએ કુતૂહલભર્યા અવાજે પૂછ્યું: "વાહ કાકી! કેમ નહિ? તમારે ત્યાં કેટલી ય વાર તો આવેલો! કેમ, તેનું વળી શું છે?"

જગુની મા બોલી: "અભાગિયો એક પર બીજી કરી લાવ્યો! આ તારે ત્યાંના જેવું'સ્તો?"

ચમીની જિજ્ઞાસા વધી. તેણે પૂછ્યું: "હં, તે પછી?"

જગુની મા બોલી: "પછી તો તેની આગલી–પહેલી વહુએ ધણીને વશ કરવા કામણટુમણ લગાવ્યું. કોણ જાણે કંઈ જડીબુટ્ટી કે મંતરેલાં મૂળિયાંચૂરણ કંઇ ખવડાવી દીધું તે રહ્યો બાપડો સાવ ગાંડો જ થઈ ગયો! સાવ ચસક્યું!"

ચમી થરથર કંપી ઊઠી, ને શંકાભાવે પૂછવા લાગી: "હેં? શું કહોછ કાકી?"

જગુની મા બોલી: "અરે બહેન મારી! મંતરેલી જડીબુટ્ટીના ગુણ તે કહેવાયકળાય છે? કોઈ જડીથી માણસ મરે, ને કોઈથી મરેલોય ઊભો થઇ જાય!"

ચમીનાં રૂંવેરૂંવા–માથાના વાળ પણ જાણે ખડા થઇ ગયા! કદાચ થાકીએ પણ એવું જ કંઈ મંતરેલું મૂળિયું ખવડાવી દીધું હોય તો? હોય તો શું? નક્કી ખવડાવ્યું જ છે! નહિ તો આવો ગુસ્સાખોર માણસ એકદમ સાવ ગરીબ બકરી જેવો બની જાય? જુવાનીનો નખરો? અરે શાની જુવાની ને શાનો નખરોલટકો? મારેય તે એક દિવસ એવી જ જુવાની હતી ને એથીય વધુ લટકો હતો. ને રૂપ થાકીથી જરાય કમી–ઊતરતું નહિ જ. બલ્કે ઘણુંય વધારે, તે છતાંય તો મરદ મારી પાછળ આવો લટ્ટુ કે બકરી નહોતો બની ગયો! અરે, પાનમાં જરા ચૂનો વત્તો-ઓછો પડે તોય ગાજી ઊઠતો ને ધાંધલ મચાવતો! ને હવે? નક્કી કંઈક ખવડાવી દીધું છે. પણ આખરે એમાંથી ગોરો ગાંડો જ થઇ જાય તો? થાય તો શું, કંઇ કંઇ ગાંડપણ તો અત્યારથી જ જણાવા લાગ્યું છે ને! હવે એકલો એકલો ઘણી વાર બેસી રહીને કંઇ વિચારો જ કર્યા કરે છે! આવી રીતે મૂગોમંતર આગળ તો કદી નહોતો બેસી રહેતો! હાય હાય, તો પછી ખરેખર ગાંડો જ થઇ જશે?

એ વિચાર આવતાં જ ચમીનો તો જાણે સાસ થંભી ગયો! બીજી બાજુ જગુની મા મંતરજંતર વિષે સાંભળેલી ને જોયેલી જાતજાતની વાતો વર્ણવવા લાગી હતી, પણ એ બધી વાતો ચમીના મગજ સુધી પહોંચતી

નહોતી. તે તો ફક્ત ધણી ગાંડો બની જશે તો ?—એવી ફિકરમાં ને ફિકરમાં ડઘાયેલા જેવી રસ્તો કાપતી હતી.

ચાલતાં ચાલતાં અચાનક તે ચમકી હોય તેમ ઊભી રહી ગઈ ને પૂછવા લાગી: "હં, પણ કાકી, એનું કંઇ ઉતારમારણ ખરું કે નહિ ?"

"શેનો ઉતાર ?"

"આ કામણદુમણનો."

"વાહ ! તો ? ઉતાર કેમ ના હોય ? હોયસ્તો. પણ કંઇ બધાંને થોડો આવડે ?"

"કોને આવડતું હશે ?"

"રંગપૂરનો ચૈતન્ય માલિક મોટો ભૂવો છે. તેને બધી જ જાતનાં જાદુમંતર આવડે છે. ભૂરકી, જાદુ, ટોકટુક, ઝોડઝપટ, બધાના ઉતાર-ઉતાર બધું એની પાસે ખરું."

ચમી વિચારો કરતી કરતી મૂગીમૂગી ચાલવા લાગી. જગુની મા તેને ઉદ્દેશીને કહેવા લાગી: "જો ભાઇ ચમી, મનમાં કંઈ માઠું ન લાવીશ, પણ મને મનમાં જરા વહેમ પડે છે."

થંભ્યા સાસે ચમીએ પૂછ્યું: "શાનો વહેમ પડે છે, કાકી ?"

જગુની મા બોલી: "પેલી તારી થાકડીની થતીએ ગોરા પર નક્કી કંઇ કામણદુમણ કર્યું છે. ખોટું નીકળે તો હું રૂપલા માછીની દીકરી નહિ !"

એક લાંબો, જોરદાર નિસાસો મૂકતી ચમી બોલી: "મનેય તે કાકી એવો જ કંઇ વહેમ જાય છે !"

જગુની મા બોલી: "તે દીકરી, તું એક કામ કર. એક વાર રંગપૂર જા. ભારે જબ્બર ભૂવો છે ! કંઈ કામણદુમણ કર્યું છ્ કે નહિ, તે એના મંતરજંતરથી જ એ કહી આપશે. ને ખરેખર હશે ને કરેલું કંઇ, તો તેનો ઉતાર પણ બરાબર બતાવશે."

ચમીએ પૂછ્યું: "શું લેશે ?"

જગુની મા બોલી: "અરે એવું કંઈ વધારે લેતો નથી. આ પાંચ સોપારી ને સવા પાંચ આનાના પૈસા. ને પછી તો સારું થયે જે કંઇ ખુશીથી તારે દેવું હોય તે દેવાનું."

"ભલે, જોઇશું" કહી ચમી ઝડપી પગલે ચાલતી થઇ.

તે દહાડે બજારથી આવ્યા કેડે ચમીએ ધણી તરફ બરાબર ધ્યાન આપવા માંડ્યું, ને તેના એકેએક હલનચલનમાં તેને એક પ્રકારના ગાંડપણનો આભાસ થવા લાગ્યો. એક વાર ગોરો હાથમાં હોકો લઇ ગુપચુપ કંઇનો કંઇ વિચાર કરતો હતો. ચમી આસ્તે આસ્તે પાસે જઈ પૂછવા લાગી: "શેના વિચારમાં પડી ગયો છે, માણકાના બાપ?"

ગોરાએ ઊંચું જોઇ કહ્યું: "એ વિચાર કરું છું કે તારું માથું ક્યારે ખાવા મળશે?"

ચમી બોલી: "મારું માથું તો તેં ક્યારનું ય ખાઇ નાખ્યું!"

ડોકી ધુણાવી ગોરો બોલ્યો: "ઊંહું, તે તો મેં મારું જ માથું ખાધેલું. એકાદ દહાડો તારા માથાનું મશાલેદાર શાક ખવડાવશે, ચમી?"

બોલી ગોરો હાહાહાહા કરતો હસી ઊઠ્યો. તેનું અરથહીણું હસવું જોઈ ચમી બીકથી ધ્રૂજી ઊઠી. હાયહાય! ખરેખર ગોરો ગાંડો થઇ જ ગયો લાગે છે! ચમીને છાતીમાં જાણે કંઇ ગુંચળાં વળતાં હોય એવું લાગ્યું.

ચારચાર દહાડા સુધી ચમી મચ્છી પકડવા ન ગઇ. પાંચમે દહાડે સવા પાંચ આનાના પૈસા લઇ માણકાને કેડમાં તેડી તે રંગપૂર જવા ઊપડી. લોકોએ પૂછતાં જવાબ દીધો: "છોકરાંની એક સૈયડપૂજા બાકી છે તે પગે લગડાવવા જાઉંછ."

( ૬ )

જગુની માએ પૂછ્યું: "હેં, પછી શું થયું, ચમી?"

ચમીએ કહ્યું: "જે કહેલું તે જ કાકી! ભારે જબ્બર ભૂવો ભઇ!

મંતરથી જ જાણીને બધું આબેહુબ કહી દીધું. પાનની સાથે કંઈ ભૂકી ખવડાવી દીધેલી છે. મને થતું જ હતું કે ભાયડો આવો કેમ થઈ ગયો!"

મગરૂરીભેર ડોકું હલાવતી જગુની મા બોલી: "હું નહોતી કહેતી? એ જ વાત આવી. એ થાકડી છોડીએ જ તારો ભવ બાળવાનું કર્યું છે. વારુ. કંઇ ઉતારણુટ્ટી આપી?"

ચમી બોલી: "હા, ત્રણ મૂળિયાં છે. ભાત સાથે કે શાક સાથે ગમે તેની સાથે વાટીને ખવડાવી દેવાનાં છે."

ખૂબ લાગણી બતાવતી જગુની મા બોલી: "બસ ત્યારે, હવે ગરબડ શી? ખવડાવી જ દે. રામબાણ જ સમજવું. જોજે ને, એ ગોરો ભાયડો તારા પગમાં આળોટતો ન થઈ જાય, તો ફરી મને કોઇ દિ કાકી ના કહેતી!"

જરા શરમાતું શરમાતું હસીને ચમી બોલી: "જાઓ, જાઓ કાકી! તમારાથી તે એવું બોલાય?"

જગુની મા હસી પડી. ચમી બોલી: "પણ કાકી, પંચાત એ છે, કે ખવડાવું શી રીતે? મારે ત્યાં થોડો જ કંઈ એ જમે છે?"

જગુની મા બોલી: "ઓહોહો! તેમાં તે વળી પંચાત શી? છોકરાની જનમગાંઠ કે એવું કંઈ એકાદું બહાનું શોધી કાઢ ને બંનેને જમવાનું તેડું કર!"

ચમીએ કાકીની એ શિખામણ માથે ચઢાવી.

બે દહાડા રહીને ચમીએ ધણીને ને શોકને ઇજન કર્યું. બહુ વહેલી ઊઠી નદીએ જઇને તે મોટી મોટી થોડી ચિંગડીઓ પકડી લાવી, બજારમાંથી બટાટા લાવી ને જાણે ધામધૂમથી રસોઇએ વળગી.

રસોઇ થઇ રહી એટલે ચમી નાહી આવી ને પછી છૂટ્ટે વાળે ભીને કપડે પેલાં ત્રણ મૂળિયાં વાટવાલસોટવા બેસી ગઇ. નિશા પર ત્રણે મૂળિયાં મૂકતાં જ તેની છાતીમાં જાણે કંઈક આંચકો આવી ગયો. આખરે ય ત્રણે સાવ અજાણ્યાં મૂળિયાં, ને તેમાં શો ગુણ હશે તે રામ જાણે? કદાચ એનાથી જ કંઇ ભૂંડુંકૂડું થયું તો? એ મૂળિયાં ઝેરી હોય

તો ? વાટવા બેસતાં ચમીના હાથ ડરના માર્યાં અચકાવા, પાછા પડવા લાગ્યા.

પણ ના, ના ! આ તો ચેતન માલિકનું ઓસડ ! ચેતન માલિક કેવો હુશિયાર ભૂવો છે ! તેણે કંઇ આ જાણ્યાસમજ્યા વિના ઓછું જ આપ્યું છે ? એનાથી નક્કી થાકીના કામણનું બધું જોર મરી જશે. ધણી ગાંડો થઇ જતો તો અટકશે જ જાણે, પણ સાથે સાથે થાકી ય તેના મન પરથી ઊતરી જશે–તેને ખૂંચવા માંડશે. જેવી મને દુ:ખી કરી તેવું જ ફળ એને મળશે.'

ચમીએ દાંતે હોઠ દાબી જોશભેર ગૂળિયાં વાટવા માંડયાં, વાટી નાંખ્યાં, અને પછી એ લસોટેલો લચકો, એક વાટકી શાકની અંદર ભેળવી દીધો.

[ ૭ ]

ગોરો ખાવા બેઠો, ને ચમીએ ધ્રૂજતે હાથે તેના ભાણાને પડખે પેલી શાકવાટકી મૂકી. ગોરો જરા હસીને બોલ્યો: "આજે તો તારા દીકરાના લગન લાગેછ, માણકાની મા !"

ચમી ફિક્કું હસીને બોલી: "ના, દીકરાના બાપના લગન છે !"

હસીને ગોરો બોલ્યો: "તારી જ સાથે ને ?"

ચમીએ હસવાનો પ્રયત્ન કર્યો, પણ તેનાથી હસાયું નહિ. તેણે મોં ફેરવી નાંખ્યું અને બીજા વાટકામાં દાળ પીરસવા માંડી. ગોરાએ શાકની વાટકી તરફ આંગળી કરીને કહ્યું: જોમડાની ખાઇની ચિંગડી છે કે ! ઘણા દહાડાથી તારા હાથનું શાક (ઝોલ) નથી ખાધું, માણકાની મા ! જોઉં તો ખરો, આજે કેવુંક રાંધ્યું છે ?"

ચમીની છાતી ધબક થતી ધ્રૂજી ઊઠી. આંખ અને મોંમાં જાણે બળતરા થવા લાગી. ગોરાએ ઝોલ (શાક) માંથી એક ફડકો લીધો ને મોઢા પાસે લઈ ગયો, ત્યાં તો ફડાક કરતી ચમી ગાંડાની માફક કૂદી ને તેનો હાથ ફટ્ટ દઇને પકડી લીધો. ડઘાઇ જઈને–અબુધ જેવો બનીને ગોરો ચમીના રાતાચોળ, ગાભરા ગાભરા ચહેરા તરફ જોઇ રહ્યો !

ધણીનો હાથ પોતાના ધ્રૂજતા કંપતા હાથમાં પકડી રાખી જોશભર્યું

સાસ ભરતી ચમી બોલીઃ "સાચ્ચું કહેશે, માણુકાના બાપ ?"

અપાર અચંબાથી જડ જેવા થયેલા સાદે ગોરો બોલ્યોઃ "શું કહું, માણુકાની મા ?"

"થાકીએ તને કામણ કર્યું છે ?"

ગોરો 'હાહાહાહા' કરતો હસી ઊઠયો. બોલ્યોઃ "તું જ ગાંડી થઇ ગઇ લાગે છે."

આકળે સાદે ચમી બોલીઃ "હું તો કંઇયે નથી થઇ, માણુકાના બાપ ! તું જ ચસકી જવા બેઠો છે."

"કપ્પાળ તારું !" કહી ગોરાએ હાથ છટકાવી લેવા પ્રયત્ન કર્યો. પણ ચમીએ તેનો હાથ વધારે જોરથી પકડી રાખ્યો ને ધ્રૂજતે સાદે બોલીઃ "રાખ, સાચ્ચું કહે, તું ગાંડો નહિ થઈ જાય ?"

ગોરો બોલ્યોઃ "આ તારી ધાંધલથી તો હવે મારું ખસી જશે ખરું એમ લાગે છે. ચલચલ, હાથ છોડ. પેટમાં બલાડાં બોલે ત્યારે આવો બખેડો મને નથી ગમતો !"

કહી તેણે ચમીના હાથમાંથી પોતાનો હાથ છટકાવી લીધો, અને હસતાં હસતાં ફરીથી શાકની વાટકીમાં હાથ નાંખ્યો. ચમીએ બંને હાથે શાકની વાટકી ખેંચી લીધી અને વાટકીસમેત શાક બહાર આંગણાંમાં ફેંકી દીધું. કશું ય ન સમજાયાથી ગોરો ચકિત થઇને પૂછવા લાગ્યોઃ "અરે, આ શું, ચમી ?"

ચમી જોશભેર હાંફતી, સાસ ખાતી બોલવા લાગીઃ "અરે, એ વાટકીમાં તો ઓસડિયું હતું રે મારા ધણી ! એ શાક ઝેરી હતું !"

વધારે અચંબાભર્યા સાદે ગોરાએ પૂછ્યુંઃ "તે કોણે ઓસડિયું નાંખેલું, ચમી ?"

ચમી બોલીઃ "મેં. મેં ગધેડીએ ભેળેલું. થાકીએ તને કામણ કરેલું છે, તે તેના ઉતારની જડીબુટ્ટી એ શાકમાં ભેળેલી હતી. પણ ખાડામાં પડે

થાકી ! ઊઠ, તું અહીંથી ઊઠ. જા. મારા ઘરમાં તારે ખાવા-જમવાનું નથી !"

આમ બોલી તેણે ગોરાના બંને હાથ પકડી તેને ઘસડવા માંડયો. ગોરો તેના આકળાગાભરા ચહેરા તરફ નીરખતો પ્રફુલ્લ, ચમકતે સાદે બોલ્યો: "એ નહિ બને ચમી, સમજી ? આજથી તારા સિવાયનું રાંધ્યું ખાઉં તો હું રામુ માછીનો દીકરો જ નહિ ! થાકીએ મને કામણ કર્યું હશે, તો તેનો ઉતાર તો તારા હાથમાં જ છે !"

ચમી તેના બંને હાથ જોરથી પકડી ભાણા પાસે જ બેસી પડી. રડતી રડતી બોલવા લાગી: "ઓ રે મારા ભાયડા ! તને હસવું કેમ કરી આવે છે ? હું તો આ તને ઝેર ખવડાવવા બેઠી'તી ! મને બેચાર લપડાક ખેંચી કાઢ રે મારા ધણી ! ત્યારે જ મને કળ વળશે !"

ગોરો હસીને બોલ્યો: "મારીશ, જરૂર મારવાનો. પણ ક્યારે, તું હવે નોખું રાંધશે ને, ત્યારે ! ચાલચાલ, હવે ઊઠ, ને પેલું બીજું શાક છે તે ઝટપટ પીરસ. બળ્યો રે તારો મનખો, આવી સરસ મોટી મોટી બે ચિંગડી બગાડી મારી !"

ચમીએ એંઠે હાથે જ આંખો લૂછી ને ઊભી થઈને હસતાં હસતાં તેણે ગોરાના ભાણામાં બાકીનું બધું શાક પીરસી દીધું. ગોરો હસતો હસતો મોટે સાદે બોલ્યો: "અરે થાકી, ઓ થાકી ! આ બૈરી મને કંઈ ઝેરી ઓસડિયું ખવડાવી દે છે, આવ, આવ જોવા !"

ખૂબ હસતાખીલખીલતા મોટા અવાજે ચમી બોલી: "જોઇ જોઇ તારી થાકી હવે ! હું તારી એવી થાકીથી, કે તારાથી ય કંઈ ડરું છું કે ? હું તો એની એ જ ચમી છું, મારા માણકાની મા !"

કહી ચમી એકદમ દોડી ને માણકાને ઊંચકી લઈ બચ્ચીએ બચ્ચીએ હેરાન કરી મૂકયો !

* * *